શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २६

## प्रेमानंदकृत

# रोषदर्शिकासत्यभामाख्यान.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

વડોદરા.
સંવત ૧૯૪૭-૪૮ સન ૧૮૯૧-૯૨.
કીમત રૂ. ૧-૪-૦
( સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે ).

**Under the liberal patronage of**

**His Highness Maharaja**

**SAYAJI RAO GAEKWAR**

**Sena Khaskhel Samsher Bahadur**

**Baroda.**



# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

VOL. XXVI.

PREMANAND'S

# ROSHADARSHIKA SATYABHAMAKHYAN.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántáválá

and

Nathashankar Pujashankar Shastri.



A. D. 1891-92.

Price Re. 1-4-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિપદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઈ તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યાશ્રયથી થાય તો સારૂ.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગૂજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા-રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઈ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પુડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ. દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાયછે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રીકવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્ત-ની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦ ) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વિરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે, અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વિર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્‌ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના સ્વચ્છ અને આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા, અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોધ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ, એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ, એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિધ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે: આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને કચ્છ, કઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.

---

પ્રાચીનકાવ્યમાળામાં નાટકનો આ પેહેલો ગ્રંથ છે; અને ગૂજરાતી ભાષામાં પણ જૂના કવિની શૈલી પ્રમાણે રચાયલો નાટકનો આ પેહેલોજ ગ્રંથ છે એમ કહીશું તોપણ ચાલશે. વળી હિંદુસ્તાનની બીજી પ્રાકૃત ભાષાઓની અંદર પ્રાચીન નાટકના ગ્રંથો હોય એવું જાણવામાં આવેલું નથી માટે પણ આ ગ્રંથને પેહેલોજ ગ્રંથ કહીએ છીએ. દૃશ્ય અને શ્રવ્ય એવા કાવ્યના બે ભેદ કાવ્યશાસ્ત્રીઓ માને છે, તેમાંનાં શ્રવ્યકાવ્ય પ્રાચીનકાવ્યમાળામાં આજ સુધીમાં ઘણાં પ્રકટ થઈ ગયાં છે. અને દૃશ્યકાવ્યમાંનો આ એક પ્રકટ થયેલો ગ્રંથ વાંચનાર જોશે. મહાકવિ પ્રેમાનંદે ગૂજરાતી ભાષાનું સાહિત્ય ખીલવવામાં જે જે યત્ન કરવો પડે તે કરવામાં બાકી રાખી નથી, તેનો આ એક પુરાવો છે. એ અવિશ્રાંત યત્ન કરનારા મહાકવિએ મહાભારતથી ત્રણગણાં સ્વતંત્ર અને ભાષાંતરરૂપ કાવ્યો લખ્યાં છે, અને એ ઉપરાંત ઘણાંક નાટકો પણ લખ્યાં છે. જ્યારે આપણે એમ સાંભળિયે છીએ કે તેણે આશરે અગિયાર નાટકો લખ્યાં છે, ત્યારે તેના મહાન્ અને અવિરત ( થાકયા વગરના ) પ્રયત્ન માટે, તથા તેની અદ્ભુત કવિત્વશક્તિમાટે આપણને ભારે વિસ્મય પેદા થાય છે. સૃષ્ટિ કોઇ કોઈ વાર અસાધારણબુધ્ધિના ચમત્કારો બતાવે છે, તેમાંનો આ પણ એક ચમત્કાર ન માનીએ તો બીજું શું માનીએ વારૂ ? કદાચ કોઈ લખનાર બહુ લખે, અને તે મહાકવિ પ્રેમાનંદ કરતાં પણ વધારે લખે, તોપણ તેના જેવું રસમય અને ચમત્કારવાળું લખે, એ બનવું કઠણ છે; અને આજ લગભગ બસો વરસ થયાં અને કવિની પૂર્વે સેંકડો વર્ષ પહેલાં પણ ગૂજરાતી ભાષામાં તેમ બન્યું નથી, એજ એ વાતની સાબીતી છે.

રોષદર્શિકાસત્યભામાખ્યાન, એ આખ્યાન શામાટે નહિ, અને શામાટે તેને નાટક કહેવું, એ તો જોનારને બહિર્દષ્ટિથી પણ પ્રત્યક્ષ જણાય એવું છે. એમ છતાં જો શાસ્ત્રીયદૃષ્ટિથીજ તેને જોઇએ તોપણ તે હાલ નાટક નામથી ઓળખાતી શ્રીહર્ષદેવકૃત રત્નાવલી અને પ્રિયદર્શિકા જેવી એક નાટિકા છે, એમ આપણે એનું વિવેચન કરતાં જોઈ શકીશું. જો

એ શુદ્ધ નાટિકાજ છે તો એના રચનાર કવિએ શામાટે એને નાટિકા નામ ન આપ્યું અને શામાટે આખ્યાન જેવું સાધારણનામ રાખ્યું, એ પ્રશ્નનું નિરાકરણ કવિએ પોતેજ નાટકની પ્રસ્તાવનામાં કર્યું છે અને તે વિષે વિશેષ ખુલાસો ટીકામાં પણ આપ્યો છે, તેથી અહીં હવે તે વિષે કાંઇ લખતા નથી. આ રીતે આ ગ્રંથ નાટિકાનો—અને સામાન્ય ભાષામાં બોલીએ તો નાટકનો છે, ત્યારે તેમાં નાટકનાં કયાં કયાં લક્ષણો છે તે જોઇએ. પણ તે પેહેલાં એ નાટકનું વસ્તુ અથવા ઇતિવૃત્ત શું છે, તે જાણવું જરૂરનું છે; માટે તે કહીએછીએ.

સત્રાજિત્ કરીને દ્વારકાના યાદવ પાસે એક સૂર્યે આપેલો સ્યમંતક નામે મણિ હતો, તે ચોરાયાનું આળ કૃષ્ણને માથે આવવાથી કૃષ્ણે તેનો શોધ કરી તે આણી આપ્યો હતો. તેમ છતાં લોકોની કૃષ્ણપરની શંકા દૂર થઇ નહોતી. જો સત્રાજિત્ પોતાની દીકરી સત્યભામાને કૃષ્ણ સાથે પરણાવે તો આ શંકા લોકોના મનમાંથી ખસે, એવા વિચારથી તથા કુલવાન યાદવની કન્યા મળે તેથી કૃષ્ણની ઇચ્છા સત્યભામાને વરવાની હતી. પણ સત્રાજિતનો વિચાર કોઇ બીજા સાથે સત્યભામાને પરણાવવાનો હતો. કૃષ્ણના હાસ્યવિનોદના મિત્ર શ્રીદામાએ એક વાર કૃષ્ણના બાગમાં સત્યભામા તથા કૃષ્ણનો મેળાપ કરી આપીને બન્નેનો પરસ્પર અનુરાગ ઉત્પન્ન કર્યો. પણ એ વાત રૂક્મિણીના જાણવામાં આવવાથી ( શોક્ય આવે તે કોઇને ગમતું નથી તેથી ) તેણે સત્રાજિત્‌ને આ વાતની ખબર કરી. સત્રાજિત્ બાગમાંથી સત્યભામાને ઘેર લેઇ ગયો અને તેને પોતાના ઘરમાં કેદ કરી. બીજે દિવસે એક મોટો મેળો હોવાથી સહુ બાગમાં ગયાં. સત્યભામાને પણ પુરતી ચોકી સાથે સત્રાજિતે જવા દીધી. એવામાં વાઘ આવ્યાની બૂમ ઉડવાથી સૌ કોઈ અસ્તોવ્યસ્ત થઇ ગયાં અને સત્યભામા કૃષ્ણને આવી મળી ત્યાં તેમનો નારદે હસ્તમેળાપ કર્યો. નાટકના ચાર અંક અહીં સમાપ્ત થાય છે.

પાંચમા અંકથી જાણે નવો અને જૂદોજ પ્રસંગ હોય તેવું વર્ણાય છે. નારદ એક ફૂલ કૃષ્ણને આપીં જાય છે, તે ફૂલ કૃષ્ણ પાસેથી રૂક્મિણી લેઇ લેછે. તે જાણીને સત્યભામા કૃષ્ણ સાથે લડે છે અને સ્વર્ગમાંથી તે ફૂલનું આખું ઝાડ અણાવવા હઠ લે છે. એવામાં ભૌમાસુર નામે દૈત્ય, જેણે યજ્ઞ કરવા માટે સોળ હજાર રાજકન્યાઓ એકઠી કરી પૂરી રાખી હતી તે દેવોને હરાવી ઇંદ્રને પદભ્રષ્ટ કરેછે. આ સંકટમાંથી મુક્ત કરવાને તેઓ કૃષ્ણને નારદ મારફત પ્રાર્થના કરેછે, પણ કૃષ્ણ તે વાતની ઉપેક્ષા કરેછે એમ જોઇ તેમણે 'અદિ-

તિકુંડલાહરણ' નામે એક નાટક કૃષ્ણની પાસે ભજવી બતાવ્યું, અને તેમાં ભોમાસુરે કરેલી દેવોની દુર્દશા બતાવી આપી. આ નાટક જોઇ સત્યભામા વગેરે સર્વ દેવોને દુઃખમાંથી મુક્ત કરવાને કૃષ્ણની પ્રાર્થના કરવા લાગ્યાં. કૃષ્ણ ત્યાં જવા તૈયાર થાયછે તેની સાથે સત્યભામા પણ જાયછે. સત્યભામાની સમક્ષ કૃષ્ણ ભૌમાસુરનો વધ કરી સ્વર્ગમાં જઇ પારિજાતક લાવીને સત્યભામાને બારણે રોપી તેને ખુશ કરેછે. પાછલા ત્રણ અંકનું આ વસ્તુ છે.

"રોષદર્શિકાસત્યભામાખ્યાન" એ નામ ઉપરથી તો જાણે પાછલા ત્રણ અંકજ નાટકને માટે બસ છે; પણ તેમ થાય તો તે છેક નાનું થાય, તથા નાટિકાનાં બધાં લક્ષણ તેટલામાં આવી શકે નહિ માટે સત્યભામાનો પરિણય એમાં પ્રથમ ઉમેરીને કવિએ આખું નાટક ઘડયું હોય એમ લાગેછે.

સત્યભામાનો પરિણય, તેનો રોષ, અને તેના રોષની શાંતિ, એ ત્રણ મુખ્ય બાબતો આ વસ્તુમાં છે. હવે કવિએ એ વસ્તુનો વિસ્તાર કેવી રીતે કર્યો છે તથા તેની નાટકમાં કેવી રીતે સંકલના કરી છે, એ જોવું જોઇએ. કેમકે સ્થળ તથા કાળને સાચવીને ચમત્કારિક વાક્યોવડે રસમય વસ્તુસંકલના કરવી એમાંજ નાટકકારની ચતુરાઈ રહેલી છે. નાટકમાં કેવી રીતે વસ્તુસંકલના કરી હોય તો તે યથાયોગ્ય કહેવાય, તે જાણવા માટે આપણે પ્રથમ નાટ્યશાસ્ત્રનું સંક્ષિપ્ત અવલોકન કરીએ.

દૃશ્યકાવ્યને સંસ્કૃત ગ્રંથકારો **રૂપક** કહેછે. કેમકે એમાં રામાદિનાં રૂપ નટને વિષે આરોપણ કરવામાં આવેછે. રૂપકમાં જૂદા જૂદા પ્રકારનું **વસ્તુ** અથવા **ઇતિવૃત્ત** વર્ણાય છે; જૂદા જૂદા **રસ** વર્ણાય છે; તથા જૂદા જૂદા પ્રકારના **નાયક** હોયછે. આથી કરીને તે રૂપકના અનેક ભેદ થઈ જાયછે. **નાટક** એ ભેદમાંનો એક ભેદ છે.

ઉપર કહ્યા પ્રમાણે વસ્તુ, નાયક અને રસવડે રૂપકના જે પ્રકાર થાયછે તેમાં નાટક પેહેલો ભેદ છે. પ્રકરણ, ભાણ, પ્રહસન, ડિમ, વ્યાયોગ, સમવકાર, વીથી, અંક અને ઇહામૃગ, એવા બીજા નવ ભેદ સુદ્ધાં રૂપકના કુલ દશ ભેદ થાયછે. એ વગર બીજા પણ ઘણા ભેદ થાયછે, તે નાટ્યશાસ્ત્ર જોવાથી માલમ પડે.

રૂપકના બીજા ભેદથી નાટકનો એક જૂદો ભેદ પાડવાનું કારણ પાછળ કહ્યું તેમ વસ્તુ, નાયક તથા રસ છે; ત્યારે વસ્તુ વગેરે શું છે તે જોઈએ. જે

ઉપરથી રૂપકનું અંગ રચવામાં આવેછે તે કથા અથવા વૃત્તાંતને વસ્તુ કે ઇ-તિવૃત્ત કહેછે. આ ગ્રંથમાં સત્યભામાની કૃષ્ણને પ્રાપ્તિ થવી, ભૌમાસુરનો વધ થવો, તથા પારિજાતકનું પુષ્પ લાવવું, એ ઇતિવૃત્ત અથવા વસ્તુ છે.

એ વસ્તુમાં બે પ્રકાર હોયછે. એક તો મુખ્ય વસ્તુ જેને **"આધિકારિક"** કહેછે તે, અને બીજો, અંગભૂત વસ્તુ, જેને પ્રાસંગિક કહેછે તે. આ નાટકમાં સત્યભામાની પ્રાપ્તિ અને પારિજાતકનું આણવું એ મુખ્ય વસ્તુ છે; તથા ભૌમાસુરવધ, બાગમાં નગરલોકોની ઉજાણી, સોળ સહસ્ર રાજકન્યાઓ પરણી આણવી, એ **પ્રાસંગિકવસ્તુ** છે.

પ્રાસંગિકવસ્તુના બે ભેદ છે: **પતાકા** અને **પ્રકરી.** જે પ્રાસંગિકવસ્તુ નાટકમાં ઘણે લાંબે સુધી વર્ણાઇ હોય તેને પતાકા કહેછે; અને એકાદ જગોએ કાર્ય કરીને ફરી જોવામાં ન આવે તેને પ્રકરી કહેછે. આ ગ્રંથમાં રૂક્મિણીનો સત્યભામા સાથે શોક્યપણાનો વ્યવહાર એ પતાકારૂપ પ્રાસંગિકવસ્તુ છે અને બાગમાં ઉજાણી, હીમતીનો પ્રસંગ, વગેરે પ્રકરીરૂપ પ્રાસંગિકવસ્તુ છે.

ઉપર કહેલું વસ્તુ કાં તો ઇતિહાસમાંથી લીધેલું હોયછે, કાં તો કવિકલ્પિત હોયછે કે કાં તો થોડુંક ઐતિહાસિક અને થોડું કવિકલ્પિત એમ મિશ્ર હોયછે. અને તે ઉપરથી તે અનુક્રમે **પ્રખ્યાત, ઉત્પાદ્ય,** કે **મિશ્ર,** કહેવાય છે. આ નાટકનું વસ્તુ મિશ્ર છે: કેમકે શ્રીદામો, નાગરિકા, વગેરે પાત્રો, તથા ઉજાણી વગેરે પ્રસંગ કવિકલ્પિત છે. તથા મણિ ચોરવો, સત્યભામાની પ્રાપ્તિ, ભૌમવધ, પારિજાતહરણ, વગેરે પ્રસંગ ઐતિહાસિક છે.

જે વસ્તુના આધારથી નાટકની રચના કરી હોય તે વસ્તુને **અર્થપ્રકૃતિ** કહે છે. કેમકે નાટકનો અર્થ તેમાંથી ઉત્પન્ન થાય છે. એ અર્થપ્રકૃતિ પાંચ પ્રકારની છે. **બીજ, બિંદુ, પતાકા, પ્રકરી,** અને **કાર્ય.**

ઇતિવૃત્તના બીજ રૂપ વૃત્તાંતને બીજ કહેછે. જેમ સત્યભામાનું લગ્ન થવામાં કૃષ્ણ અને સત્યભામાનો અનુરાગ એ બીજ છે.

મુખ્ય વસ્તુ કે પ્રાસંગિક વસ્તુ અટકી જાય ત્યારે જે બીજ આરોપણ કરીને તે વસ્તુ આગળ ચલાવવામાં આવે તેને બિંદુ કહેછે. જેમ કે સત્યભામાની-પ્રાપ્તિ થવાથી મુખ્ય વસ્તુ અટકી જાય છે તેને રૂક્મિણીને ફૂલ આપવાથી સત્યભામાને રોષ ઉત્પન્ન કરી ફરી આગળ ચલાવ્યું છે માટે સત્યભામાનો રોષ એ બિંદુ છે.

પતાકા તથા પ્રકરી વિષે પાછળ કહેવામાં આવ્યું છે. ઇતિવૃત્તવડે જે ફળ ઉત્પન્ન કરવું તેને કાર્ય કહેછે. આ નાટકમાં સત્યભામાને પ્રસન્ન કરવી એ કાર્ય છે. નાટ્યગ્રંથોમાં એમ લખેછે કે ધર્મ, અર્થ, કે કામ, એ ત્રણમાંથી એક ફળ ઉત્પન્ન કરવું તેને કાર્ય કહેવું. એ રીતે જોતાં આ ફળનો કામમાં સમાવેશ થાય છે.

નાટકમાં બીજ, બિંદુ, પતાકા, પ્રકરી, અને કાર્ય, એ પાંચવાનાં વર્ણાય છે તે બધાં અહીં વર્ણાયાં છે. પણ એ વસ્તુ વર્ણાવવામાં કાંઇ ક્રમ છે કે નહિ, એવો પ્રશ્ન સહેજ ઊઠે છે. આ પ્રશ્નનું નિરાકરણ કરવા માટે તે ક્રમ પણ નાટ્યશાસ્ત્રમાં કહેલો હોય છે. એવી રીતે કે, પ્રત્યેક કાર્ય ઉત્પન્ન કરવામાં અનુક્રમે આ પાંચ અવસ્થાઓ વર્ણવવી; **આરંભ, યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ, અને ફલાગમ.**

**આરંભ**—મોટા ફળના લાભને અર્થે જે ઉત્કંઠા વર્ણવવી તે. જેમ આ નાટકમાં મણિચોરનું આળ મટવાને તથા યાદવકન્યા પ્રાપ્ત થવાને સત્યભામાનો કૃષ્ણ સાથે અનુરાગ થવાનું પ્રથમ વર્ણાયું છે, તે આરંભ છે.

**યત્ન**—ફળપ્રાપ્તિ માટે જે ત્વરાયુક્ત વ્યાપાર તે. જેમ કેદમાં પડેલી સત્યભામાએ કૃષ્ણનું ચિત્ર કાઢ્યું છે તથા તે યુક્તિથી શ્રીદામો મેળવીને કૃષ્ણને આપે છે, તેથી કૃષ્ણનો અનુરાગ પરિસીમાને પોહોચી જાયછે, તે યત્ન છે.

**પ્રાપ્ત્યાશા**—ફળલાભ થવામાં જે અડચણ આવવી તથા તે દૂર થવી, એવું વર્ણાય તે. સત્યભામાનાટકમાં કૃષ્ણસત્યભામાનો મેળાપ ન થવા દેવામાં રૂકિમણીએ કરેલી બધી અડચણોનો આમાં સમાવેશ થાય છે.

**નિયતાપ્તિ**—નિશ્ચયપણે ફળની પ્રાપ્તિ. જેમ સાર્વજનિક મેળામાં સત્યભામાનું ગમન વર્ણાયું છે ત્યાં વાઘના ભયથી એનું રક્ષણ કરનારાઓનો ગભરાટ પણ વર્ણાયોછે. એ ગભરાટ વર્ણીને કવિ એમ સૂચવે છે કે રક્ષણ કરનારાઓ સત્યભામાને લાયક નથી માટે કૃષ્ણને જરૂર સત્યભામા મળશે. આ પ્રસંગ તે નિયતાપ્તિ છે.

**ફલાગમ**—સમગ્ર ફળની પ્રાપ્તિ. જેમ કૃષ્ણને સત્યભામા પ્રાપ્ત થઇ તે ફલાગમ છે. સત્યભામાને પારિજાતક આણી આપવાથી તેનો રોપ મટ્યો એ પણ ફલાગમ છે.

પાછળ કહ્યું તેમ આ નાટક બે ભાગે લખાયલું હોવાથી કાર્યની પાંચ અવસ્થા પણ પેહેલા ચાર અંકમાં જૂદી અને પાછલા ત્રણ અંકમાં પણ જૂદી જૂદી માલમ પડશે. કેમકે પેહેલામાં સત્યભામાની પ્રાપ્તિ એ કાર્ય છે અને બીજામાં સત્યભામાનો રોષ મટવો એ કાર્ય છે.

ઉપર કહેલી બીજ વગેરે પાંચ અર્થપ્રકૃતિ તથા આરંભ વગેરે પાંચ કાર્યની અવસ્થા એકજ ગ્રંથમાં વર્ણાય છે, અને તે એવી રીતે કે જ્યાં આરંભ વર્ણાતો હોય ત્યાં બીજ પણ વર્ણાતું હોય; જ્યાં યત્ન વર્ણાતો હોય ત્યાં બિંદુ પણ વર્ણાતું હોય; જ્યાં પ્રાપ્ત્યાશા વર્ણાતી હોય ત્યાં પતાકા પણ વર્ણાતી હોય; અને એમજ આગળ પણ. આમ થવાથી અર્થપ્રકૃતિ તથા કાર્યાવસ્થાનો યોગ કે સંધિ થાયછે તેને નાટકના પાંચ સંધિ કહેછે. **મુખ**, **પ્રતિમુખ**, **ગર્ભ**, **અવમર્શ**, અને **ઉપસંહાર**, એવાં તે પાંચ સંધિનાં નામ છે.

જૂદા જૂદા પ્રયોજનવાળા કથાના ભાગોને મુખ્ય પ્રયોજન સાથે જોડી દેવા, તેનું નામ સંધિ, એવું સંધિનું લક્ષણ નાટ્યશાસ્ત્રમાં કરેલું છે. જૂદે જૂદે પ્રકારે રસની ઉત્પત્તિ કરવાને ક્યાં ક્યાં કેવું વર્ણન કરવું એ વાત સંધિ તથા તેનાં અંગ સમજવાથી જાણવામાં આવેછે. મુખસંધિનાં **ઉપક્ષેપ** વગેરે બાર અંગ છે. પ્રતિમુખસંધિનાં **વિલાસ** વગેરે તેર અંગ છે. ગર્ભસંધિનાં **અભૂતાહરણ** વગેરે બાર અંગ છે. અવમર્શસંધિનાં **અપવાદ** વગેરે તેર અંગ છે. ઉપસંહાર (એનું બીજું નામ નિર્વહણસંધિ છે) સંધિનાં **સંધિ** વગેરે ચૌદ અંગ છે. મહાકવિ પ્રેમાનંદે એ અંગ સહિત પાંચે સંધિઓ ક્યાં ક્યાં વર્ણ્યા છે તે ટીકામાં બતાવ્યું છે, એટલે અમે અહીં વિસ્તાર કરતા નથી.

આ કવિએ મધુર, ઉચ્ચ પ્રકૃતિનો અને રસમય ભાગ ભજવી બતાવવાને ઠામે વર્ણ્યો છે, પણ જે ભાગ રંગભૂમિ ઉપર ભજવી બતાવવાને લાયક નથી, તે ભાગ વિષ્કંભક વગેરેથી સૂચવ્યો છે. વસ્તુના સૂચ્ય અને દૃશ્ય, એવા બે વિભાગ નાટ્યશાસ્ત્રકારોએ પાડેલા છે તે પ્રમાણેજ આ નાટકમાં જોવામાં આવે છે. ભૌમાસુરવધ રંગભૂમિ ઉપર બતાવવા જેવો નથી માટે તેને વિષ્કંભક દ્વારા કહી બતાવ્યો છે. **વિષ્કંભક**, **ચૂલિકા**, **અંકાસ્ય**, **અંકાવતાર** અને **પ્રવેશક**, એવા પાંચ ભાગમાં સૂચ્ય વસ્તુને નાટ્યશાસ્ત્રમાં વહેંચેલી છે; તથા દૃશ્યવસ્તુને પણ **નિયતશ્રાવ્ય**, **સર્વશ્રાવ્ય** અને **અશ્રાવ્ય** એવા ત્રણ ભાગમાં વહેંચેલી છે. આ વાતથી કવિ સારી પેઠે માહીત છે એમ તેના ગ્રંથમાંથી સ્પષ્ટ દેખાઈ આવે છે.

નાટકની વસ્તુ વિષે નાટ્યશાસ્ત્રમાં એટલું જાણવાનું હોય છે. અને તે તે વિષય સમજાવવાને અમે ઉપર પ્રેમાનંદના આ પ્રસ્તુત ગ્રંથમાંથીજ ઉદાહરણ આપ્યાં છે તે ઉપરથી કવિના શાસ્ત્રીયજ્ઞાન વિષે બહુ ઉચ્ચમત બંધાય છે.

નાયક એ નાટકમાં વર્ણાતો બીજો વિષય છે. સામાન્યતઃ નાયક કેવો જોઇએ, તે વિષે સાહિત્યગ્રંથોમાં લખેછે કે તે વિનીત, મધુર, ત્યાગી, દક્ષ, પ્રિયંવદ, શુચિ, રક્તલોક, વાગ્મી ( બોલી જાણનારો ), રૂઢવંશ, સ્થિર, યુવા, બુદ્ધિમાન્, પ્રજ્ઞાવાન્, ઉત્સાહવાન્, સ્મૃતિમાન્, કલાવાન્, માની, શૂર, દૃઢ, તેજસ્વી, શાસ્ત્રચક્ષુ, અને ધાર્મિક જોઇએ. નાટક વાંચવાથી માલમ પડશે કે આ ગ્રંથના નાયક કૃષ્ણમાં પ્રેમાનંદે ઘણાખરા ગુણો તો સ્પષ્ટ બતાવી આપ્યા છે. નારદાદિના મેળાપ વખતે તે વિનીત જણાય છે; સત્યભામાના મેળાપમાં તે સુંદર અથવા મધુર જણાય છે; બન્ને પત્નીઓનું સમાધાન રાખવામાં તે દક્ષ જણાય છે; રૂક્મિણી અને સત્યભામા સાથે વાતચિત કરવામાં તે પ્રિયંવદ જણાય છે, પત્નીઓ આગળ વાતચિતમાં તે બંધાતો નથી તેથી વાગ્મી જણાય છે; યદુકુળમાં ઉત્પત્તિથી રૂઢવંશ જણાય છે; સત્યભામા ઉપર પ્રેમ કરીને પછી પ્રચલિત થયો નથી માટે સ્થિર જણાય છે; શ્રીદામા સાથેની વાતચિતમાં તે ઉત્સાહવાન્ જણાય છે; રૂક્મિણીના અંબોડામાં ફૂલ ગુંથવામાં તે કલાવાન્ જણાય છે; ભૌમાસુરનો વધ કરવામાં તે શૂર જણાય છે; દેવો તેને પ્રણામ કરે છે તેથી તે તેજસ્વી જણાય છે; શાસ્ત્રનાં વચનો તે કહી બતાવે છે માટે તે શાસ્ત્રચક્ષુ જણાય છે; અને એજ પ્રમાણે યુવા, બુદ્ધિમાન્, પ્રજ્ઞાવાન્, વગેરે ગુણો જૂદી જૂદી જગોએ વર્ણીને કવિએ આ નાયકને નાટ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્ણ્યો છે.

વળી ગ્રંથમાં કૃષ્ણને નિશ્ચિંત, કલાસક્ત, સુખી અને મૃદુ વર્ણીને તે **ધીરલલિત** નાયક છે એમ પણ બતાવી આપ્યું છે. તથા તેમાં પણ અનેક સ્ત્રીઓ છતાં પ્રત્યેકમાં સમાન પ્રીતિવાળો વર્ણીને તેની ગણના **દક્ષિણ** નાયકમાં કરાવી છે. એમ છતાં કૃષ્ણના અપરાધ કોઇ કોઇ જગોએ પકડાઇ જતા વર્ણવ્યા છે માટે તેમાં કાંઇક ધૃષ્ટતા કે શઠતા જેવું માલમ પડે છે; પણ તેટલા ઉપરથી એ ધૃષ્ટ કે શઠ નાયક છે એમ સમજવું નહિ.

આ નાટકમાં નાયકનાયિકાના અંતઃપુરસાહાયમાં શ્રીદામાને વિદૂષક તરીકે ગણ્યો છે તે **શૃંગારસાહાય** છે અને નારદ **ધર્મસાહાય** તરિકે વર્ણાયા છે. સત્યભામાની સખી નાગરિકા, કૃષ્ણનો સખા શ્રીદામો, અને રૂ-

રુક્મિણીની સખી કનકમાલિકા, એ દૂત દૂતી તરિકે સાહાયકારી વર્ણાયાં છે.

હવે ગ્રંથની નાયિકા સત્યભામા તરફ જોઈએ, **સ્વીયા**, **પરકીયા** અને **સામાન્યા** એવા નાયકાના મુખ્ય ત્રણ ભેદ છે તેમાંથી આ સ્વીયા નાયિકા છે, એ તો વગર કહે પણ નાટક વાંચતાંજ જણાય એવું છે. સત્યભામાને આમાં મુગ્ધા વર્ણી છે. ( જુઓ પૃષ્ઠ ૭૯ મું ). ત્યાં લખેછે કે—

## શાર્દૂલવિક્રીડિત.

**આ જો નૂતન તું યુવા યુવતીની, કેવી જણાયે કહું,**
**આહા! શો અતનુવિકાર ઉપજ્યો, ચક્ષુથી જોઈ રહું;**
**એ તો વામ હશે અપાર રતિમાં, માને મૃદુતા બહુ,**
**જો જો લક્ષણ લાજનું પ્રિય સખા, પંચે હું પૂરાં લહું.**
ધ્૦ ધ્૦ ધ્૦ ધ્૦

એમાં નવીન તારૂણ્યતા, નવીન કામવિકાર, રતીમાં વામા, મૃદુકોપા, અને અધિક લજ્જા, એવાં મુગ્ધાનાં પાંચે લક્ષણ અનુક્રમે વર્ણ્યાં છે.

નાયિકાના સ્વાધીનપતિકા વગેરે આઠ અવસ્થાના યોગથી ભેદ થાય છે તેમાંથી સત્યભામાને કવિએ આરંભમાં વિરહોત્કંઠિતા, પછી કલહાંતરિતા, અને છેવટે સ્વાધીનપતિકા વર્ણી છે એ પણ સ્પષ્ટ છે.

આ નાટકમાં કવિએ ઠામ ઠામ નાયિકાના શોભા, કાંતિ, માધુર્ય, વગેરે અયત્નજ અલંકાર; ભાવ હાવ, વગેરે અંગજ અલંકાર; અને લીલા, વિલાસ વિચ્છિતિ, વગેરે સ્વાભાવિક અલંકાર ઘટિત પ્રસંગે વર્ણ્યા છે, તે ટીકા જોવાથી જણાશે.

આ કાવ્યમાં મુખ્ય રસ શૃંગાર છે માટે ગીત, નૃત્ય વિલાસ, કામભોગ, જેમાં આવે એવો વ્યાપાર વર્ણાયો છે, અને તેથી યોગ્ય જગોએ નાટકમાં વર્ણાતી ચારમાંની **કૈશિકિવૃત્તિ** વર્ણાઇ છે. સાર્વજનિક ઉજાણી વખતે બાગમાં વાઘનો ભય ઉપજે છે ત્યાં **આરભટીવૃત્તિ** વર્ણાઈ છે. દેવ અને ઉચ્ચ પાત્રોની વાતચિત્તમાં તથા નાટકની શરૂઆતમાં સૂત્રધારનાં વચનોદ્વારા **ભારતીવૃત્તિ** વર્ણાઇ છે. કૈશિકી, સાત્વતી, આરભટી, અને ભારતી વૃત્તિઓનાં લક્ષણ નાટ્યગ્રંથોમાં જેવાં કહેલાં છે તેવાંજ અહીં વર્ણાયાં છે એમ જણાવવાને તેનાં લક્ષણ આ નીચે આપ્યાં છે.

**વૃત્તિ**—નાયક વગેરેનો કાર્યમાં પ્રવૃત્તિ રૂપ વ્યાપાર તે વૃત્તિ કહેવાય છે.

**કૈશિકિવૃત્તિ**—ગીત, નૃત્ય, વિલાસ, કામભોગ, વગેરે સહિત સ્ત્રીયુક્ત મૃદુશૃંગારી કામફળયુક્ત વ્યાપાર તે. એના **નર્મ, નર્મસ્ફૂર્જ નર્મસ્ફોટ,** અને **નર્મગર્ભ,** એવા ચાર ભેદ છે.

**સાત્વતીવૃત્તિ**—શોકહીન તથા સત્વ, શૌર્ય, દાન, દયા, હર્ષ, આર્જવ ઇત્યાદિથી યુક્ત, થોડા શૃંગાર અને અદ્ભુત રસવાળો વ્યાપાર તે. એના પણ **સંલાપ, ઉત્થાપક, સાંઘાત્ય,** અને **પરિવર્ત્તક,** એવા ચાર ભેદ છે.

**આરભટીવૃત્તિ**—માયા, ઇંદ્રજાળ, સંગ્રામ, ક્રોધ, ઉદ્ભ્રાંતિ, પ્રસ્તાવ, પાત, ઠેકડા મારવા, છેદન, અને વધબંધાદિકથી યુક્ત જે વ્યાપાર તે. **સંક્ષિપ્તિ, સંફેટ, વસ્તૂત્થાપન,** અને **અવપાત,** એવા એના પણ ચાર ભેદ છે.

**ભારતીવૃત્તિ**—સંસ્કૃતમય વાણીનો વ્યવહાર તે ભારતીવૃત્તિ જાણવી.

નાટયશાસ્ત્રમાં નાટકનાં છત્રીશ લક્ષણ તથા તેત્રીશ અલંકાર વર્ણેલા છે. એ લક્ષણ અને અલંકાર નાટકને શોભાવે છે, માટે તેની યોજના સારા કવિઓ બની શકે તેટલી કરેછે. આપણા મહાકવિએ પોતાના ગ્રંથમાં તેની યોજના એટલે છૂટે હાથે કરી છે કે તેનું એક પણ વાક્ય નાટયાલંકાર કે નાટયલક્ષણ વિનાનું નથી, એમ કહીશું તોપણ ચાલશે. એ અલંકાર અને લક્ષણો ટીકામાં ઠામઠામ ઉઘાડાં કરી આપવામાં આવ્યાં છે.

અત્યારસુધી આપણે એક બાજુપર નાટયશાસ્ત્ર અને બીજી બાજુપર "સત્યભામાખ્યાન નાટિકા" મૂકીને તેનો સરખાવો કર્યો અને તેમાં આપણે જોયું કે નાટકના કે રૂપકના બધા ગુણો તેમાં છે માટે એને નાટકના કે રૂપકના ગમે તે વર્ગમાં મૂકી શકાય. નાટક વગેરે રૂપકના દશ ભેદનાં તથા નાટિકા વગેરે અઢાર ઉપરૂપકના ભેદનાં લક્ષણો જોતાં આ ગ્રંથને નાટિકા કહેવી એ ઠીક બંધબેસતું છે. નાટિકાનું લક્ષણ નાટયશાસ્ત્રમાં આ પ્રમાણે કરેલું છે:—

**નાટિકામાં નાયિકા મુગ્ધા યોજવી, તથા તે દિવ્યા અને અતિ મનોહરા યોજવી.** આ નાટિકામાં સત્યભામા મુગ્ધાનાયિકા છે એ તો પાછળ કહી ગયા છીએ; હવે તે પૃથ્વીનો અવતાર હોવાથી દિવ્યા પણ છે. અને કવિએ અપ્સરાઓના સંવાદદ્વારા એ તેનું દિવ્યાપણું પ્રસિદ્ધ કર્યું છે. ભૌમાસુરનો વધ તેની માના કહેવા વગર થાય નહિ, માટેજ કૃષ્ણ સત્યભામાને ભૌમનો વધ કરવામાં સાથે લેઇ ગયા હતા. (જુઓ પૃષ્ઠ ૨૫૪ ):-

"તિલોત્તમા—શું ત્યાર પછી ભૌમાસુર એકલોજ રહ્યો કે ? મૂઆની કને વૈષ્ણવાસ્ત્ર હતું એટલે એને બીજા કશાની ગરજ છે ? વારૂ બેન ! પછી શું થયું તે તું વેહેલી વેહેલી કહી દે.

રંભા—મૂઓ કામી તો હતોજકની ! તે સત્રાજિત્‌સુતાને જોઈ મોહિત થયો, અને એવામાં બનવાકાળ કે સત્યભામાએ પોતાના પ્રિયતમને કટાણીને કહ્યું કે હવે આ એકલો રહ્યો તેને સત્વર મારી નાખો એટલે હું નીરાંતે તમારી સાથે વાતો કરતી જ્યાં જવું છે ત્યાં જઉં !

તિલોત્તમા—( તાળી આપી ) સખિ ! ઘાટ તો ઠીક આવ્યો. મૂઆની માએજ મૂઆને મરાવ્યો ! પણ પછી શું થયું તે ઉતાવળી કહી નાખ્ય."

ઇત્યાદિથી સત્યભામા ભૌમાસુરની મા સાબિત થાય છે. પણ ભૌમાસુરની મા પૃથ્વીદેવી છે માટે સત્યભામા પૃથ્વીદેવીનો અવતાર હોવાથી દિવ્યા નાયિકા છે. ભૌમાસુર એના પર મોહિત થયો, તથા કૃષ્ણ એના રૂપથી મોહ્યા, વગેરે વર્ણનથી મનોહરપણું તો સિદ્ધજ છે. વારૂ; **તે અંતઃપુર-સાથે સંબંધ ધરાવનારી જોઈએ; તથા તેના ગુણશ્રવણ કે દર્શનથી નાયકની તેના ઉપર ઉત્તરોત્તર વધતી પ્રીતિ વર્ણવવી જોઈએ; તથા દેવીથી બીહીતો નાયક યોજવો.** અહીં સત્યભામાને અંતઃપુર સાથે સીધો સંબંધ ધરાવનારી વર્ણી નથી, પણ એકજ સ્થળમાં હોવાથી કેવળ અંતઃપુરને વળગી રહેવાની કવિએ જરૂર જોઇ નથી. જ્યારે નાયિકા પરદેશની હોય ત્યારેજ તેમ થવાની જરૂર છે એવું પ્રિયદર્શિકા અને રત્નાવલિ વગેરે નાટિકાઓ જોતાં માલમ પડે છે. સત્યભામાના દર્શનથી કૃષ્ણની તેના ઉપર ઉત્તરોત્તર વધતી જતી પ્રીતિ વર્ણવાઇ છે, તથા રૂક્મિણીનું અપમાન ન થાય માટે તેનાથી કૃષ્ણને બીહીતા વર્ણ્યા છે. **એનું ઇતિવૃત્ત કવિકલ્પિત જોઈએ.** ઘણો ભાગ અથવા સમગ્ર રચના કવિકલ્પિતજ છે. **ધીરલલિત નાયક જોઈએ અને તે રાજા જોઈએ.** કૃષ્ણ એ બન્ને લક્ષણવાળો નાયક છે. **તેના અંક ચાર યોજવા.** પાછળ કહ્યું છે તેમ નાટિકાનું ઇતિવૃત્ત ચાર અંકમાંજ સમાપ્ત થાય છે. ત્રણ અંકનો જે વધારો કર્યો છે તે જૂદો પાડી શકાય એવો હોવાથી નાટ્યશાસ્ત્રના નિયમનો ભંગ થઇ શકતો નથી. વળી ચારજ અંક કરવા એવો નિયમ ઘણા કવિઓએ પાળેલો પણ નથી. કેમકે બહુધા ચાર અંક કરવા, એમ કહેવાનો ત્યાં હેતુ છે. **નાયિકાને નામે નાટિકાનું નામ પાડવું.** 'રોષદર્શિકાસત્યભામાખ્યાન' એ નામ નાયિકાને નામેજ છે. **નવીન પ્રીતિ કરનારી એવી રાજવંશની નાયિકા યોજવી.**

અહીં તેમજ છે. તેને વિષે નાયકનો પ્રેમ થતાં તેના મનમાં દેવાની બીક રહેવી જોઈએ. અહીં કૃષ્ણ અને રૂક્મિણીના સંબંધમાં તેમજ વર્ણાયું છે. એ દેવી જ્યેષ્ઠા, પ્રગલ્ભા અને રાજવંશની હોવી જોઈએ રૂક્મિણી તેવીજ છે. તેને ડગલે ડગલે સાનવંતી કરવી. ગ્રંથમાં જુઓ; રૂક્મિણીનું માન પદે પદે જળવાયું છે. એમાં કૈશિકીવૃત્તિ આણવી. તે આવી છે એમ પાછળ બતાવી ગયા છીએ. સંધિ આવે એટલા આણવા. તે પણ કહી ગયા છીએ.

ઉપર લક્ષણ અને લક્ષ્યનો મુકાબલો કરી બતાવ્યો છે તેથી નાટ્યશાસ્ત્રના નિયમને જરેજર સમજીને તેણે આ નાટિકા લખી છે, એમ ખુલ્લું જોવામાં આવશે. અસ્તુ. નાટિકા, એ ' નાટક ' તથા 'પ્રકરણ' (નામે રૂપકનાં ભેદ ), એ બે મિશ્ર થવાથી થાયછે. એટલે ' કવિકલ્પિત ઇતિવૃત ' એ તેમા પ્રકરણનો ભાગ આવે, અને બીજી બધી બાબત નાટકની આવે, માટે ઇતિવૃત્તને બાદ કરતાં તેની તમામ રચના નાટક જેવી હોવી જોઇએ. માટે હવે એ ગ્રંથની રચનાને નાટક રૂપે તપાસીએ.

નાટકકાર આરંભમાં શિષ્ટસંપ્રદાય પ્રમાણે નાન્દી અથવા મંગળાચરણ કરેછે નાન્દીમાં કવિએ કેટકેટલી ખુબી કરી છે તે ટીકામાં વિસ્તારથી બતાવી છે. તે કરતાં નાટ્યરચના તરફ જોતાં એમાં પતાકાસ્થાનકની રચના કરીછે એ વિશેષ છે. નાટકની રચનામાં કવિએ કોઇ કોઇ જગાએ પતાકાસ્થાન અને-વીથીનાં અંગની યોજના કરવી એ નાટ્યશાસ્ત્રકર્તાઓની આજ્ઞા છે: ચાલય તા પ્રકરણના ભાવિઅર્થનું સૂચન અન્યોક્તિ કે સમાસોક્તિથી કર્યું હોાં ત્યારે ત્યાં પતાકાસ્થાન કહેવાય છે. નાટકમાં શું વર્ણાશે તે નાન્દીમ સમાસોક્તિથી કવિએ જણાવ્યું છે માટે એને પતાકાસ્થાન કહેવાને હરકત નથી. નાન્દી થયા પછી સૂત્રધાર તથા નટનો સંવાદ વર્ણીને તે દ્વારા ભારતી-વૃત્તિથી પ્રસ્તાવના કરી છે.

આ પ્રસ્તાવનામાં તે ગૂજરાતી વાણીના સંદેશાની વાત આણે છે, અને તેમાં જણાવે છે કે ગૂજરાતી ભાષામાં નાટકો રચાય તે બહુ સારું છે. કવિના ગૂજરાતી ભાષાની ઉન્નતિ કરવાના છલકાઇ જતા ઉત્સાહથી સ્વાભાવિકપણે લખાઇ ગયેલા આ લેખ જોઇને હમણાનો કયો ગુર્જરવિદ્વાન આનંદસમુદ્રમાં નહિ ડૂબે ? તથા કોણ આ મહાકવિને ધન્યવાદ નહિ આપે ! પ્રસ્તાવના થઇ રહ્યા પછી કોઇ ઋતુને આશરીને નટીએ ગાવું એમ નાટ્યશાસ્ત્રની

આજ્ઞા હોવાથી એક ચતુષ્પદિકાનું ગાયન મૂક્યું છે. ચતુષ્પદિકા વગેરે નાટકનાં ગાયનોના ગ્રંથો જો કે હમણા દુર્લભ થઈ પડ્યા છે તથાપિ આ કવિએ તેનું સારું જ્ઞાન મેળવ્યું હતું એમ તેની કૃતિ પરથી માલમ પડી આવે છે. ચતુષ્પદિકાની છેવટે "ધારી ધારી યુવામણિ ચોરે" આવું વાક્ય નટી બોલે છે, તેજ વાક્યનો જૂદો અર્થ ગ્રહણ કરીને રૂકિમણી પ્રવેશ કરે છે. એવી રીતે પાત્રપ્રવેશ કરાવવો તેને કથોદ્દ્ઘાત નામે પ્રસ્તાવનાનું અંગ કહે છે. ઘણા નાટક લખનારા જેમ કાંઈ પણ ચમત્કાર વિના એમજ પાત્રનો પ્રવેશ કરાવે છે તે પદ્ધતિ સંસ્કૃત નાટક લખનારાઓને માન્ય નથી. એટલામાટે કથોદ્દ્ઘાત, પ્રવૃત્તક, પ્રયોગાતિશય અને વીથીનાં તેર અંગ, એમાંથી કોઇ પણ એક પ્રકારે પાત્રપ્રવેશ કરાવવો ઠીક છે, અને આ કવિ તેને અનુસર્યા છે.

રૂકિમણીને આદિથી અંત સુધી પ્રૌઢ, ગંભીર, મોટા મનવાળી, રાજનીતિમાં કુશળ અને સ્વામિપ્રતિ અત્યંત પ્રેમવાળી, વર્ણી છે. કૃતવર્માને બોલાવી લાવવામાં અને બીજી ખટપટ કરવામાં તેની રાજકીય કુશળતા બતાવી આપી છે. સત્યભામા સાથેના વર્તનમાં તેની મહાશયતા, પ્રૌઢતા અને ગંભીરતા બતાવી આપી છે તથા કૃષ્ણના મેળાપમાં તેનો સ્વચ્છ પ્રેમ બતાવી આપ્યો છે; અને વળી ફૂલ માટે સત્યભામા કૃષ્ણ સાથે કજિયો કરેછે એ વાતના પ્રસંગમાં રૂકિમણીનો જે પ્રેમ કવિએ ચીતર્યો છે તે તો કોઈ અલૌકિકજ છે !

પદ્મપ્રભા અને કનકમાલિકા એ રૂકિમણીની અંતઃપુર સાહાય છે. આ દાસીઓ તે સખીઓ જેવીજ માનવાનો નાટકાચાર્યોનો સંપ્રદાય છે. તેમ પ્રેમાનંદે પણ અહીં તેમજ માન્યું છે. આ પ્રવેશમાં કૃષ્ણને મણિચોર કહેનાર કોણ છે તેની પૂછપાછ માત્ર વર્ણવી છે.

બીજો પ્રવેશ કૃષ્ણ અને શ્રીદામાનો છે. ધીરલલિત નાયક કૃષ્ણ છે, એમ પાછળ કહ્યું છે એટલે હવે એ પાત્ર કેવું ચીતરાવું જોઇએ એ વિષે ફરીતે કહેવાની જરૂર નથી. શ્રીદામો એ વિદૂષકને ઠામે છે. કેટલાક સમજે છે કે વિચિત્ર વેષ, વાણી અને ચાળાથી હસાવનાર મૂર્ખપાત્ર તે વિદૂષક. પણ આ સમજ ખોટી છે. વિદૂષક એ રાજાનો અથવા મુખ્ય નાયકનો કામસાહાય છે. તે હાસ્ય ઉપજે એવાં પણ મર્મનાં વચનો બોલનાર તથા નાયકને ઘણી રીતે ઉપયોગમાં આવનારૂં પાત્ર છે. જો નિરર્થક હાસજ ઉપજાવવા માટે એવું એક પાત્ર યોજવામાં આવે તો તે નાટકમાં કચરા જેવું જાણવું. વિદૂષકનો શો ઉપયોગ છે તે આ નાટકમાં બરાબર બતાવી આપ્યું છે. સત્યભામા સાથે લગ્ન કરવાથી મણિચોરનું આળ ભુંસાઇ જશે એમ કહી શ્રીદામો નાયકનાયિકા વચ્ચેનું અનુરાગબીજ અહીં રોપેછે. અહીં એક વાર કૃષ્ણ બોલે છે કે,—

" સખા, કરજ ને કન્યા—"

એટલામાં રૂક્મિણી આવી ચઢેછે. અને કૃષ્ણનો ઇરાદો સમજી જઇ "કુરગરે મળે નહિ" એમ કહી વાક્ય પૂરૂં કરેછે. પણ રૂક્મિણીને માઠું ન લાગે માટે કૃષ્ણ એ વાક્ય જૂદીજ રીતે પૂરૂં કરી એક શ્લોક બોલેછે.

"દેવિ! કરજ ને કન્યા, કલંકિત સદા ભણું;
યથાર્થ વદવું મારે, ગમે તેમ તમે ગણ્યું!"

( જુઓ પૃષ્ઠ ૩૮ મું ).

ગૂજરાતી ભાષાના નાટકગ્રંથોમાં આવા વાક્યચાતુરીના પ્રસંગ આપણને ક્વચિતજ માલમ પડેછે!

શ્રીદામો જાતનો આહીર હોવાથી કવિએ અહીં તેની આભીરી ભાષા યોગ્ય સ્થળે વાપરીછે, તે રમૂજ ઉપજાવે છે. સંસ્કૃત ભાષામાં લખાયલાં નાટકોમાં સ્ત્રી, બાળક અને હલકાં પાત્રોની ભાષા પ્રાકૃત ( માગધી વગેરે ) રાખવામાં આવેછે. ( કેમકે કયા પાત્રની કેવી ભાષા જોઇએ તે વિષે નાટયશાસ્ત્રમાં નિયમજ કરેલા હોયછે—જુઓ સાહિત્યદર્પણ ). પણ ગૂજરાતી તો સ્વતઃ પ્રાકૃત ભાષાજ છે એટલે તેમાં તેવું શું બની શકે? તોપણ આ વિનોદી કવિએ આભીર ( આહીર ) પાત્રની ભાષા એવી યોજી છે કે જાણે તે જૂની ગૂજરાતી હોય! આ જોઇને કવિના જૂની ભાષાઓના જ્ઞાનવિષે પણ આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

એની પછીના પ્રવેશમાં નાગરિકા નામે નવું પાત્ર પ્રવેશ કરે છે. એ સત્યભામાની દાસી છે. એ તથા શ્રીદામો બન્ને મળીને કૃષ્ણનો સત્યભામા સાથે મેળ બેસાડી આપે છે એમ આગળ વર્ણાશે. એ પછીના પ્રવેશમાં સત્યભામા તથા કૃષ્ણનો મેળાપ ન થાય માટે રૂક્મિણીની તથા તેની સખીઓની ખટપટ વર્ણાઇ છે. એવી રીતે પેહેલો અંક પૂરો થાયછે.

બીજા અંકમાં સત્યભામા તથા કૃષ્ણનો સુવર્ણસરોજિકામાં મેળાપ થાયછે, તથા રૂક્મિણીની ખટપટથી તેમાં વિઘ્ન આવી પડેછે, એ વર્ણન છે નારદના પ્રવેશથી આ અંક શરૂ થાયછે. દેવોને ભૌમાસુર દુઃખ દેછે એ વાત નારદ કહેવા આવેછે. આ બીજ અહીં મૂક્યું છે તેનું ફરી ફરી એક બે વાર વચમાં કથન કરીને છેવટે તેનું પરિણામ કવિ બતાવશે. એની સાંકળ એવી છે કે દેવોને ભૌમાસુર દુઃખ દેછે માટે તેને મારવાને કૃષ્ણની જરૂર છે; સત્યભામાની આજ્ઞા વિના તે મરાય નહિ માટે સત્યભામાની જરૂર; પારિજાતક

લેવાના બાહાના વિના સત્યભામાનું યુદ્ધમાં સાથે આવવું બને નહિ, માટે સત્યભામાની પારિજાતક માટે હઠ લેવાની જરૂર; અને તે કૃષ્ણની પત્ની ન હોય તો હઠ લેઈ શકે નહિ, માટે પત્ની થવાની જરૂર; પરસ્પર અનુરાગ વગર દંપતી થવાય નહિ માટે અનુરાગ ઉત્પન્ન કરવાનાં સાધનોની જરૂર; અને વિઘ્ન વિના અનુરાગ દૃઢ થાય નહિ માટે રૂકિમણીકૃત વિઘ્નની પણ જરૂર. એવી રીતે પરસ્પર કાર્યકારણભાવે કવિએ આ વૃત્તાંત એવો સાંકળ્યો છે કે અમુક ભાગ તેમાંથી નકામો ગણીને આપણે બાદ કરવા ધારીએ તો તેમ બને એવું નથી. આ બીજા અંકમાં પેહેલા અંક કરતાં અનુરાગબીજ સ્પષ્ટ વર્ણાયું છે માટે રસ પણ વિશેષ છે. કવિની કવિતા તો આખા ગ્રંથમાં એવી મધુર છે કે જો તેમાંથી નમુના માટે પસંદ કરવાની જરૂર પડે તો બધીજ કવિતાઓ પસંદ કરવાનું મન થાય; એમ છતાં સારી માઠી ન જોતાં એકાદ બે બીજા અંકમાંથીજ આ નીચે આપી છે. કૃષ્ણ દૂર ઉભેલી સત્યભામાને જોઇને કહે છે કે:—

ગીતિ.

**" આવી મુગ્ધા અંગુલિ, હલવી હલવી કદા મુને તેડે ?**
**ચંદ્રી ચંદ્ર નિહાળે, ત્યાગે સવિતા યદા પડે કેડે. "**

( સત્યભામાને ) સખી સાથે વાત કરતાં જોઇને કૃષ્ણ કહેછે કે—

**" કેવી નીચી નસી છે, મદનસદનની કમાન શું રાજે ?**
**નહિ નહિ મદનશિલીમુખ, વાંકું સીધું સદાય જે ભ્રાજે. "**

અહીં કવિએ ઉત્પ્રેક્ષા અને અપન્હુતિ નામે અર્થાલંકાર, કાંતિ નામે નાયિકાલંકાર, અને બીજા વ્યંજનાદિ ગુણો યોજ્યા છે તે સ્પષ્ટ સમજાય એવાજ છે । ઈત્યાદિ.

એજ અંકમાં " ચંદ્રને બળદ ધાવે છે " એમ કહીને સત્યભામાને મળવાની યુક્તિ કવિએ વર્ણી છે, તે પણ કવિની અદ્ભુત કલ્પનાનાં વખાણ કરાવે છે.

ત્રીજા અંકમાં સત્રાજિત્ પોતાની પુત્રી સત્યભામાને કેદ કરી બીજા કોઇ સાથે પરણાવી દેવાનો નિશ્ચય કરે છે. તેને કેદમાં નાગરિકા મળી શકે માટે શ્રીદામો જોશીમુઆનો વેષ લેઇ સત્રાજિત્‌ની સ્ત્રીને ભોળવી કૂંચી લેઈ આવે છે. નાગરિકા સત્યભામાને મળી તેની પાસેથી ચિત્રપાટી લાવે છે અને શ્રીદામાદ્વારા તે કૃષ્ણને પોહોચાડે છે.

રૂકિમણી પ્રપંચથી તે ચિત્ર છીનવી લેઇ બીજે વખતે મેળામાં સત્યભામા કૃષ્ણને ન મળે તેવી સાવધાની રાખે છે. સત્રાજિત્ એક અદૃઢ મનનો માણસ ચીતર્યો છે. તેની પત્નીને સાધારણ ભોળી બઇરી જેવી ચીતરી છે. શ્રીદામો જોશી થાય છે ત્યારે તેનો વિચિત્ર વેષ જોઈ છોકરાં તેને ખીજવે છે. કવિએ સ્ત્રીઓની અને છોકરાંની ભાષા યોજવામાં ઉત્તમ રસજ્ઞતા દેખાડી છે! એ પોતે સંસ્કૃતમય લખી શકતો હતો તે દેવપાત્રોની ભાષાથી વિદિત કર્યું છે અને સ્ત્રીઓ, છોકરાં, તથા સાધારણ લોકોની ભાષા લખી શકતો હતો તે તેવાં તેવાં પાત્રની ભાષાદ્વારા બતાવ્યું છે. નીચ પાત્રની ભાષા હીમતી વગેરેની ભાષાથી તથા કેળવાયલા ઉચ્ચ પાત્રોની ભાષા કૃષ્ણ વગેરેની ભાષાથી બતાવી આપી છે. ભાષાનું ખેડાણ એ તો પ્રેમાનંદની પ્રતિજ્ઞાજ હતી એટલે તે વિષે એનામાં કાંઈ કહેવા જેવું હોયજ શાનું ?

ચોથા અંકમાં પદ્મપરાગોદ્યાનના મેળાની વાત આવે છે. એ એક પાર્વિક મહોત્સવ છે અને તેમાં સહુ જણે રાજાજ્ઞાથી જવું એવો ઠરાવ છે. સત્યભામા ત્યાં જવાની તો ખરી, પણ કૃષ્ણનો અને તેનો મેળાપ ન થવા દેવા રૂકિમણી સજ્જડ યુક્તિ કરે છે. સત્યભામાના ઉમેદવારોને તે પાણી ચઢાવી મૂકે છે તથા પોતાની દાસીઓને પણ સાચવવા તૈયાર રાખે છે. એમ છતાં એક અજાયબ જેવી યુક્તિથી કૃષ્ણનો તેની સાથે મેળાપ થાય છે. વાઘ આવ્યાની બૂમ મેળામાં ઉડે છે અને તે ભેગી સત્યભામાને સાચવનારા શૂરવીરોની ફૂજેતી પણ ઉડે છે! સત્યભામા કૃષ્ણને આવી મળે છે અને નારદ આવી તેમને પરણાવી દે છે. નારદે આ વખતે આવવાનું છે તે વિષે બીજા અંકમાંજ કવિએ આગમચથી શ્રીદામાને તેવું વરદાન નારદ પાસે અપાવી મૂકયું હતું. આ અંકમાં કૃતવર્મા, શતધન્વા, બળરામ, સાત્યકિ, દેવકી, વગેરે પાત્રોનાં સ્વરૂપ યથાવત્ ચીતર્યાં છે.

એક રીતે જોતાં અહીં નાટિકા સમાપ્ત થાયછે. કેમકે નાટિકામાં જોઇતા ચાર અંક પૂરા થાયછે તથા અનુરાગબીજનું ફળ પણ મળી ચૂકેછે. વળી આટલામાંજ પાંચ સંધિઓ પણ વર્ણાઇ જાયછે એમ છતાં કાં તો તેને નાટકની પેઠે સપ્તાંકી કરવાને, અથવા સત્યભામાનો રોષ ઉત્પન્ન કરી તે દેખાડવાને અથવા અનેક સ્ત્રીઓનું કેવું દુઃખ છે તે બતાવી આપવાને કે ગમે તે કારણથી કવિએ વસ્તુને લંબાવી છે. એ લંબાવવાનો વિચાર કવિને પાછળથી નથી થયો પણ નાટક શરૂ કરતાં પહેલાંજ તેણે આવી બેવડી રચના કરવાનું ધાર્યું છે, એમ તો બીજા અંકમાં નારદનો પ્રવેશ મૂકીનેજ બતાવ્યું છે.

પાંચમા અંકમાં એક "અદિતિકુંડલાહરણ"નામે ગર્ભાંક મૂક્યોછે. જો કવિને જરૂર લાગે તો નાટકના પાછલા અંકોમાં કવિ ગર્ભાંક મૂકી શકે, એવો નાટ્યશાસ્ત્રનો નિયમ છે. એ નિયમને અનુસરીનેજ ઉત્તરરામચરિત, અને પ્રિયદર્શિકા વગેરેમાં તે તે કવિઓએ ગર્ભાંક દાખલ કર્યાછે. આ ગર્ભાંકમાં કૃષ્ણદેવ, રૂકિમણી, સત્યભામા, વગેરે સભાસદો થાયછે અને તેમના આગળ દેવતાઓ આ નાટક ભજવી બતાવેછે. પ્રથમ સૂત્રધાર પ્રવેશ કરી નાટકકર્તા બૃહસ્પતિનું નામ કથન કરીને કથોદ્ઘાત રૂપ પ્રસ્તાવનાનું ગાયન કરી બીજસ્થાપન રૂપ રંગપ્રશસ્તિ કરેછે, અને દિતિ તેને આકાશવાણી માનીને પ્રવેશ કરેછે. દિતિ પોતાની સપત્ની અદિતિ પાસે કુંડળ માગવા જાયછે તે આપતી નથી તેથી દિતિ પોતાના અસુરપુત્ર ભૌમાસુરનેબોલાવી બળાત્કારે કુંડળ લેઇ લેછે. આ જાણી અદિતિના પુત્રો ઇંદ્ર વગેરે દેવો યુદ્ધ કરવા આવેછે તેમને મારી કાઢી ભૌમાસુર દેવનું રાજ્યજીતી લેછે, અને દેવોને મહામહા પીડા કરેછે. આ નાટક જોઇ કરૂણરસથી આર્દ્ર માનસવાળાં સત્યભામા વગેરે દેવોને સાહાય કરવા કૃષ્ણની પ્રાર્થના કરેછે.

ગર્ભાંક પૂરો થઇ ગયા પછી રાધાનો સંદેશો કૃષ્ણ વાંચે છે. કવિએ આ પ્રવેશ મૂકી બતાવી આપ્યું છે કે કૃષ્ણ બહુ નાયકાઓમાં સમાન પ્રીતિવાળા નાયક હતા. કેમકે રાધાનું સ્મરણ થવાથી કૃષ્ણ કહેછે કે—

## ગીતિ.

**"અનુદિન અજયા ધારી, સારા ઉપર અખંડ આરાધી;**
**પદ્મિની સવિતા પ્રત્યે, નિઃસ્નેહી છે પ્રચંડ આ રાધી!"**

( જુઓ પૃષ્ઠ ૨૦૫ ).

આ પછી સત્યભામાના રોષનું બીજ રોપાય છે. નારદ એક ફૂલ કૃષ્ણને આપી જાયછે અને તે સાથે લેઈ સત્યભામાને મંદિર જવા કૃષ્ણ નીકળે છે. એટલામાં નારદે ખબર આપેલી હોવાથી રૂકિમણી કૃષ્ણને પોતાને ઘેર તેડી જઈ યુક્તિપૂર્વક તે ફૂલ કૃષ્ણ પાસે પોતાના ચોટલામાં ગુંથાવે છે. કવિએ અહીં પવિત્ર સ્ત્રીચરિત્રનો ઉત્તમ ચિતાર આપ્યો છે! આ વાતની ખબર નારદ સત્યભામાને પણ આપે છે તેથી તે છાનીમાની જોઇ જાયછે અને તેને રીસનું કારણ મળતાં ખીજવાઈ જઈ ઘેર જાયછે. સત્યભામાનો ખરેખરો રોષ અહીંથી આરંભાય છે.

છઠ્ઠા અંકમાં આ રોષને ખરેખરો પ્રકટ કર્યો છે. એ સ્ત્રીઓના ધણીનો દુઃખકારક જન્મારો કવિએ અહીં એવો તો હુબેહુબ ચીતર્યો છે કે સંસારનું કોઇ સુંદર ચિત્ર જાણે તેણે અક્ષરદ્વારા ચીતર્યું હોય ! સ્ત્રીઓનાં રીસનાં વાક્યો, કૃષ્ણ જેવા નાયકનાં તેને સમજાવવાનાં બાહાનાં, અને શોક્યોની લડાઇ, એ પ્રસંગ વર્ણીને તો તેણે હદ વાળી છે ! ! આટલું છતાં પણ કવિએ જે ઉચ્ચ પાત્રોના સંબંધમાં આ વર્ણ્યું છે તેની ઉત્તમતાને લગાર પણ ખામી નથી આવવા દીધી એ તેની ચતુરાઇ છે ! આ જગોએ અમારાથી કહ્યા વિના રહેવાતું નથી કે જો કોઇને કવિ થવાની ઇચ્છા હોય તો તેણે પ્રેમાનંદના જેવી રસજ્ઞતા આણ્યા પછીજ તેવી ઇચ્છા કરવી; અન્યથા તે પોતાના કામમાં ગોથું ખાધા વિના રહેશે નહિ ! આ અંકમાં " રોષદર્શિકા " નામ અન્વર્થ કર્યું છે ! ! નારદની આ કામમાં ખટપટ વિશેષ વર્ણીછે, અને લોકોમાં જેને માટે નારદ પ્રખ્યાત છે તેનો અહીં કવિએ સારો ઉપયોગ કરી લીધોછે. આ પ્રસંગમાં, સત્યભામા મુગ્ધા હોવાથી અને માનમાં મૃદુ હોવાથી કૃષ્ણના વાક્પ્રપંચમાં ફસીને છેતરાવાની અણીપર આવેછે. કૃષ્ણ તેને કહેછે કે—

"પ્રિયા ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે નારદમહર્ષિએ મને એ પુષ્પ આપ્યાં'તાં, તેમાંનું એક મેં એને આપ્યું અને બીજું તારે કાજે રાખી મૂક્યું'તું. આવા ક્ષુલ્લક કુસુમનેકાજે તે આવા ચંપકસુમન જેવા દેહને તારા વિના કોણ કરમાવીદે !"

" **સત્યભામા**—આર્યપુત્ર ! જોજો મને ઠગતા હો ! મેં એવું સાંભળ્યું'તું કે નારદમુનિએ એકજ પુષ્પ તમને આપ્યું'તું. 'મુઓ વર ને બળી જાન' પ્રભુ ! મને તો મરવાજ ઘો. મારે શા સુખ ઉપર જીવવું ? પણ હાં હાં' જો તમારી કને ફૂલ હતું તો તમે મને આટલો ફંફાસ શાકાજે કરાવ્યો ? તમારી વાહાલીને તમે ખુશીથી આપો અને અમને આટલો ફંફાસ કરાવો ! મહારાજ, મારે તો એ ફૂલ નથી જોઈતું."

આ કેવાં સુંદર ભાવવ્યંજનાવાળાં વાક્યો છે ! આ વાક્યો શું બતાવે છે ? 'જોજો મને ઠગતા હો' એથી એનું માનમાં મૃદુપણું અને મુગ્ધાપણું નથી વ્યંજિત થતું ? 'પણ હાં હાં' ઇ૦ ઉપરથી સ્ત્રીઓને સાધારણ માનના પ્રસંગે કારણ શોધવાની ટેવ શું વ્યંજિત નથી થતી? આ તો હજી રોષદર્શનનો આરંભ છે; તેની પરિસીમા તો ગ્રંથમાંજ જોઇ લેવી ! પછી પારિજાતકનું આખું વૃક્ષ આણી આપવાની કૃષ્ણની કબૂલાત સાથે સત્યભામાના રોષદર્શનનો પ્રસંગ પૂરો થાયછે.

સાતમા અંકના આરંભમાં રંભા તિલોત્તમાના પ્રવેશનો વિષ્કંભક કરીને

ભૌમાસુરવધની વાત કહી દીધી છે. કેમકે રંગભૂમિપર વધ, યુદ્ધ, વગેરે દેખાડવાની નાટ્યશાસ્ત્રમાં મના છે. કૃષ્ણ સ્વર્ગમાં જઇ પારિજાત લાવે છે, અને સત્યભામાને પ્રસન્ન કરે છે, એટલી વાત વર્ણાવાની સાથે સાતમો અંક અને નાટક સંપૂર્ણ થાય છે.

આ નાટકનું અવલોકન આપણને શું બતાવી આપે છે? તે આપણને કવિની અદ્ભુત કવિત્વશક્તિ, તેનું સંસ્કૃત સાહિત્યશાસ્ત્રનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન, તેની ગૂજરાતી ભાષાને ખીલવવાની ઉત્કંઠા, તેનું નાટ્યશાસ્ત્રને અનુસરતાં ગાયનોનું જ્ઞાન, તેની સંસારવ્યવહારની ઊંડી માહિતી, તેનું ગૂજરાતી ભાષાનું બોહોળું શબ્દજ્ઞાન, ગૂજરાતી ભાષાનાં રૂઢ વાક્યો અને ખૂબીઓનું સરસ જ્ઞાન, યુવા-બાળક-વૃદ્ધ-માતા-પુત્ર-પતિ-પત્ની વગેરેના સંબંધનું તથા સ્વભાવનું—અને ટુંકામાં જનસ્વભાવનું તેનું સૂક્ષ્મ અવલોકન અને માનસિક ભાવોની વાણી દ્વારા વર્ણનછટા, એ વગેરે બતાવી આપે છે. પ્રેમાનંદ મહાકવિ! તમને પ્રણામ છે!

નાટકની વસ્તુસંકળના તથા નાટકની રચના આપણે જોઇ અને પ્રસન્ન પણ થયા. બીજું હવે નાટકના સંબંધમાં શું જોવાનું છે? "वस्तु नेता रसस्तेषां भेदकः" "વસ્તુ, નાયક અને રસ, એ નાટકોના જૂદા જૂદા ભેદ થવાનું કારણ છે." ત્યારે અંગી રસ આમાં માનવિપ્રલંભશૃંગાર છે. પ્રથમ શ્રવણ પૂર્વરાગ, પછી દર્શન પૂર્વરાગ, પછી સંભોગશૃંગાર અને પછી માનવિપ્રલંભશૃંગાર આપણે એમાં અનુક્રમે જોતા આવ્યા છીએ. એ વિષે બારીકીથી નિરીક્ષણ કરવા બેસતાં વિસ્તાર થાય એમ છે માટે તે રસજ્ઞોને માટે રહેવા દેઇએ છીએ.

આ નાટકમાં હાલના નાટકની પેઠે શરૂઆતમાં બધાં પાત્ર ગણાવ્યાં નથી, પ્રવેશ જૂદા પાડયા નથી, અને સ્થળ બતાવ્યાં નથી. પ્રવેશ જૂદા પાડવાની પદ્ધતિ અંગ્રેજી નાટકના ગ્રંથો ઉપરથી થયેલી છે; સંસ્કૃત નાટકગ્રંથોમાં તેમ હોતું નથી. તેથી આ કવિએ પણ તેજ ગ્રંથોને અનુસરીને પ્રવેશ જૂદા પાડયા નથી. કવિના લખેલા ગ્રંથમાં ફેરફાર ન કરવાના હેતુથી તથા એ જાણવું સેહેલું છે એમ ધારીઅમે પણ છે તેમજ છપાવ્યું છે. તથાપિ આ પ્રસંગને લેઇને એક બાબતનો વિચાર ઉત્પન્ન થઇ આવેછે, તે એ કે આ નાટકને રંગભૂમિ ઉપર ભજવી બતાવવું હોય તો આમને આમજ ભજવી બતાવાય કે એમાં કાંઇ ફેરફાર કરવો પડે? નાટકમાં તો અલબત, કાંઇ ફેરફાર નજ કરવો પડે, પણ તેના

પ્રવેશ મુકરર કરી સ્થળ અને દેખાવ નક્કી કરવા પડે. આ નાટકમાં પેહેલા અંકમાં રસ્તો અને મેહેલ એ રીતે અનુક્રમે પાંચ દેખાવ છે. અને તેથી થોડી મેહેનતે હરકોઇ નાટકવાળો તે દેખાવ આપી શકે. બીજા અંકોમાં પણ એ-વીજ રીતે છે. હાલના નાટકવાળા જે દેખાવ બતાવવા તજવીજ કરેછે તે બધી થઈ શકે એવા હેતુથી તો નાટક લખનાર નાટક લખેજ નહિ, તથાપિ ઉત્તમ નાટક લખનારાઓમાં તેટલી પણ ખામી આપણે જોતા નથી; અને તે પ્રમાણે પ્રેમાનંદ કવિએ આજથી લગભગ બસો વરસ પેહેલાં લખેલા નાટ-કમાં આપણે જોઇએ છીએ, ત્યારે આપણને ઘણું આશ્ચર્ય લાગે છે. શ્રીહર્ષ જેવો કવિ જેણે નાગાનંદ, રત્નાવલિ અને પ્રિયદર્શિકા જેવાં પ્રસિદ્ધ નાટક લખ્યાં છે તેણે જે સાવધાની પોતાની પ્રિયદર્શિકાનાટિકામાં રાખી નથી, તે સાવધાની આ કવિએ રાખી છે એમ જાણીને આપણને પ્રેમાનંદને અભિનંદન આપતાં હર્ષ થાય છે. પ્રિયદર્શિકામાં ચાર અંક છે અને લગભગ પ્રવેશ પણ તેટ-લાજ કે એકાદ વધારે હશે. એટલે આખો અંક તે એકજ પ્રવેશ. ત્રીજા અંકમાં ગર્ભાંક છે ત્યાંએવી ગરબડ થઇગઈ છે કે એક પાત્ર પ્રથમ પ્રવેશ કરીને એકાદ ખૂણામાં ઊભું થઈ રહે અને કેટલીક વારે તેનો વારો આવે ત્યારે આગળ આવીને બોલવા લાગે! દેખાવ એવા આપ્યા છે કે બીજો અંક જે જગોએ પૂરો થાય, તેજ જગોએ ત્રીજો અંક શરૂ થાય. એટલે મહાજવનિકા ( Drop ) ઉપડ્યા પછી પણ તેનો તેજ દેખાવ નજરે પડે! અર્થાત્ તેણે સ્થળસંકળના-( Unity of place )ની દરકાર રાખી હોય તેમ જણાતું નથી. પ્રેમાનંદે તે ભૂલ નથી કરી એ જોવાને નાટક પ્રત્યક્ષજ છે. કાળસંકળના ( Unity of time ) એ બીજી વાત કવિએ ધ્યાનમાં રાખવાની છે, અને આ કવિએ તે વાત કેવી ધ્યાનમાં રાખીછે તે આ નાટકના અંક કેવે પ્રકારે પૂરા થાયછે તે જોવાથી ધ્યાનમાં આવશે. અમે વિસ્તારથી તે બતાવત પણ વિવેચન બહુ લાંબું થઇ ગયું છે માટે અટકીએ છીએ.

આ નાટકનું વસ્તુ તો પાછળ કહ્યું છે તેમ બહુ ભાગે ઐતિહાસિક ( ભાગવત વગેરેમાંથી લીધેલું ) છે તથાપિ તેમાં કેટલુંક કવિકલ્પિત પણ છે, અને એજ કારણથી અમે તેને નાટિકા કહીછે; એમ છતાં પણ કવિએ તો તેને સાત અંકનું ઐતિહાસિકવસ્તુનું નાટકજ લખ્યું છે એમાં તો સંશય નથી. રત્નાવલિ, માલવિકાગ્નિમિત્ર અને પ્રિયદર્શિકાની સાથે આ નાટકની રચના મળતી આવેછે, અને વિશેષે કરીને પેહેલાં બેની સાથે વિશેષ મળતી આવે છે. રત્નાવલિ તો જાણે માલવિકાગ્નિમિત્રને પગલે પગલે ચાલીને ન લખાયું હોય

તેવુંજ છે. બન્નેમાં રાજકન્યાઓ વગર ઓળખાણ આગે રાજાના અંત:પુરમાં રહેછે! બન્નેમાં રાજા તેમના ઉપર છાનો અનુરાગ કરેછે; બન્નેમાં મુખ્યદેવીથી રાજા ભય પામેછે; બન્નેમાં ચિત્રપાટીના પ્રસંગથી વાત દેવીને જાહેર પડી જાય છે; બન્નેમાં વિદૂષકની ગફલતથી નાયકની જુક્તિ બદલાઈ જાય છે; બન્નેમાં નાયિકાને મુખ્ય દેવી કેદ કરે છે: બન્નેમાં ગભરાટના પ્રસંગથી તેને છોડાવામાં આવેછે; બન્નેમાં તે મુખ્યદેવીની સગીઓ નીકળે છે; બન્નેમાં તે નાયકને પ્રાપ્ત થાયછે પ્રિયદર્શિકામાં ચિત્રપાટીનો પ્રસંગ નથી પણ તે ઠેકાણે ગર્ભાંકથી વાત જાહેરમાં આણી છે. આપણા નાટકમાં રાજ્યકન્યા ઓળખાણવાળી છે અને તે અંત:પુરમાં રહેતી નથી. છાનો અનુરાગ, મુખ્ય દેવીનો ભય, ચિત્રપાટીના પ્રસંગથી વાત પકડાઈ જવી, એ તો આમાં પણ છે. અહીં વિદૂષકની ગફલત વર્ણી નથી, પણ મુખ્યદેવીની કેદમાં તો થોડીવાર નાયિકાને રાખી છે અને ગભરાટના પ્રસંગથી તેને છોડવી પણ છે. આમાં તે મુખ્યદેવીની સગી નીકળતી નથી. સંસ્કૃત ત્રણ નાટકોની રચના સાથે આ નાટકનો મુકાબલો ઉપર કરી બતાવ્યો છે, તેમાં કવિએ કયા નાટકમાં વિશેષ ચમત્કૃતિ આણી છે તેનો નિર્ણય કરવાનું અમે રસજ્ઞ વાચકવર્ગને સ્વાધીન કરીએ છીએ.

છેવટ બે બોલ ભાષા સંબંધી અધિક કહેવાના બાકી રહેછે, ઉત્તમ ગૂજરાતી કયી તે વિષે વારે વારે વાદવિવાદ ચાલે છે; શબ્દની જોડણી અને તેના ઉચ્ચાર કેવા કરવા તે વિષે બહુ મતભેદ છે. જૂની કવિતાવડે ભાષાની રચના અને જોડણીનો નિર્ણય થઈશકતો નથી, કેમકે તેમાં એ વિષેના નિયમ સચવાયલા હોતા નથી; વિદ્વાનથી લખાયલા જૂના ગદ્યગ્રંથ ક્વચિતજ હાથ લાગે છે. કવીશ્વર પ્રેમાનંદે નાટકો લખ્યાં છે તેવડે ભાષા ઉપર ઘણો પ્રકાશ પડી શકે એમ છે. મધ્યપ્રદેશના શહેરોમાં વસતા ઉંચવર્ણના અને ખાસ કરીને વિદ્વાનલોકો જે ભાષા વાપરે તે ઉત્તમ કહેવાય. સર્વદેશી વિદ્યાવર્ય પ્રેમાનંદની ભાષા ઉત્તમ ગણી શકાય. કૃષ્ણ જેવા સુપાત્રને મુખે જે ભાષા પ્રેમાનંદે બોલાવી છે, તે ઉંચી જાતની ગૂજરાતી છે. પ્રેમાનંદના વખતમાં ઉંચવર્ણની ઘરગથુ અને હલકાવર્ણની ભાષા કેવી હશે તે આ નાટક બતાવી આપે છે. એથી એમ પણ જણાય છે કે તે વખતની ભાષા હાલ ચાલતી ગૂજરાતીને મળતી છે. પ્રેમાનંદને સ્વહસ્તે લખાએલી એક પણ પ્રત મળી શકતી નથી; એ બહુ ખેદકારક છે. એવી પ્રત મળી હોત તો રચના ને જોડણીનું ભલી રીતે અનુકરણ કરી શકાત. એમ છતાં જે પ્રત ઉપરથી ઉતારો કરવામાં આવ્યો છે, તે પ્રેમાનંદના શિષ્ય વીરજીને હાથે લખાએલી છે. પ્રેમાનંદની હયાતીમાંજ તેમના વિદ્વા-

ન શિષ્યે પ્રત ઉતારી છે તેથી તે ઉપર પણ ઘણે દરજ્જે આધાર રાખી શકાય. જ્યાં અમને કેવળ અશુધ્ધતા લાગી ત્યાંજ ફેરફાર કર્યા છે એટલે બનતાસુધી અમે અસલને વળગી રહ્યા છીએ. વાતચિતમાં વપરાતી ભાષા ખાસ કરીને નાટક જેવા ગ્રંથવડે માલમ પડી જાય છે. બસેં વર્ષની અંદર ગૂજરાતી ભાષામાં કાંઇ ફેર પડ્યા નથી, એ આશ્ચર્ય જેવું છે. એની પહેલાંનાં બસેં વર્ષની ભાષામાં એ મોટો અંતર બતાવવામાં આવે છે તે આથી શક પડતો લાગે છે. જૈન લોકોની લેખનપદ્ધતિ કે મારવાડી કિંવા જૂની ગૂજરાતી કિંવા પ્રાકૃતની છાયાવડે તે વખતમાં લખાયલાં પુસ્તકોની ભાષા ઘણી ફરકવાળી થઇ હશે; પરંતુ તે વખતે લોકોમાં બોલાતી લખાતી ભાષા તેવી નહિ હશે એમ અનુમાન થાય છે.

---

श्रीजगदीश्वरायनमः

# महाकवि प्रेमानंदकृत

# रोषदर्शिकासत्यभामाख्यान.

## नान्दी.

### શ્લોક.

અંકે લેઇ શિવાને, શિવ મુદમનથી, મોહમગ્ને રહ્યા'તા,
એવે ત્યાં શંભુહસ્તે, પ્રિય વર વિજયા, ભૃંગી અર્પી ગયા'તા;
તેમાંની અલ્પ ભેળે, પ્રથમ શિર ધરી, પાર્વતીને કહ્યું લ્યો,
ગંગા પે'લી સતીથી, ગ્રહણ નવ કરૂં, ભોગવ્યું આ રહ્યું, ઘો. ૧

---

### સ્રગ્ધરા.

ક્યાં પ્રેમાનંદકેરી સરલ રસભરી ગૂઢ ગંભીર વાણી,
ક્યાં અંગોપાંગસંપ્રિગ્રથિત ગુણવતી નાટયવસ્તુ અજાણી;
તોએ શ્રીકૃષ્ણકેરી અપરિમિત કૃપાપાત્રતા પામી પામી,
વ્યાખ્યા તેની કરૂં છું, વિબુધ જનતણા ચર્ણમાં શિર નામી. ૧

### ઇંદ્રવજ્રા.

સ્વર્ગે લડ્યા વાસવકેરી સામા, આવી મનાવી સખી સત્યભામા;
શ્રીકૃષ્ણકેરી શુભ નામનાઓ, સર્વેની પૂરો મનકામનાઓ. ૨

### ગીતિ.

જોઇ અનાદિ નાટક, નટવરનો વેષ જેમણે ધાર્યો;
આદિ નાટકકર્તા, ભરતમુનિને પ્રણામ છે મારો. ૩

## દોહરો.

પ્રેમાનંદ કવિવરે, રોપદર્શિકાખ્યાન.
નાટકરૂપે વિસ્તર્યું, કરૂં તેનું વ્યાખ્યાન. ૪

શ્રીમાન્ મહાકવિ પ્રેમાનંદ 'રોપદર્શિકાસત્યભામાખ્યાન' નામે નાટક રચતાં નાટ્યશાસ્ત્રના સંપ્રદાય પ્રમાણે આરંભમાં નાન્દી કરે છે: નાન્દી ૪૦ —નાટકમાં વિઘ્નાદિ ન થાય એવા હેતુથી આરંભે જે મંગળ આચાર રૂપ શ્લોક હોય છે તેને નાન્દી કહે છે. નાન્દીનું લક્ષણ આદિભરત આ પ્રમાણે કહે છે: " आशीर्नमस्क्रियारूपः श्लोकः काव्यार्थसूचकः । नान्दीति कथ्यते "— "કાવ્ય( નાટક )ના અર્થનું સૂચન કરનારો આશિર્વાદાદિરૂપ કે નમસ્કારરૂપ જે શ્લોક, તેને નાન્દી કહેછે." એવા શ્લોકને મંગળાચરણ ન કહેતાં નાન્દી શામાટે કહેછે ? તે વિષે 'નાટ્યપ્રદીપ'માં લખ્યું છે કે—

" नन्दन्ति काव्यानि कवीन्द्रवर्गाः कुशीलवाः पारिषदाश्च सन्तः ।
यस्मादलं सज्जनसिंधुहंसी तस्मादियं सा कथितेह नान्दी ॥"

અર્થ:— "મોટા મોટા કવિઓ, નટો, અને સજ્જન સભાસદો જે વચનો-વડે નાટકોને પસંદ કરેછે અને આનંદ પામેછે તે વચનોને આ નાટ્યશાસ્ત્રમાં નાન્દી કહેછે. એ નાન્દી સજ્જનરૂપી સમુદ્રમાં ફરનારી હંસી જેવી છે." નાન્દી વિષે વિશેષ હકીકત આગળ કહેવામાં આવશે. શ્લોક—સ્રગ્ધરા. અંકે ૪૦ —કોઇ વખત શિવાને ( પાર્વતીને ) અંકે ( ખોળામાં ) લેઇને શિવ સુદમન-થી–સુદ ( હર્ષ ) યુક્ત મનથી ( મધ્યમપદલોપી ) અને મોહમગ્ને ( મોહમાં મગ્ન સ્થિતિવાળા મને—મોહમાં મગ્ન થઇને ) રહ્યા હતા. એવામાં ભૃંગી ( એ નામનો શિવનો ગણ ) શંભુને પ્રિય એવી વર ( સારી ) વિજયા ભાંગ શંભુને હસ્તે અર્પી ગયા હતા. ભૃંગીએ આવીને શિવને પીવાની સારી ભાંગ આપી. ભાંગ પીતા પહેલાં આ ભાંગ અમે સ્વીકાર કરી એમ બતાવવાને કે આપનારને માન આપવાને કે ભાંગને માન આપવાને તેનું એકાદ ટીપું માથે ચઢાવીને પછી તે પીનારા પીએછે, એવો ભાંગ પીનારાઓનો શિષ્ટા-ચાર છે. એ પ્રમાણે ભોળે ( ભોળા મહાદેવે ) તે ભાંગમાંની અલ્પ ( થોડીક–એકાદ ટીપું ) પ્રથમ શિર ઉપર ધરી અને પછી પાર્વતીને કહ્યું કે લ્યો. શિવ-

## શ્લોક.

અપિચ—

અષ્ટાંગે પ્રણમી સતી મનવતા, પ્રત્યક્ષ પોતે પ્રભુ,
ના ના ના વિજયા ગ્રહું નવ કદા, ગંગા ગણી હે વિભુ!
નંધારૂઢ વને ગયાજ વિજયા, લાવ્યા કહે શે દૂભું ?
અર્પી સર્વ સતી સુખી શિવ કરે, તે પાદમાં હું લુભું. ૨

---

ના માથા ઉપર ગંગાનું સ્થાન છે માટે પાર્વતીએ જાણ્યું કે શંકરે ભાંગ પ્રથમ ગંગાને અર્પણ કરી અને હવે તે મને આપવા આવ્યા છે, માટે તે લેવી નહિ. એવા વિચારથી રીસાઇને પાર્વતી કહેછે કે તમારે મન તો સતી ( પાર્વતી )-થી ગંગા પેહેલી ( માન્ય ) છે—અર્થાત્ મારા કરતાં તમને ગંગા વધારે વાહાલી છે, માટે તેનું ભોગવ્યું, તેમાંથી જે આ રહ્યું તે મને તમે ઘો છો—અર્થાત્ તેણે પીતાં વધેલી ભાંગ મને આપોછો તે હું ગ્રહણ નહિ કરૂં!

૨ અપિચ—વળી. સંસ્કૃત નાટકોના ગ્રંથોમાં એક શ્લોક લખ્યા પછી બીજો શ્લોક લખતા પહેલાં "અપિચ" એ પ્રમાણે લખવાનો સંપ્રદાય છે તે પ્રમાણે પ્રેમાનંદે પણ સંસ્કૃતમાંજ લખ્યું જણાય છે. શ્લોક –શાર્દૂલવિક્રીડિત. અષ્ટાંગ ૪૦—નાન્દીના પહેલા શ્લોકમાં સતીની રીસ વર્ણવીને આ શ્લોકમાં શંકરે તેને મનાવવાનું વર્ણન કર્યું છે. પોતે પ્રત્યક્ષ પ્રભુ ( શિવ ) સતીને અષ્ટાંગે પ્રણમીને ( સાષ્ટાંગ નમસ્કાર કરીને ) મનાવે છે, પણ સતી માનતી નથી અને કહે છે કે હે વિભુ! (સમર્થ પતિ!) ના, ના, ના; હું કદાપિ વિજયા ( ભાંગ ) નવ ગ્રહું—નહિ લેઉં. ( નહિ લેવાનો દૃઢ નિશ્ચય બતાવવાને ત્રણ વાર 'ના' કહેલી છે). શું મને ગંગા જાણી કે ? અર્થાત્ હું ગંગા કરતાં શ્રેષ્ઠ છું. નંધારૂઢ ૪૦—શિવ નંધારૂઢ ( નંદી ઉપર આરૂઢ ) થયા—પોઠિયા ઉપર બેઠા, વનમાં ગયા અને ત્યાંથી નવી વિજયા લાવ્યા; પછી તે સતીને કહેવા લાગ્યા કે હવે તું શે દૂભું ?—હવે તારે રીસાવાનું કાંઇ કારણ છે ? એમ કરીને સર્વ વિજયા સતીને અર્પીને જે તેને સુખી કરે છે તે શિવના પાદમાં હું લુભું છું—લોભાઉછું. અર્થાત્ તેને હું પ્રણામ કરૂંછું. અહીં શિવના પાદમાં લોભાવા રૂપ નમસ્કાર કર્યો છે તે નાટકની નિર્વિઘ્નતાને અર્થે છે. અથવા શંકરના વર્ણનદ્વારા વસ્તુનિર્દેશ પણ છે. તે

વિષે ભરત કહેછે કે "आशीर्नमस्क्रियारूपः" "આશીર્વાદ કે નમસ્કારાત્મક નાન્દી કરવી." ભાસકવિ પણ કહેછે કે "आशीर्नमस्क्रियावस्तु"—"આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશાત્મક નાન્દી કરવી." નાન્દીના બન્ને શ્લોકમાં કવિએ સઘળી રીતિઓમાં ઉત્તમ એવી વૈદર્ભીરીતિની પણ રચના કરી છે. વૈદર્ભી રીતિનું લક્ષણ વામને કહ્યું છે કે.—

"अस्पृष्टा दोषमात्राभिः समग्रगुणगुंफिता ।
विपंचीस्वरसौभाग्या वैदर्भीरीतिरिष्यते ॥"

"જે કાવ્યરચનામાં દોષ હોય નહિ તથા સઘળા પ્રકારના ગુણથી જે ગુંથેલી હોય, તેમ જે વીણાના સ્વરમાં સારી રીતે ઉતરી શકે, તેને વૈદર્ભીરીતિ કહેવી." ઓજ, પ્રસાદ, શ્લેષ, સમતા, સમાધિ, માધુર્ય, વગેરે ગુણો ચંદ્રાલોકમાં કહેલા છે. તેમાં કહે છે કે "મોટા અર્થનો ટુંકામાં સમાવેશ કરવા રૂપ અર્થની પ્રૌઢીને ઓજ નામે ગુણ કહે છે." અહીં સતી અને શિવના પ્રસંગનું ટુંકામાં કથન કર્યુંછે માટે ઓજ નામે ગુણ છે. "સજાતીય શબ્દોના સુખાવહ બંધને શ્લેષ કહે છે" અહીં પણ "શિવાને, શિવ, સુદ, મનથી, મોહ, મગ્ને, પ્રથમ, પાર્વતી, અર્પી વગેરે સજાતીય શબ્દોની રચના સુખાવહ છે માટે શ્લેષ ગુણ છે. અલ્પ સમાસવાળા શબ્દોની રચનાને સમતા કહે છે; તે અહીં છે, માટે સમતા ગુણ છે. એજ પ્રમાણે બીજા પણ ગુણો આ કવિતામાં છે તે તેના જાણનારને જણાશે; અહીં વિસ્તારભયથી બધા ગુણોનાં લક્ષણ અને સંઘટન કર્યું નથી. આ સ્રગ્ધરા તથા શાર્દૂલવિક્રીડિત વૃત્ત વીણામાં ગાવાને અનુકૂળ પડે એવાંછે. માટે વૈદર્ભીરીતિ છે એમ જાણવું. 'ગંગા, ગણી, પ્રત્યક્ષ, પોતે, પ્રભુ, સર્વે, સતી, સુખ,' ઇત્યાદિમાં એકજ સ્થાનના અક્ષરની પુનરાવૃત્તિ થઇ છે માટે શ્રુત્યનુપ્રાસ નામે શબ્દાલંકાર. વિશ્વનાથ કહે છે કે—

"उच्चार्यत्वाद्यदैकस्य स्थानें तालुरदादिके।
सादृश्यं व्यजनस्यैव श्रुत्यनुप्रास उच्यते ॥"

"તાલુ, દાંત, વગેરે એકજ સ્થાનના વર્ણો વારંવાર ઉચ્ચારવામાં આવે તેને શ્રુત્યનુપ્રાસ કહેવો." સ્રગ્ધરાવૃત્તમાં સાત વિરામ આવેછે તે ઉપરથી

( નાન્ધન્તે )

**સૂત્રધાર**—( નેપથ્યાભિમુખ નિહાળી ) અલં. વિસ્તારનું પ્રયોજન શું? મારિષ! આ મગ આવ્ય. ( अ )

---

આ નાટક સાત અંકી છે એમ પણ સૂચન કર્યું છે. તથા આ શ્લોક નાન્દીનો છે, માટે એમાં આરંભે 'મગણ' છે. ભામહ કવિ કહે છે કે, "क्षेमं सर्वगुरुर्दत्ते मगणो भूमिदैवतः"—"મગણમાં ત્રણ ગુરૂ આવે છે તેનો દેવ પૃથ્વી છે તથા તે કલ્યાણ રૂપ ફળ આપે છે. એવા શાસ્ત્રના વચનથી કવિ આ નાટક રચીને શ્રોતાઓનું કલ્યાણ ઇચ્છે છે, એ પણ સ્પુટ છે. પાછળ કહેવામાં આવ્યું છે કે, કાવ્યના અર્થનું સૂચન નાન્દીના શ્લોકમાં થવું જોઇએ, તે પ્રમાણે અહીં છે કે કેમ? તે જોઇએ: અહીં શિવાને ખોળામાં લેઇને શિવજી મોહમાં મગ્ન થઇને રહ્યા હતા, અને નાટકમાં કૃષ્ણ ( નાયક ) સત્યભામા ( નાયકા )ને વિષે મોહિત થઇને રહ્યા હતા એમ જોવામાં આવશે. અહીં શંભુએ ગંગાને પ્રથમ વિજયા આપી એમ માનીને સતી રીસાઇ છે, અને નાટકમાં કૃષ્ણે રૂકિમણીને પ્રથમ પારિજાતનું પુષ્પ આપ્યું એમ માનીને સત્યભામા રીસાઇ છે. અહીં શંભુ સતીને પ્રણામાદિથી મનાવે છે, અને નાટકમાં કૃષ્ણ સત્યભામાને સામાદિ ઉપાયથી મનાવે છે. અહીં સતી વિજયા લેવાની ના પાડી હઠીલી થાય છે, અને નાટકમાં સત્યભામા રૂકિમણીએ આપેલું પુષ્પ લેવાની ના પાડી હઠીલી થાયછે. અહીં શિવ નંદી ઉપર બેશી વનમાં જઇને નવી વિજયા સતીને આણી આપે છે, અને નાટકમાં કૃષ્ણ ગરૂડ ઉપર બેશી નવું પારિજાત વૃક્ષ સત્યભામાને આણી આપે છે. અહીં એ રીતે શિવ સતીને સુખી કરેછે અને નાટકમાં કૃષ્ણ સત્યભામાને સુખી કરે છે. એ રીતે તમામ નાટકના અર્થનું સૂચન કરનારી નાન્દી છે એ સ્પષ્ટ છે.

( अ ) નાન્ધન્તે ઇ૦—નાન્દીને અંતે ( નાન્દી થઇ રહ્યા પછી ) સૂત્રધાર નેપથ્યાભિમુખ ( નેપથ્યના સામે ) જોઇને કહે છે. શું કહે છે? અલં ઇ૦—અલં—બસ ( હવે એટલું ). વિસ્તારનું પ્રયોજન શું? વધારે મોટી નાન્દી કરવાની શી જરૂર છે? મારિષ—નટ. આ મગ—આ ગમ—આ તરફ. નાન્દીનું લક્ષણ પાછળ કહેવામાં આવ્યું છે. ભરતકૃત નાટ્યશાસ્ત્રના પેહેલા અધ્યાયમાં લખેછે કે—

"पूर्वं कृता मयानान्दी आशीर्वचनसंयुता ।
अष्टांगपदसंयुक्ता प्रशस्ता वेदसंमता ॥"

"પ્રથમ મેં આશીર્વચન સંયુક્ત, પ્રશસ્ત અને વેદના પ્રમાણવાળી આઠ પદની નાન્દી કરી હતી." વળી પાંચમા અધ્યાયમાં લખેછે કે,—

"सूत्रधारः पठेन्नान्दीं मध्यमं स्वरमाश्रितः ।
नान्दींपदैर्द्वादशभि रष्टाभिर्वाप्यलंकृताम् ॥"

"સૂત્રધારે મધ્યમસ્વરનો આશ્રય કરીને નાન્દી બોલવી. તે નાન્દી બાર કે આઠ પદવાળી જોઈએ તથા અલંકારયુક્ત જોઇએ." અહીં બાર પદ કહેલાં છે તે ઉપરથી એમ સમજવું કે ત્રણ તાલવાળી નાન્દી હોય તો ત્રણ પદવાળી, છ પદવાળી કે બાર પદવાળી કરવી; અને ચાર તાલવાળી હોય તો ચાર પદવાળી, આઠ પદવાળી કે સોળ પદવાળી કરવી. શ્લોકના અવયવને, વિભ-ક્ત્યંત શબ્દને, શ્લોકના ચતુર્થાંશને કે અવાંતર વાક્યોને, પદ નામ આપેલું છે. એ વિષે નાટ્યપ્રદીપમાં કહેછે કે—

"श्लोकपादः पदं केचित् सुप्तिङंतमथापरे ।
परेवांतरवाक्यैकस्वरूपं पदमूचिरे ॥"

અર્થ ઉપર કહ્યો તેજ છે. શ્લોકના ચતુર્થાંશને પદ કહેવું, એ મતે આ અષ્ટપદા નાન્દી છે. વળી સ્રગ્ધરાવૃત્ત ગાયનના ચાર તાલથી ગવાય છે માટે ચાર પદવાળી, આઠ પદવાળી કે સોળ પદવાળી નાન્દી થવી જોઇએ. માટે જો શ્લોકના મુખ્ય યતિ સુધી અવાંતર વાક્ય ગણી તેને પદ કહીએ તો આ નાન્દી સોળ પદવાળી છે. એ નાન્દીમાં શું વર્ણવવું એ વિષે સંગીતકલ્પતરૂમાં કહેછે કે —" हरोत्तमांगस्थितवस्तुवर्णनैः " " શંકરના માથાઉપર રહેલી વસ્તુઓ, જેવી કે ગંગા, ચંદ્ર, વગેરેનું વર્ણન નાન્દીમાં કરવું." અહીં ગંગાનું વર્ણન છે. સાહિત્યકાર કહેછે કે—"मंगल्यशंखचंद्राब्जकोककैरवशंसिनी " " મંગળસૂચક દેવાદિકનાં નામ, શંખ, ચંદ્ર, કમળ, ચક્રવાક, પોયણાં, વગેરેનું વર્ણન નાન્દીમાં કરવું. હર, ગંગા, સતી, વગેરે દેવોનાં નામ આ નાન્દીમાં છે માટે એ મંગળસૂચક વર્ણનવાળી છે આ નાન્દી 'પત્રાવલિ' નામની કહેવાયછે. પત્રાવલિનાન્દીનું લક્ષણ નાટ્યદર્પણમાં કહ્યું છે કે,—

"यस्यां बीजस्य विन्यासो ह्यभिधेयस्य वस्तुनः ।
श्लेषेण वा समासोक्त्या नान्दी पत्रावलीति सा ॥"

"જે નાન્દીમાં અભિધેય વસ્તુનો અથવા બીજનો ન્યાસ શ્લેષથી કે સમાસોક્તિથી કર્યો હોય તેને પત્રાવલિનાન્દી જાણવી." આમાં અભિધેય વસ્તુ નાયિકાનું માન અને તેની શાંતિ છે, તે બન્ને વાતોનો સમાવેશ સમાસોક્તિથી આ નાન્દીમાં કર્યોછે માટે આ પત્રાવલિ નામે નાન્દી છે. સમાસોક્તિ વિષે ચંદ્રાલોકમાં લખેછે કે—"समासोक्तिः परिस्फूर्तिः प्रस्तुतेऽप्रस्तुतस्य यत् ॥" "પ્રસ્તુતકથનમાં અપ્રસ્તુતકથનની જે સ્ફૂર્તિ થઇ આવવી—જે વિષય વર્ણવવાનો છે તેમાં, નહિ વર્ણવવાનો વિષય સમજાઇ આવવો, એવા વર્ણનને સમાસોક્તિ કહેછે. અહીં સતીનું માન અને તેની શાંતિ એ પ્રસ્તુત વિષય છે, પરંતુ જરાક વિચાર કરવાથી સમજાય છે કે નાટકમાં જે વસ્તુનું વર્ણન છે તે પણ અહીં બરાબર લાગુ પડી શકેછે માટે એ **સમાસોક્તિ** અલંકાર છે. કેટલાક વિદ્વાનોનું મત એમ છે કે "નાન્દ્યન્તે સૂત્રધાર," એવું જે લખેલું હોયછે તેનો અર્થ આ પ્રમાણે કરવો કે નાન્દીની અંતે સૂત્રધાર પ્રવેશ કરેછે. તેમનું કહેવું એમ છે કે સૂત્રધાર તો નાન્દી કરીને જતો રહે છે પણ પછી બીજો નટ જે સ્થાપક નટ કહેવાયછે તે પ્રવેશ કરેછે. પણ એ વિચાર કરતા પેહેલાં સૂત્રધાર કોણ તે કહીએછીએ. સંગીત સર્વસ્વમાં સૂત્રધાર નામ પડવાનું કારણ બતાવ્યું છે કે,—

"वर्तनीयतया सूत्रं प्रथमं येन सूच्यते ।
रंगभूमि समाक्रम्य सूत्रधारः स उच्यते ॥"

"રંગભૂમિ ઉપર આવીને પ્રત્યેક નટે કેમ વર્તવું એ વિષેનું આજ્ઞારૂપ સૂત્ર જે બતાવે છે તે સૂત્રધાર કહેવાયછે." હાલનાં નાટકોમાં નાટકનો મેનેજર સૂત્રધારનું કામ કરેછે. સૂત્રધાર કેવો જોઈએ તે વિષે માતૃગુપ્તાચાર્ય કહેછે કે,—

"चतुरातोद्यनिष्णातोऽनेकभूषासमावृतः ।
नानाभाषणतत्त्वज्ञो नीतिशास्त्रार्थतत्त्ववित् ॥
वेषोपचारचतुरः पौरेषणविचक्षणः ।
नानागतिप्रचारज्ञो रसभावविशारदः ॥
नाट्यप्रयोगनिपुणो नानाशिल्पकलान्वितः ।
छंदोविधानतत्त्वज्ञः सर्वशास्त्रविचक्षणः ॥
तत्तद्गीतानुगलयकलातालावधारणः ।

अवधाय प्रयोक्ता च योक्तृणामुपदेशकः ॥
एवं गुणगणोपेतः सूत्रधारोभिधीयते ॥"

અર્થ—"જે પુરૂષ મૃદંગ વગાડવામાં કુશળ હોય અથવા ચતુર અને વાદ્ય વગાડવામાં કુશળ હોય, જેણે અનેક પ્રકારના અલંકાર પેહેર્યા હોય, જે જૂદી જૂદી રીતે બોલી જાણતો હોય, જે નીતિશાસ્ત્રના તત્વને જાણતો હોય, જે અર્થશાસ્ત્રના તત્વને જાણતો હોય, જે જૂદી જૂદી જાતના વેષ કરાવવામાં કુશળ હોય, જે નગરના લોકોની ઇચ્છાને ( લોકની અભિરૂચિને ) જાણવામાં વિચક્ષણ હોય, જે જૂદા જૂદા પ્રકારની ગતિ કેમ કરવી તે જાણતો હોય, જે કાવ્યના રસ અને ભાવ સારી રીતે સમજતો હોય, જે નાટકના પ્રયોગ કરાવવામાં કુશળ હોય, જે જૂદા જૂદા પ્રકારની શિલ્પકળાઓ કે કારીગરીઓ જાણતો હોય, જે છંદ બનાવવાની રીત જાણતો હોય, જેનો સઘળાં શાસ્ત્રોમાં પ્રવેશ હોય, જે જે ગાયન ગવાતું હોય તે તે ગાયનને અનુસરતા લય, કલા, અને તાલને ધ્યાનમાં રાખી શકતો હોય અને તે ધ્યાનમાં રાખીને તે પ્રમાણે ગવરાવી જાણતો હોય, તેમજ ગાનાર વગાડનાર વગેરેને ભૂલચૂક પડયેથી કેમ સુધારી લેવું તે સમજાવી શકતો હોય, એવા ઘણા ગુણવાળો મનુષ્ય સૂત્રધાર કહેવાય છે." સૂત્રધાર ગયા પછી સ્થાપકનટે રંગભૂમિ ઉપર પ્રવેશ કરીને શું કરવું તે વિષે દશરૂપકમાં લખેછે કે—

"पूर्वरंग विधायादौ सूत्रधारे विनिर्गते ।
तद्वन्नरः प्रविश्यान्यः काव्यमास्थापयेन्नटः ॥
दिव्यमर्त्येषु तद्रूपो मिश्रमन्यतरस्तयोः ।
सूचयेद्वस्तु बीजं वा मुखं पात्रमथापि वा ॥

પ્રથમ પૂર્વરંગ કરીને સૂત્રધારના ગયા પછી તેના જેવા બીજા સ્થાપક નટે આવીને નાટકની વસ્તુનું સ્થાપન કરવું. જો દિવ્ય કે મનુષ્ય સંબંધી વસ્તુનો પ્રયોગ કરવો હોય તો તે નટે દિવ્ય કે મનુષ્ય જેવો વેષ લેઇને આવવું; જો બન્નેનો મિશ્ર પ્રયોગ હોય તો રૂપ પણ મિશ્ર લેવું. પછી નાટકની વસ્તુનું, બીજનું કે કોઇ પાત્રનું સૂચન કરવું "સૂત્રધાર પૂર્વરંગ કરીને જાય" એમ ઉપર કહ્યું ત્યારે પૂર્વરંગ તે શું ? પૂર્વરંગ એટલે નાટયશાળા કે જેમાં પૂર્વે મનુષ્યોને રંજન કરવામાં આવે છે. એ નાટયશાળાના સંબંધથી ત્યાં જે સૌથી પ્રથમ ઉત્થાપન વગેરે પ્રયોગ કરવામાં છે તેને પણ પૂ-

પૂર્વરંગ કહે છે. પૂર્વરંગનાં બાર અંગ છે તેમાં ઉત્થાપન એ પેહેલું અંગ છે અને નાન્દી એ છેલ્લું અંગ છે. પણ ખરેખરૂં જોતાં તો પ્રસ્તાવના સુધી પણ પૂર્વરંગજ કહેવાય. કેમકે નાન્દી પછી પણ બીજાં પ્રરોચના વગેરે દશ અંગ કહેલાં છે, અને એવી રીતે પૂર્વરંગનાં બાવીશ અંગ થાય છે. તે વિષે ભાવપ્રકાશિકામાં કહે છે કે—

"सभापतिः सभा सभ्या गायका वादका अपि ।
नटी नटश्च मोदन्ते यत्रान्योन्यानुरंजनात् ।
अतो रंग इति ज्ञेयः पूर्वं यत्तत्र प्रकल्प्यते ।
तस्मादयं पूर्वरंग इति विद्वद्भिरुच्यते ॥
तस्य द्वाविंशत्यंगानि चोत्थापनमुखानि च ॥"

" સભાપતિ, સભા, સભ્ય, ગાયકો, વગાડનારા, નટી, અને નટ, એ સર્વે પરસ્પર રંજન કરીને હર્ષ પામે છે માટે તે કાર્યને રંગ કહે છે, અને તે રંગમાંથી જે પ્રથમ કરવામાં આવે છે તેને વિદ્વાનો પૂર્વરંગ કહે છે. એ પૂર્વરંગનાં ઉત્થાપન વગેરે બાવીશ અંગ છે." બીજી જગોએ પણ કહ્યું છે કે,—

"यन्नाट्यवस्तुनः पूर्वं रंगविघ्नोपशांतये ।
कुशीलवाः प्रकुर्वन्ति पूर्वरंगः सउच्यते ॥
उत्थापनादिकान्यंगान्यस्य भूयांसि यद्यपि ।
तथाप्यवश्यं कर्त्तव्या नान्दी विघ्नोपशांतये ॥"

" નાટકની વસ્તુનો પ્રયોગ કરતાં પેહેલાં રંગમાં ભંગ ન થાય માટે નટલોકો જે કાંઇ કરે તેને પૂર્વરંગ કહે છે. એ પૂર્વરંગનાં ઉત્થાપન વગેરે ઘણાંક અંગ છે તથાપિ વિઘ્નનો નાશ થવા માટે નાન્દી તો અવશ્ય કરવી." નેપથ્ય—પડદો. "नेपथ्यं स्याज्जवनिका रंगभूमिः प्रसाधनम्" "પડદો, રંગભૂમિ, અને અલંકાર, એ સર્વને નેપથ્ય કહેછે," એમ અજય નામે કોશમાં લખેલું છે. શ્રીહરિશ્ચંદ્ર પોતાના 'નાટક' નામના પુસ્તકમાં લખે છે કે,— रंगस्थलके पश्चाद् भागमें जो एक गुप्तस्थान रहता है उसका नाम नेपथ्य है. अलंकारयिता इसी स्थानमें पात्रोंको वेशभूषणादिसे साजते हैं. जब रंगमें आकाशवाणी, दैवीवाणी, अथवा और कोई मानुषीवाणीका प्रयोजन होता है तो वह नेपथ्यहीमेंसे गाई या कही जाती है."

નટ લોકો શરીર ઉપર રંગનો ભૂકો લગાવે છે તેને પણ નેપથ્ય કહે છે. કેમકે,-"नेपथ्यं मर्पाविषश्च" એમ પણ કોઈ ગ્રંથમાં લખેલું છે. વળી ભરતમુનિ કહે છે કે " रामादिव्यंजको वेषो नटे नेपथ्य इष्यते"—જેથી જોનારાને એમ જણાય કે નટે આ રામ વગેરેનું રૂપ લીધું છે, એવા વેષને પણ નેપથ્ય કહે છે. એ નેપથ્યનો રસ ઉપજાવવામાં ઉપયોગ છે, માટે તેની ગણના આહાર્ય નામે અભિનયમાં કરી છે. માતૃગુપ્તાચાર્ય કહે છે કે,—

"रसास्तु त्रिविधा वाचिकनेपथ्यस्वभावजाः ॥
रसानुरुपैरालापैः श्लोकैर्वाक्यैः पदैस्तथा ।
नानालंकारसंयुक्तैर्वाचिको रस उच्यते ॥
कर्मरूपवयोजातिदेशकालानुवर्त्तिभिः ।
माल्यभूषणवस्त्राद्यैर्नेपथ्यरस उच्यते ॥
रूपयौवनलावण्यैर्धैर्यस्थैर्यादिभिर्गुणैः ।
रसः स्वाभाविको ज्ञेयः स च नाट्ये प्रशस्यते ॥ "

"બધા રસો ત્રણ પ્રકારના છે. વાચિક, નેપથ્ય, અને સ્વભાવથી ઉપજેલા. રસને અનુરૂપ એવા આલાપથી તથા નાના પ્રકારના અલંકારવાળા શ્લોક, વાક્યો અને શબ્દોવડે, જે રસ ઉપજાવી શકાય તેને વાચિકરસ કહે છે. દેશકાળને ઘટે તેવાં કર્મ, રૂપ, વય, જાતિ, માળાઓ, ઘરેણાં, વસ્ત્ર, વગેરેથી જે રસ ઉપજાવી શકાય તેને નેપથ્યરસ કહે છે. રૂપ, જુવાની, સૌંદર્ય, ધૈર્ય, સ્થિરતા, વગેરે ગુણોથી જે રસ ઉપજાવી શકાય તેને સ્વાભાવિક રસ કહે છે. નાટકમાં એ રસ વખણાય છે." રંગ ચોપડવા સંબંધી નાટ્યલોચનમાં કહ્યું છે કે—

"सितो नीलश्च पीतश्चचतुर्थो रक्त एवच ।
एते स्वभावजा वर्णा यैः कार्यं त्वंगवर्त्तनम् ॥
संयोगजाःपुनश्चान्य उपवर्णा भवन्ति हि ।
सितनीलसमायोगात्कपोत इति संज्ञितः

ધોળો, કાળો, પીળો અને રાતો, એ સ્વાભાવિક રંગ છે માટે તે રંગ શરીરે ચોપડવા. એ ચાર રંગના યોગથી બીજા મિશ્ર રંગ થાય છે. જેમ કે ધોળો અને કાળો રંગ ભળવાથી ભુંખરો રંગ થાય છે. વગેરે." વળી એજ ગ્રંથમાં કહે છે કે, "રાજાઓનો રંગ ગોરો કે શ્યામળો કરવો. જે

**પારિપાર્શ્વક**—(પ્રવેશ કરી) ભાવ! આવ્યો શી આજ્ઞા? (આ)

**સૂત્રધાર**—મારિષ! આ સુહૃદજન, વિદ્વજ્જન, મહાજનાદિ બિરાજેલા છે. એ સર્વની આગળ કૃષ્ણસૂનું પ્રેમાનંદભટગ્રથિતરોષદર્શિકા-સત્યભામાખ્યાન ગુર્જરગિરામાં ભજવવાનો મેં નિર્ણય કર્યો છે. જા તું વાદિત્રાદિ સાહિત્ય તૈયાર કરચ. (ઇ)

---

સુખિયા લોક હોય તેમનો રંગ પણ ગૌરો કરવો." "શુદ્ધ વિચિત્ર અને મલિન એવો ત્રણ પ્રકારનો વેષ થાય છે. દેવની પાસે જતાં; મંગળ કાર્યમાં, વ્રત આચરતાં, તથા જે લોકો નિયમવાળા હોય તેમનો વેષ શુદ્ધ (સફેદ) જોઈએ; દેવ, દાનવ, યક્ષ, ગંધર્વ, સર્પ, રાક્ષસ, રાજાઓ, અને કામીપુરૂષો, એમનો વેષ વિચિત્ર જોઇએ; ગાંડાઓનો, ઉન્મત્તનો, મુસાફરનો અને દુઃખીઓનો વેષ મલિન જોઇએ; વગેરે." મારિષ—સૂત્રધારે નટને 'મારિષ' કહીને બોલાવવો એવો નાટયશાસ્ત્રનો નિયમ છે માટે પ્રેમાનંદે પણ તેજ નિયમનું અનુસરણ કર્યું છે.

(આ). પારિપાર્શ્વક—નટ, જેને સૂત્રધારે મારિષ કહીને બોલાવ્યો હતો તે. ભાવ—નટ સૂત્રધારને બોલાવે ત્યારે તે તેને 'ભાવ' કહીને બોલાવે, એ નાટયશાસ્ત્રનો નિયમ છે. અને એજ પ્રમાણે બીજા પાત્રોનાં સંબોધનનો પણ સંજ્ઞાઓ નાટયશાસ્ત્રમાં ઠરાવી છે. જેમ, રાજાને સ્વામી કે દેવ કહીને પરિજન બોલાવે, વિદૂષક વયસ્ય કહીને બોલાવે, અને ઋષિઓ રાજન્ કહીને બોલાવે. રાજા વિદૂષકને વયસ્ય કહે, નટી સૂત્રધારને આર્ય કહે અને સૂત્રધાર નટીને આર્યા કહે, પુત્રને વત્સ કે તાત કહે, ઇત્યાદિ ઘણા પ્રકાર છે.

(ઇ) દશરૂપમાં કહ્યું છે કે,—

"रंगं प्रसाद्य मधुरैः श्लोकैः काव्यार्थसूचकैः ।
ऋतुं कंचिदुपादाय भारतीं वृत्तिमाश्रयेत् ॥
भारती संस्कृतप्रायो वाग्व्यापारो जनाश्रयः ।
भेदैः प्ररोचनायुक्तैर्वीथीप्रहसनामुखैः ॥

"મધુર અને કાવ્યના અર્થને સૂચવનારા શ્લોકવડે નાટયશાળાને પ્રસન્ન કરીને; પછી ભારતીવૃત્તિવડે કોઈ ઋતુ સંબંધી બોલવું. જેમાં ઘણા

સંસ્કૃત શબ્દો આવે એવી વાણી નટ લોકો નાટકમાં બોલે તેને ભારતીવૃત્તિ કહેછે. એ ભારતીવૃત્તિનાં પ્રરોચના, વીથી, પ્રહસન, અને આમુખ એવાં ચાર અંગ છે." એવી રીતે નાટ્યશાસ્ત્રમાં લખ્યુંછે માટે પ્રેમાનંદ કવિએ પ્રથમ મધુર તથા કાવ્યાર્થના સૂચક શ્લોકોવડે નાટ્યશાળાને પ્રસન્ન કરવા માટે નાન્દી લખીને હવે ભારતીવૃત્તિવડે તેના પ્રરોચના નામે અંગની યોજના કરીછેઃ સૂત્રધાર ઈં૦. મારિષ !– નટનું સંબોધન. સુહૃદ્‌જન–હિતચિંતક મિત્રો. મહાજન–સંભાવિત ગૃહસ્થો. 'મારિષ'થી આરંભીને 'પ્રસન્ન થશે' ત્યાં સુધી, અથવા પ્રસ્તાવના પૂરી થતા સુધી, ભારતીવૃત્તિ છે. એટલા સુધીની વાણી સંસ્કૃતમય છે તે સેહેજ સમજાય એવું છે-રસાર્ણવસુધાકર નામે ગ્રંથમાં લખ્યું છે કે "विस्तराद्रुतसंक्षेपाद्विदधीत प्ररोचनाम्" "પ્રરોચના ગમે તો વિસ્તારથી કે ગમે તો સંક્ષેપથી કરવી." અહીંઆં કવિએ વિસ્તારથી પ્રરોચના અંગ મૂક્યુંછે. પ્રરોચનાનું લક્ષણ દશરૂપકમાં લખ્યું છે કે,—

"उन्मुखीकरणं तत्र प्रशंसातः प्ररोचना ।"

"સભાસદોની પ્રશંસા કરીને તેમને ધ્યાન આપતા કરવા તેને પ્રરોચના નામે અંગ કહેછે." તેના ભેદ સુધાકરમાં કહેલાછે કે,—

"प्रशंसा तु द्विधा ज्ञेया चेतनाचेतनाश्रया ।
चेतनास्तु कथानाथकविसभ्यनटाः स्मृताः ॥
अचेतनौ देशकालौ कालो मधुशरन्मुखः ॥

"પ્રરોચના અંગમાં કરવાની પ્રશંસા બે પ્રકારની છેઃ ચેતનની અને અચેતનની. કથાનો નાયક, કવિ, સભાસદો અને નટ, એ ચેતન જાણવાં; અને દેશ તથા કાળ એ અચેતન જાણવાં. વસંત, શરદ, વગેરે કાળ જાણવો." આ ઉપરથી નાયક, કવિ, સભાસદ વગેરેની તથા વસંત, શરદ, વર્ષા, આદિ ઋતુની પ્રશંસા ભારતીવૃત્તિવડે થાય તો પ્રરોચના અંગ વર્ણાયું કહેવાય. પ્રેમાનંદ અહીં સૂત્રધારના મુખથી સુહૃદ્‌જન, રસિકજન, ઈત્યાદિ વચનો બોલાવીને સભાસદની પ્રશંસા કરે છે તથા 'કૃષ્ણસૂનુ પ્રેમાનંદ' એમ પોતાનું નામ કહેવરાવીને કવિની પ્રશંસા કરે છે, તેમજ આગળ ઉપર પ્રાવૃષ( વર્ષાઋતુ )નું નામ ઉચ્ચારીને કાળની પ્રશંસા કરે છે, માટે કવિએ અહીં પ્રરોચના અંગ વર્ણ્યું છે એ સ્પષ્ટ સમજાય એવું છે. નાટકમાં જે સ-

ભાસદની પ્રશંસા કરવામાં આવે છે તેમનું લક્ષણ આદિ ભરતે આ પ્રમાણે કહેલું છે:—

"सभ्यास्तु विबुधैर्ज्ञेया ये दिदृक्षान्विता जनाः ।
मध्यस्थाः सावधानाश्च वाग्मिनो न्यायवेदिनः ॥
त्रुटितात्रुटिताभिज्ञा विनयानम्रकंधराः ।
अगर्वा रसभावज्ञा तौर्यत्रितयकोविदाः ॥
असद्वादनिषेद्धारश्चतुरा मत्सरच्छिदः ।
अमन्दरसनिष्यंदहृदया भूषणोज्ज्वलाः ॥
सुवेषा भोगिनो नाना भाषाविद्याविशारदाः ।
स्वस्वोचितस्थानसुस्थास्तत्प्रशंसापरायणाः ॥"

"જે લોકો નાટક જોવાની ઈચ્છાથી આવેલા હોય તેમને સભ્ય કે સભાસદ જાણવા. તેઓ મધ્યસ્થ, સાવધાન ( ધ્યાન આપનારા ), બોલી જાણનારા, ન્યાય જાણનારા, તાલ વગેરે તૂટયો ન તૂટયો તે જાણનારા, વિનયથી નમેલી ગરદનવાળા, ગર્વ વિનાના, રસ અને ભાવને જાણનારા, ગીત, વાદિત્ર, અને નૃત્ય—જેને 'તૌર્યત્રિક' કહે છે તેને સમજનારા, ખોટા વાદનો નિષેધ કરનારા, ચતુર, અદેખાઈ વિનાના, અતિશય રસિક, લૂગડાં ઘરેણાં વગેરેથી સારા દેખાવવાળા, સારા વેષવાળા, ભોગ ભોગવનારા, જૂદા જૂદા પ્રકારની ભાષાઓ અને વિદ્યાઓમાં માહિતગાર, પોતપોતાને ઘટે તેવા સ્થાનમાં બેસનારા તથા નાટકનાં વખાણ કરનારા, એવા જોઈએ." કવિ એવા સભ્યો વગેરેની પ્રશંસા કરીને 'કૃષ્ણસૂનુ પ્રેમાનંદભટગ્રથિત રોષદર્શિકાસત્યભામાખ્યાન' એમ કહેછે તે ઉપરથી તેણે નાટયશાસ્ત્રના નિયમ પ્રમાણે નાટકની પ્રશંસા કરી છે એમ જાણવું. તે વિષે ભાવપ્રકાશિકામાં કહે છે કે—

"इत्थं रंगविधानस्य संबंधादिप्रसिद्धये ।
गोत्रं नाम च बध्नीयात् पूजावाक्यं सभासदाम् ॥
वांच्छाकलापः प्रथमं कलाविधिरनन्तरः ।
वांच्छाशून्या न दृश्यन्ते व्यवहाराः कथंचन ॥
वांच्छाकलापस्तु कवेरभीष्टार्थप्रकाशनम् ।
स्वाभिधेयगतत्वेन सा द्विधा परिपठ्यते ॥

**પારિપાર્શ્વક**—ભાવ ! શું ઝાડખીડ બળી જઈ હીંગોરે હીમ કર્યાં ! ઠીક, વારૂં સાંભળો; કાલિદાસ, ભવભૂતિ, બાણ, સોમિલ્લ, જયદેવાદિ કવીશ્વરોનાં નાટક છતાં, અને તે પણ દેવગિરામાં, તો પછે ગુણાદિથી હીન ગુર્જરગિરામાં, અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ-ગ્રથિત વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત ! ! (ઈ)

---

स्वगतं तु स्वगोत्रादिस्त्रीयकीर्ति प्रकाशनम् ।
अभिधेयगतंयत्तत्काव्यनाम्ना प्रकाशनम् ॥"

"એ પ્રમાણે નાટયશાળામાં જે જે કરવાનું હોય તેનો સંબંધ વગેરે માલમ પડવાને માટે કવિએ પોતાનું ગોત્ર અને નામ તથા સભાસદોની સ્તુતિનું વચન નાટકગ્રંથમાં લખવું. પછી પ્રથમ પોતાની જે જાતનું રૂપક રચવાની ઇચ્છા હોય તે લખવું અને પછી તે શી રીતે ભજવી બતાવવું તે લખવું. કેમકે આ જગત્માં ઇચ્છા વિના કોઇ પ્રકારનો વ્યવહાર બનતો જોવામાં આવતો નથી; કવિનો જે અર્થ અભીષ્ટ હોય તેને પ્રકાશ કરવો તે-જ કવિની ઇચ્છા આ જગોએ સમજવી. કવિની ઇચ્છા બે પ્રકારની: એક તો પોતાના વિષે અને બીજી નાટકની વસ્તુ વિષે. પોતાના વિષે ઈચ્છા પોતાનું ગોત્ર વગેરે અને પોતાની કીર્તિ વગેરે કહીને પ્રકટ કરવી; અને નાટકનું નામ કહીને નાટકની વસ્તુ વિષે ઇચ્છા પ્રકટ કરવી. પ્રેમાનંદે પોતાના પિતાનું નામ કહ્યું છે તેજ એનું ગોત્ર સમજવું, અને પોતાનું નામ કહ્યું છે તેજ એની કીર્તિ સમજવી. કેમકે પ્રેમાનંદ જેવા અતિ પ્રસિદ્ધ કવિએ પોતાનું નામ માત્ર લખવું, એજ તેની પ્રશંસા છે. કવિએ કેટલાક સંસ્કૃત નાટક-કારોની પેઠે મોટા આડંબરથી પોતાનાં વખાણ કર્યાં નથી, એ તેનો વિનય છે. ગુર્જરગિરામાં—ગૂજરાતીભાષામાં. વાદિત્રાદિ—વાજાં વગેરે.

( ઈ ). પારિપાર્શ્વક—નટ. ભાવ—નટે કરેલું સૂત્રધારનું સંબોધન. શું ઈ૦—અર્થાત્ સંસ્કૃત ભાષા અને કાલિદાસાદિ કવિઓએ કરેલાં શાકુંતલાદિ નાટકો છતાં શામાટે આ ગૂજરાતી ભાષામાં અને તે પણ કોઇ નવીન પ્રેમાનંદ જેવા કવિએ ગ્રથિત ( ગૂંથેલી ) વસ્તુ(કથા)નો પ્રયોગ કરવો ? "શું ઝાડખીડ ઈ૦ લૌકિક કહેવતને અનુસરતો અર્થ છે," માટે **લોકોક્તિ** અલંકાર. સોમિલ્લ—એ નામનો સંસ્કૃત કવિ. દેવગિરામાં—

**સૂત્રધાર**—મારિષ! નવીનારંભ હોવાથી રસિક પ્રેક્ષકજન દોષદર્શી થશે નહિ. ( उ )

**પારિપાર્શ્વક**—હાં! એ તો ઠીક; પણ તમે તો નાટક શબ્દને પણ નાતબહાર મૂક્યો છે! આખ્યાન અને તે ભજવવું!! શિવ શિવ! આપણે તો નથી સાંભળ્યું, નથી જોયું, કે નથી જાણ્યું! ગમે તેમ થાઓ, પરંતુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા, તેનો તો ગોટો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્યપાત્રની બાલભાષા વિષે શું બોલોછો? ( ऊ )

---

સંસ્કૃત વાણીમાં. ગુણાદિથી હીન—સંધિસમાસ આદિ વ્યાકરણ સંબંધી ગુણો, શબ્દબાહુલ્યાદિ કોશ સંબંધી ગુણો, અને માધુર્યાદિ કાવ્યરચનાના ગુણોથી હીન. જો કે ગૂજરાતી ભાષામાં અંશતઃ તો એ બધા ગુણો છે તથાપિ સમગ્ર નથી માટે તેને ગુણાદિથી હીન કહેલી છે. ગુર્જરગિરા—ગૂજરાતી વાણી. જેટલા પ્રદેશને ગૂજરાત કહે છે તે દેશના રહેવાશી જે અપભ્રષ્ટ ભાષા બોલે છે તેને ગૂજરાતી વાણી કહેવી. નવીનનામધારી—જેણે કવિનું નામ નવું ધારણ કર્યું છે એવો. પ્રેમાનંદ પોતાને કવિ કહેતા નહોતા માટે 'નવીનકવિનામધારી' એમ લખ્યું નથી. પ્રયોગ કરવો—ભજવી બતાવવું. કાલિદાસાદિ કૃત શાંકુતલાદિ સંસ્કૃત વાણીનાં નાટકો જેવુંજ આ પ્રેમાનંદકૃત 'રોષદર્શિકાસત્યભામાખ્યાન' ગૂજરાતી વાણીમાં રચાયલું નાટક છે, એવો ધ્વનિ છે. અને એ રીતે કવિ તથા કાવ્યની પ્રશંસા થવાથી **પ્રરોચના** નામે અંગ વર્ણાયું છે.

( उ ). નવીનારંભ—નવો આરંભ. પ્રેક્ષકજન—જોનારા મનુષ્ય. દોષદર્શી—દોષ જોનારા. ગૂજરાતીભાષામાં નાટક રચીને તે ભજવી બતાવવું એ નવીન આરંભ છે; પ્રત્યેક નવીન આરંભમાં પ્રથમ ખામીઓ હોય છે તેમ આમાં પણ હોય, તેમ છતાં નવીનપણા બદલ છૂટ મૂકીને રસિક જોનારા ગુણમાત્રને ગ્રહણ કરશે, પણ દોષ સામી દૃષ્ટિ નહિ કરે. અહીં સભ્યની સ્તુતિ હોવાથી **પ્રરોચના**.

( ऊ ) નાતબહાર મૂક્યો છે—તજી દીધો છે. "રોષદર્શિકાસત્યભામા નાટક" એમ ન લખતાં છેડે 'આખ્યાન' એમ શામાટે લખ્યું તેનો

**સૂત્રધાર**—( સરોષ ) જેમાં જેનું કાર્ય નથી તેમાં તેણે બોલવું ઉચિત નથી. નાટકને સ્થળે કોઇ પણ પ્રાકૃત ભાષામાં આખ્યાન શબ્દ યોજવો તથા સામાન્ય પાત્રની બાલભાષાનો ત્યાગ કરવો, એ મારા વચન પર પ્રતીતિ ન હોય તો મહાન્ હેમાચાર્યપ્રણીત "**પ્રાકૃતપ્રભાકર**"નું પંચાણુમું સૂત્ર જોઇ નિર્ણય કરી લેવો. આ વિષય આ પ્રબંધ સાથે સંબંધવાળો ન છતાં વ્યર્થ કાલક્ષેપ કરાવ્યો!! વારૂં જો, મેં નટીને સત્વર સિધારવા કહ્યું હતું છતાં વાર કેમ થઇ ? ( ઋ )

---

ખુલાસો સભાસદને કરી બતાવવા માટે આ પ્રસંગ વર્ણ્યો છે. આખ્યાન અને તે ભજવવું !!—અર્થાત્ એ બે વિરૂદ્ધ વાતો જણાય છે. ( આખ્યાન શબ્દ શ્રવ્યકાવ્યને લાગુ પડતો હોવાથી ). ઉત્તમ પાત્રની જે દેવગિરા ઇ૦ —ઉત્તમપાત્રની સંસ્કૃતભાષા જોઇએ, એવો સંસ્કૃતનાટકકારોનો નિયમ છે. એવિષે સાહિત્યદર્પણમાં લખે છે કે—

" पुरुषाणामनीचानां संस्कृतं स्यात्कृतात्मनाम् ।
शौरसेनी प्रयोक्तव्या तादृशीनां च योषिताम् ॥
आसामेव तु गाथासु महाराष्ट्रीं प्रयोजयेत् ।
अत्रोक्ता मागधी भाषा राजांतःपुरचारिणाम् ॥ इ० "

" ઉત્તમ અને પુણ્યવાન્ પાત્રોની ભાષા સંસ્કૃત જોઇએ; તેવીજ પંક્તિની સ્ત્રીઓની ભાષા શૂરસેની યોજવી; એજ સ્ત્રીઓ ગાથાઓ ગાતી હોય ત્યારે તેમાં મરાઠી ભાષા યોજવી; રાજાના અંતઃપુરનાં પરિજનની ભાષા માગધી યોજવી; વગેરે." શૂરસેની, માગધી, વગેરેને બાલભાષા કહે છે. ગૂજરાતી સ્વતઃ બાલભાષા હોવા છતાં તેને જ્યારે ઉચ્ચ પાત્રોના મુખમાં આપવી ઘટે છે ત્યારે જે પાત્રો બાલભાષા બોલવાને યોગ્ય છે તેમના મુખમાં કયી ભાષા આપવી? એવી નટ શંકા કરે છે.

( ઋ ) એ શંકાનું સમાધાન સૂત્રધાર આપે છેઃ સરોષ—રીસ ચઢાવીને. નાટકનો પ્રયોગ કરવો છે તેમાં આ નાટકના સંબંધ વિનાનો વિવાદ કરવાથી સભાસદનો રસભંગ થાયછે, માટે સૂત્રધારને રીસ ઉપજવાનું કારણ છે. જેમાં ઇ૦—અર્થાત્ અમુક રચનાને નાટક કહેવું કે આખ્યાન? તે

**પારિપાર્શ્વક**—( નેપથ્યાભિમુખ નિહાળી ) ભાવ ! જુઓ આ આવે. હું પણ આજ્ઞાનુસાર વર્ત્તવા વિચરૂં છું. ( એમ કહી ચાલ્યો જાય છે. ) ( ऋ )

**નટી**—( પ્રવેશ કરી ) આર્યપુત્ર ! મારી સખી ગુર્જરગિરાનો આનંદમય સંદેશો સાંભળતાં વાર થઇ માટે ક્ષમા કરશો. પરિજનને શી આજ્ઞા છે? ( ऌ )

---

નિર્ણય કરવાનું કામ સાહિત્યવિદ્યા જાણનાર પંડિતોનું છે, અને રંગભૂમિ ઉપર વેષ ધારણ કરી અભિનય કરવા, એ કામ નટનું છે. માટે તારે આ વિદ્યાના વિષયમાં અઘટિતરીતે માથું મારવું ઉચિત નથી. એમ છતાં સભાસદની સમક્ષ શંકા ઉત્પન્ન થઇ તો તેનું નિરાકરણ કરવું જોઇએ; નહિ તો આ પ્રયોગને સભાસદો અશાસ્ત્રીય ધારીને તેનો અનાદર કરે. એટલા માટે સૂત્રધાર શંકાનું સમાધાન આપે છે: નાટકને ૪૦—કોઇ પણ પ્રાકૃતભાષામાં લખાતા નાટકને નાટક ન કહેતાં આખ્યાન કહેવું અને બાલભાષા વાપરવી નહિ. 'બાલભાષા' શબ્દથી શૂરસેની અને માગધી વગેરે સંસ્કૃત નાટકોમાં લખાયલી ભાષા સમજવી. પ્રતીતિ — વિશ્વાસ. પ્રાકૃતપ્રભાકર—એ નામનો ગ્રંથ. દંડી કવિ પણ લખેછે કે अत्रैवांतर्भविष्यन्तिशेषाश्चाख्यानजातयः" જે પ્રબંધોનો સમાવેશ આ ગ્રંથમાં બતાવેલાં કાવ્ય, ખંડકાવ્ય, મહાકાવ્ય, નાટકાદિ રૂપકો અને ઉપરૂપકો, ચંપૂ, વિરૂદ, કરંભક, કોષ, વ્રજ્યા, ગદ્ય, મુક્તક, ચૂર્ણક, આખ્યાયિકા, કથા, વગેરેમાં થતો નથી એવા બાકીના પ્રબંધને આખ્યાન જાણીને તેમાં ગણી લેવા. પ્રબંધ—નાટક રૂપ. કાલક્ષેપ કરાવ્યો—સમય ગુમાવ્યો. સિધારવા—રંગભૂમિ ઉપર આવવા.

( ऋ ) નેપથ્યાભિમુખ—જે જગાએ નેપથ્યવિધાન થાય છે તે જગોના પડદાની સામે. આજ્ઞાનુસાર વર્તવા— (વાદિત્રાદિ સાહિત્ય તૈયાર કરવાને). વિચરૂંછું—જાઉંછું. ( ભારતી વૃત્તિ હોવાથી સંસ્કૃતપ્રાય વાણી છે ).

( ऌ ) ગુર્જરગિરા—ગૂજરાતીભાષા. પરિજનને—અર્થાત્ મને. દાસ, દાસી, સ્ત્રી, સેવક, વગેરે મુખ્ય માણસને આશરે રહેલાં ઘરનાં માણસોને પરિજન કહેછે.

**સૂત્રધાર**—આર્યે ! જો બાધ ન હોય તો તમારી સખી ગુર્જર-ગિરાના સંદેશાથી મને વિદિત કરશો. ( ऌ )

**નટી**—આર્યપુત્ર ! તેણે કહેલું ઘણું છે અને આપને સાંભળવાનો અવકાશ ઓછો છે; તોયે પૂછવાપરથી સાર માત્ર કહું છું. મારી સખી આર્યપુત્રે આરંભેલા કામથી ઘણી ખુશી થઇ છે અને આપનાં વખાણ કરે છે ! ( ए )

**સૂત્રધાર**—હાં ! ઠીકજ છે. પ્રિયે ! પ્રેક્ષકજનનાં ચિત્ત ગદ્યમાં ગુંચાઇ ગયાં છે ! તો તેને પદ્યવડે પ્રફુલ્લિત કરો ! ( ऐ )

**નટી**—આર્યપુત્રને કયા વિષયપર પ્રીતિ છે ? ( ओ )

**સૂત્રધાર**—આર્યે ! આર્યપુત્રની અભિરૂચિનો ઉપયોગ આ સ્થળે નથી; કિન્તુ પ્રેક્ષકજનના ચિત્તરૂપ પ્રાવૃષને ચાતક થઇ નિહાળવાનું છે. તથાપિ કૃષ્ણકથા અને તે કામ સંબંધિની કહો જેણે કરી સર્વનાં મન પ્રસન્ન થશે. ( औ )

---

( ऌ ) આર્યે !—હે આર્યા ! ( નટીનું સૂત્રધારે કરેલું સંબોધન ). " वाच्यौनटीसूत्रधारावार्यनाम्नापरस्परम् " —"નટી અને સૂત્રધાર એક બીજાને અનુક્રમે આર્ય અને આર્યા કહીને બોલાવે " ( સાહિત્યદર્પણ ). બાધ—હ-રકત. વિદિત કરશો—જાણીતો કરશો અર્થાત્ કહેશો.

( ए ) આર્યપુત્ર !—નટીએ કરેલું સૂત્રધારનું સંબોધન. મારી સ-ખી—ગુર્જરગિરા. આરંભેલા કામથી—ગૂજરાતી ભાષામાં નાટક ભજવવા રૂપ આરંભથી.

( ऐ ) પ્રેક્ષકજન—જોનારા—સભાસદ. ચિત્ત ૯૦—ચિત્તરૂપી કમળ ગદ્ય રૂપી રાત્રિથી ગુંચાઇ ગયાં છે ( અર્થાત્ બીડાઇ ગયાં છે ) માટે તેને પદ્યરૂપી સૂર્યથી પ્રફુલ્લિત કરો. રૂપક અલંકાર. અથવા ગુંચાયલાં ચિત્તને પદ્યવડે પ્રફુલ્લિત કરો, એમાં ચિત્ત કમળરૂપે પરિણામ પામીને ગુંચાય છે તેને પદ્ય સૂર્યરૂપે પરિણામ પામીને પ્રફુલ્લિત કરેછે, માટે **પરિણામાલંકાર.**
( ओ ) આર્યપુત્રને—આપને ( સૂત્રધારને ).

( औ ) અભિરૂચિ—પ્રીતિ—ઈચ્છા. કિંતુ—પણ. પ્રાવૃષ—વર્ષાઋતુ.

**નટી**—ઠીક. ( અભિનયપૂર્વક ગાય છે. ) ( क )

**અનુષ્ટુપ્છંદિકા.**

નવનીત નવલ કિશોરે, ચોર્યું ચોર્યું ચપાચપ હોરે,
નવરીત નવલ નિચોરે, કાર્યે કાર્યે હૃદેરૂપ કોરે;
નવભીત નવલ ચિકોરે, અંગોઅંગે કુચેષ્ટિત મોરે,
નવનીત નવલ ચકોરે, ધારી ધારી યુવામણિ ચોરે. ૩

---

ચાતક પક્ષી જેમ વર્ષાદની આતુરતાથી ઉપાસના કરેછે તેમ તમારે પણ પ્રેક્ષકજનના ચિત્તને રંજન કરવાનું છે. કૃષ્ણકથા— કૃષ્ણની કથા કલિયુગમાં પાપનાશક છે માટે તે સંબંધી કહો— " कलौकेशवकीर्तनम् " "કલિયુગમાં કેશવનું કીર્તન પાપહારિ છે," એમ પુરાણમાં કહે છે. " કૃષ્ણકથામૃતપાન; કર તું, કૃષ્ણકથામૃતપાન. " ઇત્યાદિ પ્રાકૃત હરિભક્તો પણ કહેછે. કામ સંબંધિની—કામના સંબંધવાળી. કૃષ્ણકથા છતાં પણ તે જો નીરસ હોય તો શ્રોતાને પ્રિયકર ન લાગે, માટે રસવાળી જોઇએ. કૃષ્ણના સંબંધમાં બીજા રસ કરતાં શૃંગાર વધારે સુઘટિત થઇ શકે એ પ્રસિદ્ધજ છે. આ નાટકમાં પણ પ્રધાનરસ વિપ્રલંભ શૃંગાર વર્ણવાશે, અને તેના નાયક કૃષ્ણ છે, એવું સૂચન કરવાને સૂત્રધારે નટીને આ વચન કહ્યું છે.

( क ) અભિનય—કોઈની પણ અવસ્થાનું અનુકરણ કરવું તેને અભિનય કહેછે. સાહિત્યદર્પણમાં કહે છે કે,

"भवेदभिनयोवस्थानुकारः स चतुर्विधः ।
आंगिको वाचिकश्चैवमाहार्य्यः सात्विकस्तथा ॥"

નટ લોકો રંગભૂમિ ઉપર આવીને રામાદિકનું જે અનુકરણ કરે તેને અભિનય કહે છે. એ અભિનય ચાર પ્રકારનો છે. આંગિક, વાચિક, આહાર્ય, અને સાત્વિક. કેવળ અંગને વાળવા કે હલાવવાચલાવવા વડે જે અભિનય કરવામાં આવે છે તેને આંગિક અભિનય કહે છે. કેવળ વાણી બોલીને જે અભિનય કરવો તે વાચિક અભિનય; વેષ, ભૂષણ, વગેરે ધારણ કરીને જે અનુકરણ કરવું તે આહાર્યાભિનય; અને સ્તંભ, સ્વેદ, રોમાંચ, આંખો

મીંચવી, વગેરે જે સાત્વિક ભાવો છે તે બતાવીને અનુકરણ કરવું તે સાત્વિકાભિનય કહેવાય છે. "અહીં નટી ગાયન કરેછે માટે બહુધા તેણે આ નાટકની નાયિકા સત્યભામાનું અનુકરણ કર્યું હોવું જોઇએ.

૩ ચતુષ્પદિકા—આ ત્રીશ માત્રાનો ચાર ચરણનો ચતુષ્પદી નામે લયનો ભેદ છે. એ વિષે આદિ ભરત કહેછે કે,—

"वक्ष्ये भंगादिसंभिन्न नाटयगानमतः परम् ।
मध्यमोत्तमपात्राणांनाटके सिद्धिदायकम् ॥"

"હવે હું ભંગ વગેરે ભેદવાળું જે નાટયગાન મધ્યમ, અને ઉત્તમ પાત્રોએ કરવાનું છે તે કહું છું; એ નાટયગાન નાટકની સિદ્ધિ આપનારૂં છે." ઇત્યાદિ શ્લોકવડે બાર ભંગ, છ ઉપભંગ અને ૪૨ લયના ભેદ કહેલા છે. તેમાંનો આ ચતુષ્પદિકા નામનો એક લયભેદ છે. ગીતિના પૂર્વાર્ધની છેલ્લી ચાર માત્રાઓ પેહેલાંની એક માત્રા ઓછી કરીને તે, તેજ લીટીની ત્રીજી માત્રા સાથે મેળવીને એક ગુરૂ કર્યો છે. એમ થવાથી ગીતિનો પ્રથમ વિરામ બારને ઠેકાણે તેર માત્રાનો થાય છે, અને બીજો વિરામ અઢારને બદલે સત્તર માત્રાનો થાય છે. જો આ ચતુષ્પદિકા ગીતિ રૂપે વાંચવી હોય તો દરેક લીટીનો ત્રીજો અક્ષર જે ગુરૂ છે તે હ્રસ્વ બોલવો, અને છેલ્લી ચાર માત્રા પેહેલાં 'જ' જેવો એકાદ લઘુ અક્ષર વધારવો. નવનીત ૯૦——નવલ કિશોરે ( કિશોર અવસ્થામાં નવા આવેલા કૃષ્ણે ) નવનીત ( માખણ ) ચપાચપ ( ઝટ ઝટ ) ચોર્યું. " कैशोरमापंचदशाद्यौवनं तु ततः परम् "—પંદર વરસ સુધીના વયને કિશોર અવસ્થા કહે છે અને તે પછીના વયને યૌવન કહેછે. કૃષ્ણ કિશોર અવસ્થાથી અર્થાત્ નાનપણથીજ ચોર છે, માટે તેણે યુવાવસ્થામાં મણિ પણ ચોર્યો હશે, એવો ધ્વનિ છે. નવરીત ૯૦—નવલનિચોરે ( નિચોલ–આચ્છાદન, વસ્ત્ર. ર અને લ અલંકાર શાસ્ત્રમાં એક ગણાય છે માટે નિચોલને બદલે નિચોર લખી શકાય ).— નવીન વસ્ત્ર પેહેરનારામાં આ એક નવ ( નવીન ) રીત છે; તે એ કે તે કાર્યે કાર્યે ( પ્રસંગે પ્રસંગે ) સામાના હૃદયમાં પોતાનું રૂપ કોરે છે— એને જે જુએ તે એના ઉપર આસક્ત થઈ જાય છે. જૂદા જૂદા પ્રસંગથી આ નાટકના નાયક કૃષ્ણે સત્યભામાના મન પર પોતાનો મોહ લગાડયો છે, એ વ્યંગ્યાર્થ. નવભીત ૯૦—નવલ ( કૃષ્ણ ) નવ ભીત ( ભીતિ વિના )

ચિકોરે ( મોટેથી કહે છે ) કે મોરે ( મારે ) અંગોઅંગે કુચેષ્ટિત છે ! અ-થવા કૃષ્ણને અંગોઅંગે કુચેષ્ટિત મોરે છે—વીંટાય છે ( મુર્ વીંટાવું ), તથાપિ તે ચિકોરે—સાહસિક મનુષ્યને ( ચિકુર—બીજાને ઇજા થશે, એવી દરકાર રાખ્યા વિના વર્તનાર મનુષ્ય ) ભીતિ નથી, એ નવલ ( આ-શ્ચર્ય ) છે ! કૃષ્ણને માથે મણિચોરનું તોહોમત આવ્યા છતાં તે બેદરકાર છે એ આશ્ચર્ય છે, એ વ્યંગ્ય. નવ નીત ૪૦—આ નવલ ચકોર—નવીન ચકોર રૂપ શ્રીકૃષ્ણ, જે ધારી ધારીને ( પસંદ કરી કરીને ) યુવામણિ-( જુવાન સ્ત્રીઓ રૂપી રત્ન )ને ચોરે છે, એ તેમનામાં જાત ( જાતિ ) નવ ( નથી ). એ કૃષ્ણ સત્યભામાને છળથી પરણી જાય છે એ એમની ની-તિ પસંદ કરવા જેવી નથી. આ ચતુષ્પદિકાના બીજા પાદમાં હૃદય પા-ષાણ રૂપે પરિણામ પામીને તેમાં રૂપ કોરાય છે માટે **પરિણામાલંકાર** છે. યુવાન સ્ત્રીઓને મણિરૂપે વર્ણી છે માટે રૂપક અને મણિરૂપે પરિણામ પામીને ચોરાય છે માટે **પરિણામ.** ચતુષ્પદિકાના પ્રથમ અર્ધમાં, નવ, નવલ, વગેરે શબ્દોની તથા અર્થની પુનરાવૃત્તિ છે માટે **લાટાનુપ્રાસ.** તેનું લક્ષણ સાહિત્યદર્પણકાર લખે છે કે " शब्दार्थयोः पौनरुक्त्यंभेदेतात्पर्यमात्रतः । लाटानुप्रासइत्युक्तः" અર્થ ઉપર કહ્યો તેવોજ છે. આ ચતુષ્પદિકામાંથી ચામર-બંધાદિ ચિત્રકાવ્યબંધ પણ નિર્માણ થઇશકે છે.

માતૃગુપ્ત આચાર્ય કહેછે કે "स्वैरंगैश्चापिवीथ्यंगैः प्रकुर्यादामुखंबुधः" —" પ્રસ્તાવનાનાં અંગવડે અને વીથીનાં અંગવડે પ્રસ્તાવના કરવી." વળી ધનિક પણ કહેછે કે " वीथ्यंगान्यामुखांगत्वात्प्रोच्यंतेऽत्रैवतानितु "—" વી-થીનાં અંગ એ પણ પ્રસ્તાવનાનાં અંગ છે, માટે તે પ્રસ્તાવનામાં દાખલ કરવાં. વીથીનાં અંગ પણ તેજ આચાર્યે કહ્યાંછે કે—

" उद्घात्यकावलगिते प्रपंचत्रिगते छलम् ।
वाक्केल्यधिबले गंडमवस्यन्दितनालिके ॥
असत्प्रलाप व्याहारमृदवानित्रयोदश ।"

" ઉદ્ઘાત્યક, અવલગિત, પ્રપંચ, ત્રિગત, છલ, વાક્કેલિ, અધિબલ, ગંડ, અવસ્યંદિત, નાલિક, અસત્પ્રલાપ, વ્યાહાર, મૃદવ, એવાં તેર અંગ વીથીનાં છે. અહીં કવિએ સૂત્રધાર અને નટના પ્રશ્નોત્તરદ્વારા ઉદ્ઘાત્યક અંગ વર્ણ્યું હતું. ઉદ્ઘાત્યકનુ લક્ષણ દશરૂપમાં કહેછે કે:—

( જવ નિકાંતર્ગત શબ્દ થાયછે કે ) મારા પ્રિયતમને એવું દૂષણ દેનાર કોણ? ( ख )

**સૂત્રધાર**—( આમ તેમ જોઇ સભય ) આર્યે ! અવળું થયું !!

**નટી**—( ગભરાયલે વેશે ) આર્યપુત્ર ! અવળું શું ?

**સૂત્રધાર**—કુળદેવીનું પૂજન કરી દેવી રૂક્મિણી સખીસહ જાયછે, તેમને મણિચોરનો અર્થ સ્યમંતક સંબંધે સમજાયો લાગેછે; માટે ચાલ જતાં રહીએ. ( એમ કહી નાશી જાયછે. ) ( ग )

---

" गूढार्थपदपर्यायमाला प्रश्नोत्तरस्य वा ।
यत्रान्योन्यंसमालापोद्विधोद्घात्यंतदुच्यते ॥

" એકાદ ગૂઢ અર્થના શબ્દનું વ્યાખ્યાન કરતાં જે પ્રશ્નોત્તર થાય તે, તથા સામાન્ય રીતે પ્રશ્નોત્તરમાળા થાય તે, એવા બે પ્રકારના પ્રશ્નોત્તર વિષે બે જણ રંગભૂમિ ઉપર આવીને વાતચિત કરે તે ઉક્ત બે પ્રકારનું ઉદ્ઘાત્યક અંગ જાણવું. નાટકને આખ્યાન કેમ કહ્યું તે વિષે સૂત્રધાર નટનો સંવાદ એ ઉદ્ઘાત્યક છે.

( ख ) જવનિકાંતર્ગત—પડદામાં. ( જવનિકા—પડદો ). મારા ઇ૦— "ધારી ધારી યુવામણિ ચોરે" ચતુષ્પદિકાનું છેલ્લું વચન સાંભળી તેનો અર્થ એમ કર્યો કે જેણે બાલ્યાવસ્થામાં માખણની ચોરી કરી હતી તે જ્યારે જુવાન થયો ત્યારે તે યુવા ધારીધારીને ( તકાસી તકાસીને ) મણિ ( સ્યમંતક મણિ ) ચોરે છે ! એવો અર્થ જાણવામાં આવવાથી કૃષ્ણની પટરાણી રૂક્મિણીને માઠું લાગવાનો સંભવ છે. માટે આ પદ્યદ્વારા રૂક્મિણીનો પ્રવેશ કવિએ કરાવ્યો છે. અર્થાત્ પડદામાંથી જે અવાજ થાય છે તે રૂક્મિણીનો છે, અને પ્રસ્તાવના થઇ રહ્યા પછીનો પેહેલો પ્રવેશ પણ તેનોજ છે, એમ સમજવું.

( ग ) સ્યમંતક સંબંધે ઇ૦—દ્વારકાના યાદવ સત્રાજિતને સૂર્ય પાસેથી સ્યમંતક નામે મણિ મળેલો હતો. તે મણિમાંથી દરરોજ અમુક વજનમાં સોનું નીકળતું હતું, તેથી તે કોઇને આપતો નહોતો એ મણિ એકવાર કૃષ્ણે સત્રાજિત પાસે માગ્યો હતો પણ તે તેણે કૃષ્ણને આપ્યો નહોતો. એકવાર એ મણિને કોટે બાંધીને સત્રાજિતનો ભાઇ મૃગયા કરવા ગયો હતો

( ઇતિ પ્રસ્તાવના ) (ઘ)

---

તેને કોઇ રીંછે મારી નાખ્યો અને મણિ પોતાની બોડમાં લેઇ ગયો. કૃષ્ણે એકવાર મણિ માગ્યો હતો, તેટલા ઉપરથી એ મણિ અર્થે કૃષ્ણે સત્રાજિતના ભાઇને મારી નાખ્યો, અને મણિ લેઇ લીધો એવો શક કૃષ્ણ ઉપર સર્વને આવવા લાગ્યો, આથી દોષશુદ્ધિ કરવાને કૃષ્ણ પોતે મણિની શોધમાં ગયા અને તે રીંછની પાસેથી મણિ આણીને સત્રાજિતને આપ્યો. એમ છતાં પણ કૃષ્ણે મણિ ચોર્યો, એવું કલંક ભૂસાયું નહોતું. એ સ્યમંતક મણિની ચોરી સંબધે આ ગીત ગવાયછે એમ રૂક્મિણીને સમજાયું લાગેછે, માટે ચાલો આપણે જતાં રહીએ, એમ કહી સૂત્રધાર તથા નટી જાયછે. પાત્રનો પ્રવેશ તથા નિર્ગમ નિમિત્ત વગર ન થવો જોઇએ એવો નાટયશાસ્ત્રનો નિયમ છે.

( ઘ ) ઇતિ—એ પ્રમાણે. પ્રસ્તાવના—બીજા સામાન્ય ગ્રંથોમાં ગ્રંથકાર જે પ્રસ્તાવના લખેછે તે કરતાં નાટકની પ્રસ્તાવના કોઇ જૂદાજ પ્રકારની છે. નાટકની વસ્તુને રંગભૂમિ ઉપર જે યુક્તિથી લાવવામાં આવેછે તેને પ્રસ્તાવના કહેવી એવું પ્રસ્તાવનાનું ઉપલક લક્ષણ કહી શકાય. પ્રસ્તાવનાનું લક્ષણ સુધાકર નામે ગ્રંથમાં કહ્યું છે કે—

"विधेर्यथैव संकल्पो मुखतां प्रतिपद्यते
प्रधानस्य प्रबंधस्य तदाप्रस्तावना मता"

"રંગભૂમિ ઉપર આરંભમાં જે વિધિ ચાલતો હોય તેની કોઇ એવી કલ્પના કરવામાં આવે કે તે મુખ્ય પ્રબંધ જે ભજવી બતાવવાનો છે તેના આરંભ રૂપ થઇ જાય ત્યારે તે કલ્પનાને પ્રસ્તાવના કહેવી." દશરૂપમાં પણ લખેછે કે—

"सूत्रधारो नटींब्रुते मार्षं वाथ विदूषकम् ।
स्वकार्यं प्रस्तुताक्षेपिचित्रोक्त्यायत्तदामुखम् ॥"
प्रस्तावना वा तत्र स्युःकथोद्घातः प्रवृत्तकम् ।
प्रयोगातिशयश्चाथ वीथ्यंगानि त्रयोदश ।

જે મુખ્ય પ્રબંધ ભજવી બતાવવાનો હોય તેને પ્રસ્તુત કહેછે. એ પ્રસ્તુતને રંગભૂમિ ઉપર દાખલ કરે એવી રીતનું પોતાનું કાર્ય સૂત્રધાર

નટીને, નટને, કે વિદૂષકને વિચિત્ર વાણીથી કહે, તેને આમુખક પ્રસ્તાવના કહેછે. એ પ્રસ્તાવના ગમે તો કથોદ્‌ઘાતથી કરવી, ગમે તો પ્રવૃત્તકથી કરવી ગમે તો પ્રયોગાતિશયથી કરવી કે ગમે તો વીથી નામે રૂપકનો જે એક પ્રકાર છે તેનાં તેર અંગથી કરવી. કથોદ્‌ઘાત, પ્રવૃત્તક, પ્રયોગાતિશય, અને વીથી, એ ચાર પ્રસ્તાવનાના ભેદ કહેવાય છે. આ જગોએ પ્રેમાનંદે કથોદ્‌ઘાતથી પ્રસ્તાવના કરીછે. કથોદ્‌ઘાતનું લક્ષણ દશરૂપકકાર લખેછે કે,—

"स्वेति वृत्तसमं वाक्यमर्थं वा यत्र सूत्रिणः ।
गृहित्वा प्रविशेत् पात्रं कथोद्घातो द्विधैव सः ॥

" નાટકમાં જે ઇતિવૃત્ત ભજવી બતાવવામાં આવવાનું છે તેને મળતું વાકય કે મળતો અર્થ સૂત્રધાર વગેરે કોઇની પાસેથી સાંભળીને પાત્ર પ્રવેશ કરે તેને કથોદ્‌ઘાત કહેછે એ બે પ્રકારનો છે."

અહીંઆં નટી ગાયન કરેછે તેમાં છેવટે તે બોલેછે કે,

**" ધારી ધારી ચુવાભણિ ચોરે. "**

એ વાકય આખું ગ્રહણ કરીને અને તેનો અર્થ " કોઇ યુવા ( જુવાન પુરૂષ ) ધારી ધારીને મણિ ચોરે છે " એવો કરીને પાત્રનો પ્રવેશ થાય છે અને નાટકની વસ્તુની શરૂઆત થાયછે.

આવી રીતે નાટકની શરૂઆત કરીને સૂત્રધાર વગેરે પાત્રો જતાં રહેછે તે વિષે ધનિક કહેછે કે,—

"एषामन्यतमेनार्थं पात्रं वाक्षिप्य सूत्रभृत् ।
प्रस्तावनांते निर्गच्छेत्ततो वस्तु प्रपंचयेत् ॥"

ઉપર જે પ્રસ્તાવનાનાં અંગ કહ્યાં તેમાંના ગમે તે એકવડે નાટકના અર્થનો કે પાત્રનો ઉપક્ષેપ કરીને પ્રસ્તાવના પૂરી થયે સૂત્રધાર રંગભૂમિ ઉપરથી જતો રહેછે અને પછી નાટકની વસ્તુ ભજવી બતાવામાં આવેછે. વસ્તુ એટલે નાટકની કથા. વસ્તુ કેમ ભજવી બતાવવી એ વિષે વધારે વર્ણન તેજ ગ્રંથમાં કરેલુ છે : જેમ—

"आद्यंतमेव निश्चित्य पंचधा प्रविभज्यच ।
खंडशः संधिसंज्ञांश्च भागानपि च खंडयेत् ।
चतुषष्टि श्च तानि स्युरंगानि ॥"

"ભજવી બતાવવાની કથા અહીંથી શરૂ કરવી છે અને અહીં આગળ પૂરી કરવી છે, એમ તેનો આદિ અને અંત નક્કી કરીને પછી તે કથાના પાંચ વિભાગ કરવા. તથા કથાના જે સંધિ નામના ભાગ કરવામાં આવે છે તેના પણ વિભાગ કરવા તથા એવી રીતે બધાં મળીને ચોસઠ અંગ થશે." એ વસ્તુના વિભાગ કેવા કરવા તે વિષે કહે છે કે,

" अवस्थाः पंच कार्यस्य प्रारब्धस्य फलार्थिभिः
आरंभयत्नप्राप्त्याशानियताप्तिफलागमा
बीजबिंदुपताकाख्यप्रकरीकार्यलक्षणाः
अर्थप्रकृतयः पंच पंचावस्थासमन्विताः ।
यथासंख्येन जायंते मुखाद्याः पंचसंधयः ॥
मुखं प्रतिमुखं गर्भः सावमर्शोपसंहृतिः ॥

"ફળની ઇચ્છાવાળા પુરૂષો જે જે કાર્યનો આરંભ કરેછે તેની પાંચ અવસ્થાઓ હોયછેઃ આરંભ, યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ, અને ફલાગમ. અર્થાત્ કાર્યનો આરંભ થાયછે, પછી યત્ન કરાય છે, પછી તે પ્રાપ્ત થવાની આશા બંધાય છે, પછી તે નક્કી પ્રાપ્ત થશે એમ લાગે છે, અને છેવટે તે પ્રાપ્ત થાય છે. જે અર્થ પ્રાપ્ત થવાનો હોય છે તે પાંચ જાતનો હોયછે. કોઇ અર્થ બીજરૂપ હોયછે, કોઇ બિંદુરૂપ હોયછે, કોઇ પતાકારૂપ હોયછે, કોઈ પ્રકરીરૂપ હોયછે અને કોઈ કાર્યરૂપ હોયછે. (બીજ, બિંદુ, પતાકા, પ્રકરી અને કાર્ય, વગેરે અર્થ પ્રકૃતિઓ ગ્રંથમાં જે જે ઠામે યોજવામાં આવશે ત્યાં ત્યાં તેનાં લક્ષણ કહીશું.) ઉપર કહેલી પાંચ કાર્યની અવસ્થાઓ અને પાંચ અર્થની પ્રકૃતિઓનો અનુક્રમે સમાગમ થવાથી મુખ વગેરે પાંચ સંધિ ઉત્પન્ન થાયછે. જેમ કાર્યની આરંભ અવસ્થામાં બીજ વર્ણાય તે મુખસંધિ કહેવાય વગેરે. મુખ, પ્રતિમુખ, ગર્ભ, અવમર્શ અને ઉપસંહાર, એવાં તે પાંચ સંધિનાં નામ છે. "આ ગ્રંથમાં પેહેલા અંકમાં વસ્તુનો આરંભ અને બીજરૂપ અર્થ વર્ણાશે માટે તે મુખ-સંધિ છે. મુખસંધિનું લક્ષણ તેજ ગ્રંથમાં કહ્યું છે કે—

"मुखं बीजसमुत्पत्तिर्नानार्थरससंश्रया:"

"વસ્તુના આરંભમાં જૂદા જૂદા પ્રકારના અર્થ અને રસનો આશ્રય કરીને જે બીજની ઉત્પત્તિ વર્ણાય છે તેને મુખસંધિ કહેછે." એ બીજ અને આરંભ નામે કાર્યની અવસ્થાના યોગથી મુખસંધિ બાર પ્રકારે વર્ણાઇ શકેછે. એ પ્રત્યેક પ્રકારને મુખસંધિનું અંગ કહેછે. ઉપન્યાસ, પરિકર,

## અંક ૧ લો. (ङ)

પરિન્યાસ, વિલોભન, યુક્તિ, પ્રાપ્તિ, સમાધાન, વિધાન, પરિભાવના, ઉદ્‌ભેદ, ભેદ, અને કરણ, એવાં તે બાર અંગનાં નામ છે. આરંભ અને બીજનાં લક્ષણ આદિભરતે કહેલાં છે કે—

"औत्सुक्यमात्रबंधस्तु यो बीजस्य निबध्यते ।"
महतः फलयोगस्य स खल्वारंभ इष्यते ॥
"अल्पमात्रं समुद्दिष्टं बहुधा यत्प्रसर्पति ।
फलावसानं यच्चैव बीजं तदभिधीयते ॥"

જેનું પરિણામે મોટું ફળ થવાનું હોય એવા કોઇ બીજની ઉત્સુકતા માત્રનું વર્ણન કરવું તેને આરંભ કહેછે." "જે વર્ણન પ્રથમ ઘણું સૂક્ષ્મ હોયછે તથા તે પછીથી ઘણે પ્રકારે વિસ્તાર પામેછે, તેમજ જેના પરિણામમાં કોઇ જાણવા જેવું કાર્યરૂપ ફળ થાયછે, તેને બીજ કહેછે." બીજ સંબંધે માતૃગુપ્તાચાર્ય વિશેષ કહેછે કે—

" क्वचित् कारणमात्रं तु क्वचिच्च फलदर्शनम् ।
क्वचिदारंभमात्रं तु फलमुक्त्वा क्रिया क्वचित् ॥
व्यापारश्च विशेषोक्तः क्वचिद्वा फलसाधकः ।
बहुधा रूपकेष्वेवं बीजरूपेण दृश्यते ॥
फले यस्य हि संहारः फलबीजं तु तद्भवेत् ।
वस्तुबीजं कथा ज्ञेया अर्थबीजं तु नायकः ॥"

" કોઇ જગોએ કારણ માત્ર બતાવવા રૂપે બીજ વર્ણવવામાં આવે છે; કોઈ જગોએ તે ફળ દેખાડવા રૂપે વર્ણાય છે; કોઇ જગોએ આરંભ માત્રથી બીજ વર્ણાય છે; કોઇ જગોએ ફળ કહીને ક્રિયા માત્ર વર્ણવવાથી બીજ વર્ણાય છે; અને કોઇ જગોએ ફળ સાધક અમુક વ્યાપાર રૂપે બીજ વર્ણાય છે; એવી રીતે રૂપકોમાં બીજ ઘણા પ્રકારે મૂકવામાં આવે છે. જેનો પરિણામ ફળરૂપે આવે છે તેને ફળબીજ કહે છે; કથાને વસ્તુબીજ કહે છે; અને નાયક કે નાયિકાને અર્થબીજ કહે છે.

( ङ ) અંક—અંક શબ્દનો અર્થ ખોળો થાય છે. નાટકની વસ્તુને રસ તથા ભાવ સહિત અભિનયવડે સભાસદોના ખોળામાં અપાતી હોય તેમ તેમના મનમાં આરોપણ કરવામાં આવે છે માટે નાટકના એ ભાગને અંક

કહે છે. એમ અંક શબ્દ નાટકમાં જે અંક કહેવાય છે તે અર્થમાં રૂઢ થયેલો જાણવો. પ્રસ્તાવના કર્યા પછી શું કરવું તે વિષે દશરૂપકમાં લખે છે કે—

" आदौ विष्कंभकं कुर्यादंकं वा कार्ययुक्तितः "

"કાર્યની યુક્તિ પ્રમાણે પ્રથમ વિષ્કંભક કરવો અથવા અંક કરવો." ( વિષ્કંભક વિષે પ્રસંગે કહેવામાં આવશે ). પ્રથમથી અંક ક્યારે કરવો તે વિષે કહે છે કે—

" यदा तु सरसं वस्तु मूलादेव प्रवर्त्तते
आदावेव तदांकः स्यादामुखाक्षेपसंश्रयः ॥"

" જ્યારે આરંભથીજ રસમય વસ્તુ વર્ણાતી હોય ત્યારે પ્રસ્તાવના-વડે પાત્ર પ્રવેશ કરાવીને આરંભથીજ અંક કરવો." આ નાટકમાં પ્રેમાનંદે એમજ કર્યું છે. અંકનું લક્ષણ તેજ ગ્રંથમાં લખેછે કે—

" प्रत्यक्षनेतृचरितो बिंदुव्याप्तिपुरस्कृतः ।
अंको नाना प्रकारार्थसंविधानरसाश्रयः ॥

"રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ નાયકનો વ્યાપાર જેમાં બતાવવામાં આવેછે તથા અવાંતર કથાના બીજરૂપ બિંદુવડે જેમાં નાના પ્રકારના અર્થ ભજવી બતાવવામાં આવતા હોય તથા જેમાં રસભાવ ઉત્પન્ન કરાતા હોય તેને અંક કહેવો." તે અંકમાં અનુભાવ, વિભાવ, સ્થાયિભાવ, વ્યભિચારીભાવ એ સઘળા ભાવોવડે મુખ્ય રસનું પોષણ કરવું. વસ્તુયોજના એવી ન કરવી કે જેથી રસથી તે દૂર જતી રહે. તેમ વસ્તુનો પ્રયોગ, અલંકાર વગેરેની એવી યોજના ન કરવી કે જેથી રસ અંતર્ધાન થઇ જાય. નાટકમાં મુખ્ય રસ શૃંગાર કે વીર કરવો અને બીજા રસને અંગભૂત કરવા. નિર્વહણસંધિમાં અદ્ભુતરસ કરવો." અંકમાં શું શું પ્રત્યક્ષ ન દેખાડવું તે વિષે કહેછે કે—

" दूराध्वानं वधं युद्धं राज्यदेशादिविप्लवम् ।
संरोधं भोजनं स्नानं सुरतं चानुलेपनम् ॥
अंबरग्रहणादीनि प्रत्यक्षाणिनानिर्दिशेत् ॥ "

" દૂર પંથ, વધ, યુદ્ધ, રાજ્યભંગ, દેશભંગ, ઘેરો, ભોજન, સ્નાન, સુરત, અનુલેપન, વસ્ત્રધારણ, વગેરે દેખાવ રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ ન દેખાડવા. અર્થાત્ પ્રવેશક વગેરે કરાવીને તે વાત કહેવરાવીને કથાનો સંબંધ જોડવો.

( સરોષા રૂકિમણી તથા તેની બે સખિયો પ્રવેશ કરેછે. ) (च)

**રૂકિમણી**—અલિ કનકમાલિકે ! મારા પ્રિયતમને મણિ-ચોર કહેનાર કોણ? પકડી લાવ્ય તેને. (छ)

---

( च ) સરોષા— રીસમાં. અહીંથી નાટકની વસ્તુનો આરંભ થાયછે. નાટકની વસ્તુ વિષે ધનિક કહેછે કે—

"वस्तुनेतारसस्तेषां भेदको वस्तु च द्विधा ।
तत्राधिकारिकं मुख्यमंगं प्रासंगिकं विदुः ॥
अधिकारः फलस्वाम्यमधिकारी च तत्प्रभुः
तन्निवर्त्यमभिव्यापि वृत्तं स्यादाधिकारिकम् ॥
प्रासंगिकं परार्थस्य स्वार्थो यस्य प्रसंगतः॥
सानुबंधं पताकाख्यं प्रकरी च प्रदेशभाक् ॥"

" નાટકાદિ રૂપકના જૂદા જૂદા ભેદ વસ્તુ, નાયક અને રસથી ઉત્પન્ન થયેલા છે. વસ્તુના બે પ્રકાર છે. કથાના મુખ્ય અંગને આધિકારિક વસ્તુ કહેછે અને બીજા અમુખ્ય અંગને પ્રાસંગિક કહેછે. કથાના ફળનો (પરિણામનો) જે ભોગ તે અધિકાર જાણવો અને જે ભોક્તા તે અધિકારી જાણવો. એ અધિકારી જે વૃત્તને ફળ પર્યંત પોહોચાડે તેને આધિકારિક વસ્તુ જાણવી. અર્થાત્ કથાના મુખ્ય નાયક કે નાયિકા સંબંધી હકીકત એ અધિકારિક વસ્તુ જાણવી. કથામાં નાયકને અર્થે યત્ન કરતા કોઇ બીજા મનુષ્યનું વૃત્ત વર્ણ્યું હોય તથા નાયકને માટે યત્ન કરતાં તેનું પણ કાર્ય ભેગું સધાય છે એમ વર્ણાયું હોય ત્યારે તે વૃત્તને પ્રાસંગિક વસ્તુ કહે છે. એ પ્રાસંગિક વસ્તુ જો કથામાં ઘણે લાંબે સુધી વર્ણાઇ હોય ત્યારે તેને પતાકા કહે છે અને જો એકાદ જગોએ વર્ણાઇને પછી આખી કથામાં તેનો કાંઈ સંબંધ ન આવતો હોય તો તેને પ્રકરી કહે છે." ( જેમ રામાયણમાં રામને લગતી કથા એ આધિકારિક વસ્તુ, સુગ્રીવની કથા એ પતાકા નામની પ્રાસંગિક વસ્તુ, અને શ્રવણની કથા એ પ્રકરી નામની પ્રાસંગિક વસ્તુ છે. )

( छ ) રૂકિમણી—આ કથાના નાયક કૃષ્ણની પટરાણી. પ્રિયતમને અતિ વાહાલા સ્વામી કૃષ્ણને. કૃષ્ણને માથે મણિની ચોરી આવી હતી એ વાત પાછળ ટીકામાં બતાવી છે. કનકમાલિકે—રૂકિમણીની દાસી કનકમા-

**કનકમાલિકા**—દેવિ ! મારા તો તે જોવામાંજ આવ્યા નહિ પણ પદ્મપ્રભા તમારૂં કોપવેણ સાંભળી દોડી ગઇ'તી તે ઉતાવળે આવતી જણાય છે.

**રૂક્મિણી**—( પદ્મપ્રભાને નિકટ નિરખી ) પદ્મપ્રભે ! શોધ્ર લાગ્યો કે ? ( ज )

**પદ્મપ્રભા**—( સખેદ ) અંધારૂં હોવાથી હું કને જઇ પહોતી છતાં ઓળખી શકી નહિ.

**રૂક્મિણી**—( સરોષ ) પણ તેને મારી કને કેમ ન લાવી?

**પદ્મપ્રભા**—( હસ્ત જોડી સભય ) તે ઘણાં અને હું એકલી માટે. ( झ )

**રૂક્મિણી**—( સખેદ ) ખાતર ખોદતાં જણાયલો ચોર ઝલાયો નહિ ! ! કનકમાલિકે ! ચાલો આ બનાવથી દેવને જાણીતા કરીએ; આ તો ઘણું ખોટું ! ( એમ કહી ચાલ્યાં જાયછે. ) ( ञ )

---

લિકાનું સંબોધન. દાસીનું નામ રાખવા વિષે સાહિત્યદર્પણકાર લખે છે કે—

" दत्तां सिद्धां च सेनां च वेश्यानां नाम दर्शयेत् ।
दत्तप्रायाणि वणिजां चेटचेटयोस्तथा पुनः ॥
वसंतादिषु वर्ण्यस्य वस्तुनो नाम यद्भवेत् "

" વેશ્યાનાં નામ જેને છેડે દત્તા, સિદ્ધા કે સેના, આવે એવાં રાખવાં; જેમ વસંતસેના, વગેરે. વેપારીનાં નામ જેને છેડે દત્ત વગેરે આવે એવાં રાખવાં; જેમ સોમદત્ત, વગેરે. દાસ અને દાસીનાં નામ બહુધા વસંત વગેરે ઋતુમાં જે પદાર્થનું વર્ણન કરવામાં આવેછે તેવાં રાખવાં. જેમ કલહંસ, મંદારિકા, કનકમાલિકા, પદ્મપ્રભા, વગેરે. આમાંનાં છેલ્લાં બે નામ પ્રેમાનંદે આ નાટકમાં દાસીઓને માટે યોજેલાં છે. કનકમાલિકા અને પદ્મપ્રભા એ બે વિશેષણ લક્ષ્મીને લગતાં છે માટે એ નામ એમ પણ સૂચવે છે કે તે દાસીઓ લક્ષ્મીસ્વરૂપ રૂક્મિણીની હોવી જોઇએ.

( ज ) નિકટ— પાસે. ( झ ) સભય—બીહોતી બીહીતી. ( ञ ) ખાતર ઇ૦—અર્થાત્ હાથમાં આવેલો મુદ્દો જતો રહ્યો ! ઉદાહરણ નામે નાટય-

( રંગમહાલમાં સુખાસનપર બિરાજેલા કૃષ્ણદેવ શ્રીદામા સહ પ્રવેશ કરેછે. )

---

લક્ષણ. દેવને—શ્રીકૃષ્ણને. કૃષ્ણ યદ્યપિ રાજા નથી પણ રાજા જેવા અધિકારવાળા છે તથા દિવ્યાદિવ્ય પાત્ર છે માટે તેને દેવ નામ આપ્યું છે. સાહિત્યદર્પણકાર લખેછે કે—

"राजा स्वामीति देवेति भृत्यैर्भट्टेति चाधमैः ।"

"રાજાને તેના પોષ્ય વર્ગે સ્વામી કે દેવ કહીને બોલાવવો અને અધમ પાત્રોએ ભટ્ટા ( ભર્ત્તા ) કહેવું." અહીં રૂક્મિણી અને તેની દાસીઓનો પ્રથમ પ્રવેશ પૂરો થાયછે. તેમના ગયા પછી કૃષ્ણ તથા તેના સખાનો પ્રવેશ છે. આધુનિક કેટલાક નાટક લખનારા અંગ્રેજી પદ્ધતિને અનુસારે પ્રવેશ ૧ લો, પ્રવેશ ૨ જો, એમ લખેછે પણ સંસ્કૃત નાટકકારોએ એમ લખવાની જરૂર જોઇ નથી, કેમકે એક અંકના પ્રવેશ નિર્ગમના કાળમાનનો કાંઇ નિયમ થઇ શકતો નથી. આ જગોએ રૂક્મિણી વગેરે ગયા પછી કૃષ્ણ વગેરેએ રંગભૂમિ ઉપર આવવું એ ઠીક નથી; પણ રૂક્મિણીના નિર્ગમનની સાથેજ પડદો ઉપાડવાથી કૃષ્ણ તથા શ્રીદામો નજરે પડે એમ થવું અવશ્યનું છે. યદ્યપિ કવિએ આ વાત લખી નથી; તથાપિ "સુખાસન પર બિરાજેલા" ઈત્યાદિ શબ્દોથી જણાય છે કે તેમનો પ્રવેશ પડદો ઉપાડવાથીજ બને તેવો છે અને તેથી કેટલાક જે એમ કહે છે કે પૂર્વે પડદાની ગોઠવણ નાટકમાં નહોતી તે વાત નિર્મૂળ માલુમ પડેછે. વળી "રંગમહાલયમાં" એ શબ્દોથી એમ પણ માલુમ પડેછે કે બેઠેલા કૃષ્ણની પછવાડે ચિત્રપટ પણ હોવો જોઇએ, તેથી પૂર્વે ચિત્રપટ હોવાનું અનુમાન થાયછે. જો એમ ન માનીએ તો, ગ્રંથમાં લખેલા કૌંસમાંના શબ્દો નાટક ભજવતી વખતે શ્રોતાને કાને પડવાના નહિ હોવાથી કૃષ્ણ ઘરમાં છે કે વાડીમાં છે તે સૂચવનારૂં વાક્ય કવિએ કહેવું જોઇએ; પણ તે કહ્યું નથી તે એમજ જાણીને કે ( કૌંસમાં લખેલી સૂચના જે વસ્તુતઃ નટ લોકોએ કેમ અભિનય વગેરે કરવા. તે સંબંધી હોયછે, તે સમજીને નટ લોકો રંગમહાલયનો ચિત્રપટ સભાસદોને દેખાડશે અને તેથી તે ન્યૂનતા પૂરાશે.

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! સ્યમંતક મણિએ તો મને બાલ્યાવસ્થા પ્રાપ્ત કરાવી અને કાંચનપુરીને વેલીવાળું વ્રજ બનાવ્યું ! દૈવગતિ બલવત્તર છે !! સખા ! કરેલો શ્રમ પણ સિદ્ધિપ્રદ થયો નહિ ! ( ટ )

**શ્રીદામો**—વ્રજને તમે વિસારો પણ વ્રજ તમને કેમ વિસારે ? વ્રજવનિતાના નિસાસા ન નડે એવો નર વિધિ નિર્માણ કરવાને શક્તિમાન કેમ થાય ! કરો એવું પામો અને વાવો એવું લણો ! શુદ્ધ થવાને શ્રમ તો કરવોજ પડે; પણ જગત્ તો ઝવેરી છે ! ( ઠ )

**કૃષ્ણદેવ**—શું અલ્યા તું પણ એમજ માને છે કે ?

**શ્રીદામો**—જાણે તે વિચાર કેવો આણે ? પડતીમાં તો પડતીજ !

**કૃષ્ણદેવ**—તારા જેવા જેના સખા છે તેને પડતી કેવી ? ચઢતીમાં ચઢતીજ થવી જોઇએ.

---

( ટ ) બાલ્યાવસ્થા ઇ૦—કેમકે હું બાળપણામાં માખણ ચોરી ખાતો હતો તેથી તે વખતે મારૂં નામ ચોર પડ્યું હતું. તે નામ પાછું આજ સ્યમંતક મણિને લીધે પ્રાપ્ત થયું છે, તેથી જાણે હું પાછો બાલ્યાવસ્થામાં ગયો હોઉં એમ લાગે છે. કાંચનપુરી—દ્વારકા. વ્રજ—કેમકે જેવી રીતે મને ત્યારે વ્રજના લોક ચોર કહેતા હતા તેવી રીતે આજ અહીંના લોક ચોર કહે છે. સિદ્ધિપ્રદ—સિદ્ધિ આપનારો. વનમાં ફરીને મણિચોરને શોધી કાઢીને મણિ પાછો આણી આપવા રૂપ જે શ્રમ કર્યો તે.

( ઠ ) શ્રીદામો— કૃષ્ણનો બાળસખા એક ગોપ. ( કવિએ એનો વિદૂષક તરિકે ઉપયોગ કર્યોછે ). વિધિ—બ્રહ્મદેવ નિર્માણ કરવાને—ઉત્પન્ન કરવાને. કરો ઇ૦—તમે વ્રજવનિતાના નિસાસા લીધા ત્યારે તેના પ્રાયશ્ચિત્તરૂપ આ કલંક તમારે માથે ચોટ્યું ! પણ ઇ૦—શ્રીદામાનું આ વાક્ય ઉભયથા લાગુ પડે એવું છે. એટલે શુદ્ધ થવાને તમારે કષ્ટ વેઠવું પડ્યું, એ તો દુનિઆનો રિવાજ છે, માટે તેમાં કાંઇ અડચણ નથી; પણ જગત્ તો જાણેજ છે કે તમે મણિચોર નથી. બીજી રીતે,—જે ચોર હોય તે પણ પોતાની શાહુવટ બતાવવાને શ્રમ તો કરે, પણ જગત્ તો મનમાં જાણે કે ચોરજ છે !

**શ્રીદામો**—ત્યારે ચઢતીમાં ચઢતી.

**કૃષ્ણદેવ**—અલ્યા એમ કેમ ?

**શ્રીદામો**—સ્યમંતકની ચૌરિકા રૂપ નદી વ્રજવનિતાના અશ્રુ-પ્રભાવે ચઢતીમાં ચઢતી જેવી જણાય છે અને તેમાં શ્રીકૃષ્ણદેવ યત્ન કર્યા છતાં પણ તણાય છે. (ઙ)

**કૃષ્ણદેવ**—અલ્યા પડતીમાં પડતી શું ?

**શ્રીદામો**—ઉનાળાની સૂકાયલી તલાવડી જોઇ માછી તેને બીજી જગા જેવી જગા માનેછે તોપણ સંતાઇ ગયેલા દેડકા શબ્દ કરી આ સ્થળે તલાવડી હશે એમ તેને શંકાશીલ કરેછે જેથી તે તલાવડીનું રહેલું મત્સ્યરૂપી ધન પણ હરાઇ જાય છે એવી રીતે પૂર્વકૃત્ય સાંભળવાથી દેવની પડતીમાં પડતી મનાય છે. (ઙ)

(રૂક્મિણી ચાલતો પ્રસંગ શ્રવણ કરતી હતી તે ઉભય જન ન જાણે તેમ બાજુએ જઇ સંતાય છે.) (ણ)

---

(ઙ) ચૌરિકા—ચોરી. આ વાક્યમાં એવો ધ્વનિ છે કે જેમ માખણની ચોરી વ્રજવનિતાને પ્રસન્ન કરવાથી મટતી હતી તેમ આ પણ તેવાજ કોઇ ઉપાયથી મટે એવી છે. સત્યભામા સાથે કૃષ્ણના પરિણયરૂપ કાર્યનું અ-હીં સૂક્ષ્મતર બીજ છે.

(ઙ) પૂર્વકૃત્ય—વ્રજમાં કરેલી ચોરી રૂપ. અર્થાત તમે ચોર તો નથી પણ તમારાં પૂર્વનાં આચરણ લોકોમાં શંકા ઉત્પન્ન કરે છે. અહીં અર્થ-વિશેષણ નામે નાટ્યાલંકાર વર્ણાયો છે. તે વિષે સાહિત્યદર્પણમાં લખે છે કે,-

"उक्तस्यार्थस्ययत्तुस्यादुत्कीर्तनमनेकधा ।
उपालंभस्वरूपेण तत्स्यादर्थविशेषणम् ॥"

એક વાર કહેલા અર્થને જૂદી જૂદી અનેક રીતે કે ઠપકાના રૂપમાં કહે-વો તે "અર્થ વિશેષણ નામે નાટ્યાલંકાર કહેવાય છે." (ણ) ઉભયજન—કૃષ્ણ તથા શ્રીદામો.

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! કોઈ જન આમ ગયું એમ મને લાગે છે; જા, જો.

**શ્રીદામો**—( આમ તેમ જોઈ ) દેવ! અહીં કોઇ દિસતું નથી; હાં હાં ! હું સમજ્યો, આપના જેવાને એમજ થાય.

**કૃષ્ણદેવ**—શું સખા, ત્યારે તેં મને ચૌરજ ધાર્યો કે ?

**શ્રીદામો**—ના મેં નહિ, પુરજને.

**કૃષ્ણદેવ**—તો તું કરચ તેમની પ્રતીતિ. ( त )

**શ્રીદામો**—પણ પાછલી વાત શી રીતે ભુંશી નખાય ?

**કૃષ્ણદેવ**—ગોપિકાનું નવનીત લેતાં પિપીલિકા ઉતારચાનું કહેતા'તા તેમ ( थ )

**રૂક્મિણી**—( ઉભય ન સાંભળે તેમ સખેદ ) શું લોકની શંકા સત્ય છે? ના ના, એમ હોય તો મણિ પાછો કેમ આપે? વારૂ આગળ શું થાય છે તે સાંભળું. ઠીક થયું કે હું અહીં છું, તે બંનેમાંથી એકે જાણતા નથી. જો પદ્મપ્રભાનું કહ્યું કર્યું હોત તો આ બધી વાત સાંભળવામાં આવત નહિ. ( द )

---

( त ) પ્રતીતિ—ખાત્રી ( કૃષ્ણ ચોર નથી એવી ). ( थ ) પિપીલિકા—કીડીઓ. માખણ ચોરતાં પકડાઇ જતા ત્યારે એમ કહેતા કે આ તો માખણને કીડીઓ ચઢી હતી તે હું ઉતારતો હતો, એવુંજ કાંઇક બહાનું શોધી કાઢીને પાછલી વાત પણ લોકોના મનપરથી કાઢી નાખ.

( द ) લોકની શંકા—( મણિ કૃષ્ણે ચોર્યો હતો એવી ). પદ્મપ્રભાનું ક૦—પદ્મપ્રભાએ ગુપ્તપણે ઊભા રહેવાની ના કહી હતી, તે આ રૂક્મિણીના વચનથી માલમ પડેછે. પદ્મપ્રભા અને રૂક્મિણીની વાતચિત ગ્રંથમાં વર્ણી નથી કેમકે તે વાતચિત કોઇ કાર્ય સાધનારી નથી, તેમ ચમત્કારજનક નથી. સાહિત્યદર્પણમાં લખેછે કે—

**શ્રીદામો**—પણ તે તો રાધિકાના કૃપાકટાક્ષે મૂકાતા. (ઘ)

**કૃષ્ણદેવ**—પણ તે તો હતું સત્ય અને આ તો છે અસત્ય. એટલે તેવા કૃપાકટાક્ષની આવશ્યકતા શી? (ન)

**શ્રીદામો**—મહારાજના કહેવાપર મને પૂર્ણ પ્રતીતિ છે. તેમ મણિ પણ મહારાજે આણી આપ્યો છે. તે છતાં જે શંકા રહેવી એ રાધિકાના કૃપાકટાક્ષ વિના નહિ તો શું? (પ)

**કૃષ્ણદેવ**—સખા! સત્ય; કૃપાકટાક્ષનો મહિમા એવોજ અવર્ણનીય છે! (ફ)

### શ્લોક.

કૃપાકટાક્ષથી સખા ખરા તથાપિ છૂટતા,
નથી કૃપાકટાક્ષ તેથી જૂઠમાંહી લૂઠતા;
કરે કૃપાકટાક્ષ કો હું મુક્ત કારણે ભિયા!
ખરા ઠર્યાતણા લહો કહો ઉપાય છે કિયા? ૪

---

"यत् स्यादनुचितं वस्तु नायकस्य रसस्य वा।
विरुद्धं तत्परित्याज्यमन्यथा वा प्रकल्पयेत्॥"

નાયકને કે રસને જે વર્ણન ઉપયોગમાં આવે એવું ન હોય, અથવા જે તે બન્નેને વિરૂદ્ધ પડતું હોય તે છોડી દેવું, અથવા તેની કલ્પના જૂદી રીતે કરી લેવી." એ રીતે એ સંવાદ રસને ઉપકારક ન હોવાથી છોડી દીધો છે.

(ઘ) કૃષ્ણના. થનિશાનીવાળા વાક્યના ઉત્તરમાં શ્રીદામો કહે-છે—પણ ઇ૦. (ન) આવસ્યકતા—જરૂર. (પ) અર્થાત્ રાધિકાના કૃપાકટાક્ષ નથી માટેજ શંકા રહેલી છે. (ફ) અવર્ણનીય—ન વર્ણી શકાય એવો.

૪ શ્લોક—નારાચવૃત્ત. ખરા—ખરા ચોર. જૂઠમાંહી—જૂઠી ચોરીમાં લૂઠતા—આળોટતા. ભિયા—હે ભાઇ! હું મુક્ત થાઉં તે માટે કૃપાકટાક્ષ કોણ કરે? ખરા ઇ૦—જો ખરા ઠરવાના ઉપાય તમે લહો—જાણતા હો તો કહો કે તે ઉપાય કયા છે? સત્રાજિતની પુત્રી સત્યભામાના કૃપાકટાક્ષ મેળવવાથી મણિની ચોરી મટે, એમ આગળ જે વર્ણવવું છે તેનું આ **બિંદુ** છે. ધનિક બિંદુ વિષે કહેછે કે—

**રૂક્મિણી**—( સરોષ ) અરે ! આ ગોપપુત્ર શ્રીદામો શું સમજાવે છે ! અને દેવ પણ તેને મળતા થાયછે !! ખરેઆત ! જાતિસ્વભાવ એ જીવતાસુધી નથીજ જતો !! વારૂ આગળ શું થાયછે ? ( व )

**શ્રીદામો**—મહારાજ, કૃપાકટાક્ષથી મુક્તતા મળે એવું મારા વિચારમાં આવ્યું છે.

**કૃષ્ણદેવ**—ત્યારે તે કહીદે ; દીર્ઘસૂત્રતા કરવામાં કયા અર્થની સિદ્ધિ સ્વીકારી બેઠોછું ? ( म )

**શ્રીદામો**—મોટામાં મોટા અર્થની !

**રૂક્મિણી**—' ભાભા ઢોરાં ક્યાં ચારીશું તો કે ત્યાંનાં ત્યાં.' એવીજ કંઇ મોટામાં મોટી અર્થપ્રાપ્તિ હશે ! પણ મારે ઉતાવળાં થવાનો સમય નથી.

**કૃષ્ણદેવ**—તે અર્થ કયો તે કહી નાખ્યની ?

**શ્રીદામો**—( આમ તેમ જોઈ ) સાંભળો મહારાજ ! સત્રાજિત્‌ની સુતા સાથે સંબંધ જોડો એટલે સર્વ અર્થની સિધ્ધિની પ્રાપ્તિ અને નિંદાના સમાપ્તિ સમજવી. ( म )

---

" अवांतरार्थविच्छेदे बिंदुरच्छेदकारणम् । "

" અવાંતર અર્થનો સંબંધ તૂટી જતો હોય ત્યારે તેને સાંધનારૂં જે અવાંતર કથાનું બીજ તેને બિંદુ કહેવું. " અહીં સત્યભામાના રોષને મટાડવાને પારિજાતક લાવવું એ મુખ્ય કથા છે, સત્યભામાનો પરિણય એ અવાંતર કથા છે, 'મણિની ચોરી કૃપાકટાક્ષથી મટે છે ' એમ કહ્યા પછી વાત અટકી પડે છે તેને સાંધવાને આ પ્રશ્ન છે કે 'મને મુક્ત કરવાને કોણ કૃપાકટાક્ષ કરે' ? માટે એ બિંદુ છે.

( व ) જાતિસ્વભાવ—( ગોપનો ). ( म ) દીર્ઘસૂત્રતા—મુલતવી રાખવાનો ગુણ.( म ) સત્રાજિત્‌ની સુતા—સત્યભામા.

**રૂક્મિણી**—અરે દુષ્ટ ગોપ! દેવને અવળે માર્ગે દોરવાનું તનેજ છાજે! વારુ ઠીક, કૃષ્ણદેવનું વેણ સાંભળવાનો પણ સારો સમય છે!(ય)

**કૃષ્ણદેવ**—(વિચાર કરી) પણ તેનો જનક કન્યા આપે કેમ?(ર)

**શ્રીદામો**—કરો રૂક્મિણી જેવું. (લ)

**રૂક્મિણી**—(રોષને દબાવવા જેવો ડોળ કરી) આવાને આવું જ ઘટે; પછી એની વાત છે! (વ)

**કૃષ્ણદેવ**—સખા! શ્યામાની જીજ્ઞાસા વિના તે બનેનહિ. (શ)

**શ્રીદામો**—ત્યારે કરો કાલાવાલા.

**કૃષ્ણદેવ**—સખા! કરજ ને કન્યા—(એટલું બોલતામાં)(ષ)

---

(ય) રૂક્મિણી આ વાક્ય ગોપને કહેછે ખરી, પણ તે ગોપને સંભળાવવાનો હેતુ નથી, એવો અભિનય અહીં સમજવો. (ર) જનક—પિતા (સત્રાજિત).

(લ) અર્થાત્ જેમ રૂક્મિણીનું હરણ બળાત્કારે કરી લાવ્યા હતા તેમ સત્યભામાનું પણ હરણ કરી લાવો. (વ) આવો અધમ ગોપ તે એવીજ યુક્તિ બતાવે!

(શ) શ્યામા—સત્યભામા. જીજ્ઞાસા—ઇચ્છા. (જીજ્ઞાસાનો ખરો અર્થ 'જાણવાની ઇચ્છા' એવો છે તથાપિ અહીં કેવળ 'ઇચ્છા' ના અર્થમાં તે વપરાયો લાગેછે).

(ષ) કૃષ્ણને સત્યભામા મેળવી આપવામાં સાહાયક શ્રીદામાને વર્ણ્યો છે. એ શ્રીદામાને એ કાર્યમાં યત્ન કરવાનો ઉત્સાહ ઉત્પન્ન કરાવવા માટે રૂક્મિણી ઉપર તેને રીસ ચઢે એમ થવું જોઇએ, કેમકે સત્યભામાને લાવવાથી રૂક્મિણીનું અપ્રિય થાયછે. તેને રૂક્મિણી ઉપર રીસ ક્યારે ચઢે કે રૂક્મિણી તેને કડવાં વચન કહે ત્યારે. એ પ્રસંગ લાવી મૂકવાને કવિ હવે રૂક્મિણીનો પ્રવેશ કરાવનારું 'કૃષ્ણનું' વાક્ય યોજેછે. સખા ઇ૦. ‘‘કરજ ને કન્યા કરગરે મળે નહિ’’ એવોજ ઉત્તર કૃષ્ણે આપવાનો છે તેમાંથી અરધો ઉત્તર કૃષ્ણા પાસે કહેવરાવી બાકીનો રૂક્મિણીના પ્રવેશદ્વારા પૂરો કર્યો છે.

**રૂક્મિણી**—( મહાક્રોધાવેશે પ્રકટ થઈ ) મહારાજ ! 'કરગરે મળે નહિ.' ગોપબંધુ ! ઠીક ઠાઠ મચાવ્યો છે; જાત તેવી ભાત ! હંસ રાજા ને મધાન કાગડો ! મળી સત્રાજિત્‌ની પુત્રી અને ફેલાઇ સત્કીર્ત્તિ ! (स)

**કૃષ્ણદેવ**—( ગભરાયલા જેવા વેશે ઉભા થઇ ) પ્રિયા ! હાસ્ય-વિનોદ શ્રવણ કરી આમ દુઃસહ લગાડવું ઘટિત નથી. (ह)

**શ્રીદામો**—અમારો તો એ સ્વભાવજ છે કે ટાઢા પહોરની લહેરો ખાવી અને ખવરાવવી.

**રૂક્મિણી**—પ્રાસાદને શિખરે બેઠા માટે કંઇ હંસ કહેવાયા કે? ગોવાળિયા તે ગોવાળિયાજ. (का)

**શ્રીદામો**—દેવિ ! ગોપાળે કોને ગાંડાં નથી કર્યાં ? હું પણ તેવાની નિંદા કરવા છાહ ઘેંહ પી તૈયાર છું. (खा)

---

(स) ગોપબંધુ—અધમ ગોવાળિયા ! નામને છેડે બંધુ શબ્દ જોડવાથી તે અધમતા સૂચવેછે. જેમ બ્રહ્મબંધુ—અધમ બ્રાહ્મણ, ઇ૦. આ વાક્યથી તોટક નામે અંગની યોજના કરી છે. તોટકનું લક્ષણ: " संरंभवचनप्रायं तोटकं त्विहसं ज्ञितं" "જેમાં ક્રોધનાં વચન વર્ણાયાં હોય તેને તોટક નામે અંગ જાણવું." અહીં રૂક્મિણીનાં ક્રોધવાક્ય ઉઘાડાંજ છે.

(ह) દુઃસહ—માઠું. (का) પ્રાસાદ—મેહેલ. શિખરે—ટોચ ઉપર. સાહિત્યના એક દૃષ્ટાંતનો એ અનુવાદ છે. જેમ,

" गिरिशिखरगतापि काकपंक्ति र्न हि तुलनामुपयाति राजहंसैः "

" કાગડાની પંક્તિ ગમે તો પર્વતના શિખર ઉપર બેઠેલી હોય તથાપિ તે કાંઇ રાજહંસની બરાબરી કરી શક્તી નથી.

(खा) શ્રીદામો રૂક્મિણીના મુખથી પોતાની નિંદા સાંભળી માર્મિક વચનથી તેને ઉત્તર આપેછે. ગોપાળે ઇ૦—તમે ગોવાળની નિંદા કરોછો તે વિચાર વગર કરોછો: ( ગોવાળનો અર્થ ગોપાળ અને તેને કૃષ્ણના અર્થમાં રૂઢ કરીને કહેછે ) કેમકે ગોપાળે તમને પણ ગાંડાં કરી નાખ્યાં હતાં ! અર્થાત્ ગોવાળની નિંદા કરશો તો કૃષ્ણ નિંદાશે અને તમે પણ નિંદાશો. તેવાની—તેવા ગાંડા થયેલાની. છાહ ઘેંહ—ગોવાળ જાતિ સૂચક

**રૂક્મિણી**—( સરોષ ) એવી વિચિત્ર વાણી અને વિચિત્ર સલાહથી રીઝે તારા દેવ ! ! હવે મારી સાથે બોલ્યો તો તારી વાત તું જાણે ! ( ગા )

**કૃષ્ણદેવ**—દેવિ ! એનો અપરાધ શો છે ?

**રૂક્મિણી**—'કરજ ને કન્યા કરગરે મળે નહિં' એ વેણ દેવશ્રીને સુખેથી કઢાવનાર તથા ખોટો વાલેશરી થનાર એજ છે.

**કૃષ્ણદેવ**—તમે તમારૂં ફાવતું ગમે તેમ યુક્ત કરવા તત્પરજ છો; કિન્તુ અમારૂં એમ કહેવું છેજ નહિ. ( ઘા )

**રૂક્મિણી**—ત્યારે કરજ ને કન્યા એની આગળ શું કહેવાના હતા તે કહો જોઇએ ? બીજું તો ઘણુંય છે, પણ તે કહેવું કોને ? ( ङा )

**કૃષ્ણદેવ**—અન્યથા અતિશેમાં અતિશે હોય, પરંતુ મારે કહેવાનું તો આમજ હતું. ( ચા )

**શ્લોક.**

દેવિ ! કરજ ને કન્યા, કલંકિત સદા ભણું ; ૫
યથાર્થ વદવું મારે, ગમે તેમ તમે ગણ્યું !

---

શબ્દ. અધમ જાતિનાં પાત્રો માટે સંસ્કૃત નાટકકારો પ્રાકૃત વગેરે ભાષાનો ઉપયોગ કરેછે, પણ પ્રાકૃત નાટકોમાં તો તે પાત્રનાં જાતિ સૂચક વચનો વપરાય એટલે બસ છે.

( ગા ) વિચિત્ર શબ્દવડે શ્રીદામાનું વિદૂષકપણું ધ્વનિત કર્યું છે.

( ઘા ) યુક્ત કરવા—બંધ બેસાડવા. અર્થાત્ 'કરજ ને કન્યા' એટલું કહ્યા પછી 'કરગરે મળે નહિ' એમ વાક્યપૂર્તિ તમે તમારા વિચાર પ્રમાણેજ કરીછે; મારે કહેવાનું એ તાત્પર્યજ નહોતું. કિન્તુ-પણ. ( ङा ) તે કહેવું કોને ?—તે કોને લાગુ પાડી શકાય ? અથવા બીજું કહેવાનું તો ઘણુંએ છે પણ તે કોને કહેવું ?

( ચા ) અન્યથા ઇ૦—બીજી રીતે તો ઘણામાં ઘણે પ્રકારે લાગુ પાડી શકાય તેમ ભલે હો. ૫. 'કરજ ને કન્યા' એ વાક્ય પૂરું કરેછેઃ હું સદા કરજ ને કન્યા કલંકિત ભણું છું. છેકાપન્હુતિ અલંકાર.

**રૂક્મિણી**—મારા મતિ તો આવું વાક્ચાતુર્ય આજજ યોજાય છે તોય લક્ષણવંતાનાં આવાં લક્ષણથી વા વાક્ચાતુર્યથી પરિજન અણમાહિતીમાં નથી, એ કુળદેવીની કૃપા છે. ગમે તે કરો વા ગમે તેમ આચરો 'ભેંશનાં શીંગડાં ભેંશનેજ ભારે થવાનાં છે'! (छा)

**કૃષ્ણદેવ**—પણ તેના પર તમારૂં સ્વામિત્વ છે ને! (जा)

**રૂક્મિણી**—દેવ સ્વામિત્વ માને છે અને આટલાં મોંનાં મીઠડાં પણ કરે છે, તે વડે હું તો ધન્યતાજ માનું છું.

**કૃષ્ણદેવ**—(નીચા વક્ત્રને કરવડે ઉંચું કરી) પ્રિયા! એવું કંઇ વર્તન જણાવશો કે કામિનીત્વનેજ સ્વીકારશો? (झा)

**રૂક્મિણી**—જે વાત દેવે ગોપબંધુને કહેવા યોગ્ય માની અને અમે તેથી અયોગ્ય ઠર્યાં, હવે એથી વધારે પ્રતીતિ શી જોઇએ! દેવ સુખી થાવ, વાતો કરો, અને બેસો. જો મેં અવિવેક કર્યો એમ લાગતું હોય તો ક્ષમા કરશો. (ञा)

**કૃષ્ણદેવ**—પ્રિયા! મિત્ર અને મહિલા એ બે શબ્દજ ભિન્ન છે તો તેમની કૃતિ ભિન્ન કેમ નહોય! મારૂં આચરણ શાસ્ત્રસંમત છે. જુઓ, (टा)

---

(छा) વાક્ચાતુર્ય—કહેવાની વાતને ઉડાવી દેઇ તેનો જૂદો અર્થ ગોઠવવારૂપ. લક્ષણવંતાનાં—શ્રીકૃષ્ણદેવનાં. પરિજન—સેવકજન—અર્થાત્ હું રૂક્મિણી.

(जा) તેના પર—તે ભેંશ પર અર્થાત્ મારા પર. અથવા તે શીંગડાં પર અર્થાત્ નવી આવનાર સ્ત્રી ઉપર.

(झा) વક્ત્રને—મુખને. પ્રિયા ઇ૦—મેં એવું કેવળ મોંનાં મીઠાં કરવા જેવું કાંઇ વર્તન કર્યું હોય તે બતાવશો કે સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે સ્ત્રીહઠજ પકડી બેસશો?

(ञा) રૂક્મિણી તેવું વર્ત્તન કહી બતાવેછેઃ જે વાત ઇ૦. (टा) મહિલા—સ્ત્રી. કૃતિ—આચરણ. અર્થાત્ તેમના પ્રતિ આચરણ. શાસ્ત્રસંમત—શાસ્ત્રે પ્રમાણ કરેલું.

**રૂક્મિણી**—દેવ ! શાસ્ત્રાજ્ઞા ખોટી નથી પણ જ્યારે રાહુ ચંદ્રને ઢાંકવા તૈયારજ હોય ત્યારે ચંદ્રિકાનું શું ચાલે ? ( દા )

**શ્રીદામો**—( સરોષ ) શું ત્યારે અમો રાહુ ! લ્યો રહ્યા અમારે ઘેર. સંતાઓ ચંદ્ર અને વાટ જુઓ ચંદ્રિકા ( એમ કહી જવા માંડેછે. )

**કૃષ્ણદેવ**—વયસ્ય ! તું પણ આવાં રીસામણાંમનામણાં કરાવવા સજ થયો કે શું ?

**શ્રીદામો**—મહારાજ ! અમને કોણ મનાવે એવું છે કે અટકાવે એવું છે ? ગોપબંધુ તો ફાંસરૂપ થયોછે; તે જો નહિ નીકળે તો નરેણીવાળા નાપિતને બરકતાં કયા બૂમ કે વાહાર થવાની છે ! ( એમ કહી ચાલ્યો જાયછે. )

**રૂક્મિણી**—દેવ આવા ગોવાળિયાથી કાર્ય કરી લેવા ધારે છે કે જેને શું બોલવું અને શું ન બોલવું તેનું પણ ભાન નથી ! ઠીકજ છે, "ધણીને સૂઝ્યું ઢાંકણીમાં અને પાડોશીને સૂઝ્યું આરશીમાં." ! !

---

સંતાઇ જાયછે; ( પણ તેથી રીસાઇને ચંદ્રિકા ચંદ્રનો ત્યાગ કરતી નથી. ત્યારે શું કરેછે ? ) હે યુવતિ ! તે અવલોકો ( જુઓ ); તે શશિને નિરખીને ત્વરાવડે તેને સાંચે-પકડેછે. ચંદ્ર વાદળામાંથી નીકળ્યો કે પાછી ચંદ્રિકા પ્રકાશમાન થઇને તેનું અનુસરણ કરેછે ! તેજ પ્રમાણે તમારે પણ મારાં આચરણ તરફ લક્ષ ન આપતાં મારૂં હિત માત્ર કરવું એજ તમારો ધર્મ છે. નીતિશાસ્ત્રમાં પણ કહેછે કે,—

" प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियंय-
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ "

" પોતાનાં સારાં આચરણવડે જે પિતાને પ્રસન્ન કરેછે તેને પુત્ર કહેવો, અને જે પોતાના સ્વામીનુંજ હિત ઇચ્છે છે તેને સ્ત્રી કહેવી; તેમજ જે આપત્તિ અને સુખમાં સરખી રીતેજ વર્તેછે તેને મિત્ર કહેવો. એવાં પુત્ર, પત્ની, અને મિત્ર જગતમાં પુણ્યશાળીનેજ મળે છે. " ( દા ) રાહુ—( શ્રીદામાને ઉદ્દેશીને આક્ષેપ ).

**કૃષ્ણદેવ**—પ્રિયા! બીજી કથા પડી મૂકી પકડાવ્યો'તો કોને, શા કાજે, અને તેને મુક્ત કેમ કર્યો તે મને જણાવો તો ઠીક.

**રૂક્મિણી**—જે જણાવ્યાથી કે જાણ્યાથી અર્થસિદ્ધિ નથી તે જણાવવામાં શો માલ!

**કૃષ્ણદેવ**—પ્રિયા અને પર્જન્ય એક સ્વભાવનાં છે તે ખોટું ન થવા માટે. (ધા)

શ્લોક.

ન સારૂં નઠારૂં જુએ સ્થાન ક્યારે,
કરે વૃષ્ટિ મેઘો ઋતુ કાળ જ્યારે;
પ્રિયા સ્વામી માટે સદા એમ ધારે,
ન માને ધણી એવું એ ના વિચારે. ૮

**રૂક્મિણી**—દેવ! એ બોલવામાં જે મર્મ છે તે મેં જાણ્યો. તત્વાર્થ એજ કે સ્ત્રીઓએ વિચાર કર્યા વગરતું ગમે તેમ બોલવું! મહારાજ! ગોપબંધુ શરદ્કાળના સુખદ સમીર જેવો મળી આવ્યો છે તેવડે હું તો સર્વે સારાં વાનાંજ માનું છું! (ना)

---

(ધા) "अपृष्टोपि हितंब्रूयाद्यस्य नेच्छेत् पराभवम्" —"જેનો પરાભવ ન ઈચ્છતા હોઈએ તે ન પૂછે તો પણ તેને હિતની વાત કહેવી." એવા નીતિવચનને અનુસરીને રૂક્મિણીને મેઘની તુલ્યતા આપેછે. પર્જન્ય—મેઘ. **તુલ્યયોગિતાલંકાર.**

૮ શ્લોક—ભુજંગીવૃત્ત. ઋતુકાળ—વર્ષાકાળ. જેમ વરસવાની ઋતુ આવેછે ત્યારે મેઘ સારૂં નઠારૂં સ્થાન જોયા વિના બધેજ વરસેછે તેમ પ્રિયા પણ પોતાના સ્વામીની ગમે તે સ્થિતિ હોય તથાપિ તેમનો બોલવાનો વખત આવ્યો એટલે ધણી માને એવું હોય કે ન માને એવું હોય તથાપિ તે કહ્યા વગર રહેતી નથી. અર્થાત્ સ્વામી ન માને તો તેની મરજી; પણ ઉત્તમ પત્ની તો પોતાનો અનાદર થશે એવો ભય રાખ્યા વિના જે કહેવું જોઇએ તે કહેછેજ. (બીજો માર્મિક અર્થ આગળ રૂક્મિણીના વચનથી ખુલ્લો કર્યોછે).

(ना) સુખદ—સુખ આપનાર. સમીર—પવન.

**કૃષ્ણદેવ**—પ્રિયા ! અન્ય કથા જવા દઇ વદો કે મુક્ત કોને કર્યો ? અને તેને પકડાવ્યો'તો કેમ ?

**રૂક્મિણી**—દેવની તે સાંભળવા ઇચ્છા છે તો હું મારી રીસ એક બાજુએ મૂકી કહુંછું તે સાંભળો. મહારાજ ! હું કુળદેવીનું પૂજન કરી આવતી હતી, એવામાં મણિચોર શબ્દ સાંભળવામાં આવ્યો કે ત્યાં હું ઊભી રહી; અને કહેનાર કોણ તેને પકડી લાવવા પદ્મપ્રભાને મોકલી, પણ પત્તો લાગ્યો નહિ. ( એવામાં કનકમાલિકા દોડતી પ્રવેશ કરે છે ).

**કનકમાલિકા**—દેવી ! મુક્ત કરેલા માણસને શ્રીદામો પોતાના મંદિર ભણી લેઇ જાયછે. ( पा )

**રૂક્મિણી**—( સરોષ ) શા કાજે ? હાં હાં જશના ધણી એણે થવું હશે ! દેવ હવે બાકી રહેલું ગોપબંધુ કહેશે. અમારાપર

---

( पा ) અહીં કવિએ બિંદુનો નિક્ષેપ કર્યો છે. બિંદુના લક્ષણ વિષે દશરૂપકમાં લખે છે કે—

"अवांतरार्थविच्छेदे विंदुरच्छेदकारणम् ।"

"જ્યારે અવાંતર કથા અટકી જતી હોય ત્યારે તેને આગળ ચલાવવાને જે બીજ યોજવું તેને બિંદુ કહે છે." રૂક્મિણીએ જે કહેવાનો આરંભ કર્યો હતો તે કહેત એટલે વાત પતી રહેત અને પછી કથા આગળ ચલાવવાને જૂદો વિભાગ સાંધવો પડત. પણ તેમ ન કરતાં કનકમાલિકાનો પ્રવેશ કરાવી સત્યભામાને મેળવવારૂપ યત્ન સાથે કનકમાલિકાએ કહેલા અર્થરૂપ બિંદુને મેળવીને કવિ પ્રતિમુખસંધિ વર્ણે છે. તે વિષે દશરૂપમાં લખેછે કે—

लक्ष्यालक्ष्य इवोद्भेदस्तस्य प्रतिमुखं भवेत् ।

विंदुप्रयत्नानुगमादंगान्यस्य त्रयोदश ॥"

"બિંદુ અને પ્રયત્નના યોગથી બીજનું કાંઇક પ્રકટ થવું અને કાંઇક ઢંકાયલું રહેવું, એવા વર્ણનને પ્રતિમુખસંધિ કહેછે. એનાં તેર અંગ છે."

તમને વિશ્વાસજ ક્યાં છે? હું તો એ અહીંથી ઊઠ્યો ત્યારનીજ સમજી હતી, પણ પારકાના હૃદયમાં કંઇ પેશી નિકળાય છે? ( એટલું બોલી નિઃશ્વાસ નાખી ઊઠી ચાલવા માંડે છે).( ફા )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! એમ અનુમાન કરવામાં શું ? આમ રીસાવું ઘટે નહિ. ( એટલું બોલી અટકાવવા જાયછે, તેમનો તિરસ્કાર કરી ક્રોધાવેશવાળી રૂક્મિણી ત્યાંથી ઉતાવળે જતી રહે છે, અને કૃષ્ણદેવ પણ તેની પાછળ મનાવવાને વેશે ગમન કરે છે ).

( કનકપ્રાસાદ નિરખી શોચતો અને વિચાર કરતો શ્રીદામો પ્રવેશ કરેછે ).

**શ્રીદામો**—કવ્વણ સુવ્વણ મંદર અનઇ કવ્વણ આહિરાંકેરો વસ્સ; જિમ મિલઈ માનસરવર વસ્સ, અનઈ જત્તી લધ્ધઈ કગ્ગઇ. ઇમ મુટ્ટઈ થઈ ભણઈ. ( વા )

---

( ફા ) હાં હાં ઇ૦—કવિએ અહીં તુલ્યતર્ક નામે નાટકના લક્ષણનો ઉપક્ષેપ કર્યો છે: ભૂષણ, અક્ષર સંહતિ, વગેરે છત્રીશ નાટકનાં લક્ષણો નાટ્યશાસ્ત્રમાં બતાવેલાં છે, તેમાંના તુલ્યતર્કનું લક્ષણ સાહિત્યદર્પણકાર લખે છે:—

" तुल्यतर्कोयदर्थेन तर्कः प्रकृतगामिना ॥"

"ચાલતી વાતના અર્થ ઉપરથી જે તર્ક કરવો તે તુલ્યતર્ક કહેવાય."

( વા ) હવે નવો પ્રવેશ શરૂ થાયછે. કનકપ્રાસાદ—સોનાનો મેહેલ. ( કનકપ્રાસાદનું દર્શન અહીં ચિત્રપટદ્વારા થવું જોઇએ. જો રંગભૂમિ ઉપર તે બની શકે એમ હોત નહીં તો કવિ એવું વાક્ય લખત નહિ). કવ્વણ ઇ૦—( શ્રીદામો આહીર હોવાથી તે આહીરની ભાષામાં વિચાર કરેછે. કૃષ્ણ સાથે તેની ભાષા શુધ્ધ છતાં તે એકલો પડે ત્યારે કે તેનીજ જાતના સાથે આભીર ભાષા કેમ બોલે, તે વિષે શંકા કરવાની અગત્ય નથી ). " કેવું સુવર્ણ મંદિર અને કેવો આહિરોકેરો વાસ; જેમ મળે માનસરોવર વાસ અને જાતિ લાધે ( મળે ) કાગની. એમ મોટેથી ભણેછે. " અર્થાત્ સોનાનું મંદિર ક્યાં અને આહીરોનો વાસ ક્યાં? એ તો જેમ કાગડાને માનસરોવરનો વાસ મળ્યો હોય તેવું છે, એમ શ્રીદામો મોટેથી બોલે છે. આ છેલ્લું વાક્ય

## દુહો.

મુક્કુટ અભ્રણ અપ્પઇ, મુલ્લં નથ નથ જણ્ણઇ;
મઇ દઇ સુવ્વણ સારઇ, તિમ મંદર મન અણ્ણઇ. ૯

હીમતે હીમતે ! આહીરણ્ણી આહીરણ્ણી ! મંદર ગાઈ ગોઠા કરઇ,બિગડાઇ. ( એરવઈ સુણ્ણઈ અવ્વઈ ). આહે ! હીમતે કિમ ન અવ્વઇ ? મઇ ઇહિં થઇ તિહાં અથ્થડાવઈ તિ વાટઇ ભુલ્લઇ નથ નથ સત્તભમ્મઇ સયણ્ણઇ નથ ભુલ્લઇ. ( એહવઈ સત્તભમ્મઇ સયણ્ણઇ અનઇ હિમતઇ આવઇ તિહિં દરશઇ છઇ ). (મા)

**હીમતી**—આહા ભુંડુઇ મઇ ઇહિં તિહિ ભટકાવઇ. વાટડી કિહિ અનઇ મઇ લઇ જવ્વઇ કિહિ. ( ઇમિ કોપ કરઈ બાંયહું સાંઈ ખિંચઇ ) ઉંહ ઉંહ લખ્ખણ કિહ છિંહ ! ( મા )

---

કવિનું હોય તેવું જણાયછે, છતાં તે પણ આભીરી ભાષામાં લખ્યુંછે તે સરતચૂક હશે ૯ દુહો—બારમાત્રાની ચોપાઇ જેવું છે, કેમકે એમાં ચાર ચાર માત્રાના ત્રણ ગણ જણાય છે. મુક્કુટ ઈ૦—"મર્કટને આભરણ આપે, મૂલ નહિ નહિ જાણે; મને આપે સુવર્ણ સાર, તેમ મંદિર મન આણે." અર્થ—જેમ માંકડાને અલંકાર આપે પણ તે તેની કીમત નથીજ જાણતો તેમ મને સુવર્ણનું સારૂં મંદિર આપ્યું છે તે પણ મારા મનમાં હું તેવું જાણું છું.—અર્થાત્ તેમાં હું ગાયો બાંધીશ અને બગાડીશ માટે.

( મા ) હીમતે ઈ૦—( હીમતી શ્રીદામાની સ્ત્રીનું નામ ) " હીમતી હીમતી ! આહીરણી આહીરણી ! મંદિરમાં ગાયો ગોઠો કરે છે, બગાડે છે. ( એવું સુણી આવે છે ) અરે ! હીમતી કેમ નથી આવતી ? મેં અહીંથી તહીં અથડાવી તે વાટને ભૂલી ! નહિ નહિ, સત્યભામાની સહીઅર નહિ ભૂલે ( એહવે સત્યભામાની સહીઅર અને હીમતી આવે છે તે દેખાય છે. ) આ વાક્યમાં કૌંસમાં લખેલાં બે વાક્ય કવિનાં જણાય છે.

( મા ) આહા ! ભુંડા ! મને અહીં તહીં ભટકાવી ? વાટ કહીં અને મને લઇ ગયો ક્યાં ? ( એમ કોપ કરે છે અને બાયહું ( હાથ ) સાહીને

**શ્રીદામો**—જાહકી જાહ જાહ મંદરઇ જાહ. ઓલઇ ગહ છૂટઇ સઇ અઇ કહઇ મંદરઇ પઠાવઇ. (या)

**નાગરિકા**—શ્રીદામા ! તારી તો નૌતમ મળી દેખું ! કૃષ્ણદેવને પણ આવીને આવીજ ગોપકન્યાઓ મળી હશે ! તને પણ એવું બોલતાં આવડેછે એ મેં આજજ જાણ્યું ! કહે મને કેમ બોલાવી ? (ग)

**શ્રીદામો**—નાગરિકા ! "ખેતર ભલું ચોવાડ અને ભામની ભલી કોબાડ." કૃષ્ણદેવને જે ગોપકન્યાઓ મળી છે ત્યાં તો તારી સત્યભામા દાસીપદને પણ ઘટિત નથી. દેશ તજીએ પણ દેશાચાલ ન તજીએ. તુંને બરકવાનું કારણ એ કે હવે તો સ્યમંતક ચોર કોણ તે જણાયુંકની ? (ला)

**નાગરિકા**—હા. મારી સખીના પિતાનું તો સમાધાન થયું. વળી સુખમાં દુઃખ રહે પણ કયાં ? અને લગ્નસંબંધી ઉત્સાહમ લોકની વાતો સાંભળે પણ કોણ ? (वा)

---

ખેંચેછે ) ઊંહ્ ઊંહ્ લક્ષણ કહે છે ! " લક્ષણજ કહે છે " અર્થાત્ ભુંડા લક્ષણવાળો જણાય છે.

(या) જા કે જા, મંદિરે જા, ઓલી ગાય છૂટી છે એમ કહી મંદિરે પઠાવે છે ( મોકલે છે ). (रा) નાગરિકા—સત્યભામાની સખી.

(ला) ચોવાડ—ચારે પાસે વાડવાળું. તે સપાટ મોટું અને બરાબર ચોખુણિયું હોય ત્યારે ચોવાડ કહેવાય છે. નાગરિકાના પહેલા નર્મવાકયનો ઉત્તર લૌકિક કહેવતથી કર્યો પછી બીજાનો ઉત્તર કરેછેઃ કૃષ્ણદેવને ઇ૦. તને પણ એવું બોલતાં આવડે છે ઇત્યાદિ ત્રીજા નર્મ વાકયનો ઉત્તર પણ કહેવતથી આપે છેઃ દેશ ઇ૦. કહે મને કેમ બોલાવી ? એનો ઉત્તર કરે છે. તુને ઇ૦. અહીં કવિએ નાગરિકાના પ્રશ્નદ્વારા **નર્મ** નામે પ્રતિમુખસંધિના અંગનો નિક્ષેપ કર્યો છે. "परिहासवचोनर्म"— "પરિહાસનું વચન તે નર્મ." સ્યમંતકનો ચોર કોણ ? એ વચનથી બિંદુ મૂકીને તેનો પ્રયત્ન સાથે સમાગમ કર્યો છે માટે એ **પ્રતિમુખસંધિ** છે.

(वा) સત્યભામાનો કૃષ્ણને યોગ થવો એ વાત વચમાં આહીરીનો પ્રસંગ આવવાથી જતો રહ્યો હતો તે પાછો તેના લગ્નસંબંધી વાતથી સાં-

છે? જો વાગ્યો તો તીર નીકર ટપ્પો. તું છું નાગરિકા અને હું છું શ્રીદામો. આપણો પાર કોણ પામે તેવું છે. જોને મેં તને બોલાવનારજ કેવું મોકલ્યું'તું અને તેને એટલું અથડાવીને લાવ્યો'તો કે ફરીથી તારૂં ઘર પણ જડે નહિ. હાથ પગ જોડી બેશી રહેવાથી કંઇ પટરાણીની સખી કહેવાશો કે? અમેંય કંઇ હરણ કરી આણેલીના મુખના પાન થવાના છિયે? માટે આપ્ય વચન અને પછી બાંધિયે કેડ! (ષા)

**નાગરિકા**—લે આ મેં તો વચન આપ્યું. પણ શી રીતે કારજ થશે તે મને સૂઝતું નથી. આખાની આશાએ અર્ધું ન ગુમાવીએ એવું થાય તોજ હું તો ઊભી રહું, નહિ તો નહિ. બોલ્ય કેમ કરીએ તો ઘાટ બેસે?

**શ્રીદામો**—(કાનમાં) જો તું એમ કરે તો હું આમ કરૂં. કહે એમાં તારૂં કે મારૂં કંઇ જાય તેવું છે!

**નાગરિકા**—(સહર્ષ) વાહ ગોપબંધુ જુગતી તો ઠીક લડાવી! ત્યારે આજજ હું કરીશ એમ અને તું કરજે તેમ. પણ અલ્યા ઊભો રહે, મારૂં જેમ વચન લીધું તેમ તારૂં વચન આપ્ય.

**શ્રીદામો**—લે તારે મારૂં વચન. (એમ કહી વચન આપે છે).

**નાગરિકા**—શ્રીદામા હવે હું જઉં છું. "જો ભીખ ન આપવી ને પત્તર ફોડવું" એવું રખે કરતો. તારા પર પાછલી ગોપિકાઓની વાતો સાંભળીનેજ હું વિશ્વાસવાળી થઇ રહું છું. સખા! તું મને કહેલા કામમાં પૂર્ણ સાવધ રહેજે. હવે હું જઉં છું અને તારા કહેવા પ્રમાણેની સર્વે યોજના કરૂં છું. (એમ કહી જાય છે).

**શ્રીદામો**—આહા (હાથની ચપટી વગાડી) કામ તો થયું! ગોવાળિયાથી જો ગાય વશ ન થાય તો તે શાનો ગોવાળિયો! વારૂ

---

(ષા) હરણ કરી આણેલીના—અર્થાત્ સત્યભામાના.

ચાલ્ય કૃષ્ણદેવને દેવીએ જે ચોરને પકડી માર માર્યો છે તે સર્વ જ-ણાવી દેઉં અને મારા ઊઠ્યા પછે શું થયું તે પણ જાણી લેઉં. ( એમ કહી જવા માંડે છે).

( સિંહાસનારૂઢ કૃષ્ણદેવ પ્રવેશ કરેછે ).

**કૃષ્ણદેવ**—( વિચારમાં ગુંથાએલે વેશે ) પ્રિયા પૂઠે ગયા, અપ-માન સહન કર્યું, તિરસ્કાર વેઠ્યા કિન્તુ તે એકની બે નજ થઇ. હવે તો શ્રીદામે શું કર્યું તે જોવાનું છે. કેમ હજી લગી ગોપબંધુ આવ્યો નહિ ! શું તેને દેવીએ ગોવાળિયો કહ્યો તેથી માઠું તો નહિ લાગ્યું હોય. જો એમ હશે તો થોડી વાર વાટ જોયા પછી તેને બોલાવવા મોકલીશ. (सा)

( એવે વિચિત્ર વેશે શ્રીદામો પ્રવેશ કરેછે ).

**શ્રીદામો**—દેવનો જય જયકાર થાવ. કહાનજી ! કૃપા તો છેની. ચંદ્રિકા હોય તો ચેતવજો એટલે રાહુ રૂપધારી બનું ! (हा)

**કૃષ્ણદેવ**—રાહુનું રૂપ ધર્યામાં પણ કીર્તિરૂપી અર્થની પ્રાપ્તિ તું સ્વીકારી બેઠો છે !

**શ્રીદામો**—મહારાજ તે શી ?

**કૃષ્ણદેવ**—પર્વ થઇ પૂજા ગ્રહણ કરવાની. (कि)

---

(सा) અહીંથી નવો પ્રવેશ શરૂ થાયછે. સિંહાસનારૂઢ—સિંહાસન ઉપર બેઠેલા. અહીં કૃષ્ણના વિચારદ્વારા **વિતર્ક** નામે ભાવ વર્ણ્યો છે.

(हा) અર્થાત્ રૂક્મિણી હોય તો કહેજો કે વિચાર કરીને વાતચિત કરૂં !

(कि) રાહુ ચંદ્રને ગ્રહણ કરે તે ગ્રહણનું પર્વ કહેવાય છે. તું પણ રાહુ થવાથી ગ્રહણના પર્વરૂપ થઇ લોકોની પૂજા ગ્રહણ કરીશ. મતલબ કે રૂક્મિણી ભલે તને રાહુ માને પણ મારૂં કાર્ય તું કરીશ તેથી હું તારા પર પ્રસન્ન થઇશ.

**શ્રીદામો—**મહારાજ આભડછેટરૂપ ટળવાની અપકીર્ત્તિ કેમ નહિ. ( खि )

**કૃષ્ણદેવ—**વારૂ બીજી કર્મકૂટ જવા દઇ કહે કે દેવીએ મુક્ત કરેલો માણસ કોણ હતો અને તેને શાકાજે પકડચો હતો ?

**શ્રીદામો—**વયસ્ય ! ધૂળની બેન રાખોડી ! ( એમ કહી હસે-છે. ) ( गि )

**કૃષ્ણદેવ—**અલ્યા ! એમ કેમ ?

**શ્રીદામો—**નાટકી લોક નાટક કરતા હતા તેને દેવીની સખી-એ પકડી આણ્યા ! જ્યાં એવું જણાયું એટલે મેં પણ તેને જતા ક-ર્યા !!

**કૃષ્ણદેવ—**( સરોષ ) શું અલ્યા ! મેં મણિ ચોર્યો એવું નાટક કરતા'તા અને તેં તેને જવા દીધા ? એ, કેટલા ગજબની વાત !! ( સખેદ ) ગોપબંધુ ! મારે પણ જુગતે જોડું ઠીકજ મળી આવ્યું છે !

**શ્લોક.**

મળી માની પ્રિયા, પતિવચન માને નવ કદા,
કળી મૈત્રી ક્રિયા, અહિત હિત જાણે મન સદા;
બળી બાધા જાગી, જગત જશ નાઠો સરવદા,
રળી કીર્ત્તિ જાતે, મૃગજળ સમી જાણવી તદા. ૯

---

( खि ) ગ્રહણ વખતે લોકો આભડછેટ કાઢી નાખે છે માટે હું જો રાહુ થાઉં તો મને પણ આભડછેટની પેઠે રૂક્મિણી કાં ન કાઢી નાખે ?

( गि ) અર્થાત્ તેમનું પકડવું એ ધૂળ જેવું માલવગરનું છે અને ( તમારી તે વિષે જીજ્ઞાસા એ પણ રાખોડી જેવી અર્થ વિનાની છે.)

૯ જુગતે જોડું કર્યું તેનો ખુલાસો કરેછેઃ શ્લોક—શિખરિણી. કળી ઇ૦—મૈત્રીની ક્રિયા પણ મેં કળી ( જાણી ); તે એવી કે જે અહિતને સદા હિત જાણે છે ! અર્થાત્ હિતાહિત ન સમજનાર એવો તારા સરખો મિત્ર

**શ્રીદામો**—મહારાજ ! એટલું બધું શા વાસ્તે? તમારાજ સગાવહાલા કે તમારાજ કહેવાતાને એવું બોલ્યા માટે પકડી લાવું તો તો પછી દેવના મનનું માન્યું કર્યું કહેવાય કે નહિ!

**કૃષ્ણદેવ**—( મનમાં હાં અર્થ તો સિદ્ધ થયો. ) ના એટલાવડે નહિ, કિન્તુ હું જ્યારે મારે કાનોકાન સાંભળું એવો તું કંઇ ઘાટ કરે ત્યારે તો હું વયસ્યની વાચા સફળ ગણું. બાકી બીજુંબધું તો ધૂમ્રના બાચકા જેવું કે ઝાકળના જળ જેવુંજ. ( ઘિ )

**શ્રીદામો**—( સરોષ જેવે વેશે ) જો કહાનજી, એવુંજ જોવાની ઇચ્છા હોય તો કોઇ પણ ન જાણે એ પ્રકારે મારી માથે આજેજ સરોજીકા ભણી ચાલો; પણ જવા વિષેની વાત કોઇના પણ જાણવામાં આવવી જોઇએ નહિ. જો જાણવામાં આવશે તો સર્વ ઘાટ કથળશે અને માની પ્રિયા જેવોજ મિત્ર પણ ગણાશે. ( ङि )

**કૃષ્ણદેવ**—વયસ્ય હું સમજું છું એ વિષે તારે મને કહેવું પડશે નહિ. છ કાનની વાત સારરૂપ હોય તથાપિ નિઃસાર થાયછે બોલ્ય ત્યારે, તુંજ તે સમય થયે મને બોલાવીશ કે હું તને બોલાવું ? ( ચિ )

---

મળ્યો છે ! બળી ઇ૦—જે બાધા ( મણિની ચોરીના અપવાદ રૂપ પીડા ) બળી ગઇ હતી ( નાશ પામી હતી ) તે પાછી આજ જાગી ( તાજી થઇ ). રળી ઇ૦—જો એમ થયું તો જે કીર્તિ જાતે રળી ( મેળવી ) તે મૃગજળ જેવી મિથ્યા જાણવી.

( ઘિ ) વયસ્યની—મિત્રની અર્થાત્ શ્રીદામાની. ધૂમ્ર—ધૂમાડો. ( ङि ) સરોજિકા—કમલિની—કમલવાળી તળાવડી. ( દ્વારકા નગરીની બહાર એ રમતગમતનું સ્થળ હોય એવી કલ્પના કવિએ કરેલી જણાય છે ). માની પ્રિયા ઇ૦—અર્થાત્ રૂકિમણી જેમ તમારા પ્રસ્તુત કાર્યમાં આડે આવે છે તેમ હું પણ તે કાર્યમાં આડે આવનારો ગણાઇશ. ( ચિ ) છ કાનની ઇ૦—નીતિશાસ્ત્રમાં પણ કહેછે કે—

**શ્રીદામો**—ક્હાનજી તમે મને બોલાવા આવ્યા એટલે તો લોકે જાણવાનું તે જાણ્યુંજ સમજવું, માટે હું અહીં આવીશ.

**કૃષ્ણદેવ**—વારૂ તેમ કરજો. ( એટલામાં શબ્દ થતો સાંભળી અરે કોણ બોલેછે એમ કહી કાન દેછે ).

**કંચુકી**—( જવનિકાંતર્ગત શ્લોક બોલેછે ). (છિ)

**શ્લોક.**

નભે જુઓ સૂર્ય ઘણો પ્રકાશ્યો,
પ્રતાપ પૂરો પ્રભુશો વિકાશ્યો,
પ્રભાકરે આપપ્રભા ન દીઠી,
હરે ! હરો કષ્ટજ દૃષ્ટ મીઠી. ૧૦

---

" षट्कर्णो भिद्यते मंत्रश्चतुष्कर्णः स्थिरो भवेत् ।
द्विकर्णस्य तु मंत्रस्य ब्रह्माप्यंतं न गच्छति ॥ "

અર્થ —" છ કાનનો મંત્ર ભેદ પામે છે, ચાર કાનનો મંત્ર સ્થિર થાયછે, અને બે કાનના મંત્રનો તો બ્રહ્મા પણ પાર પામતા નથી !" કૃષ્ણ આ ઇતિવૃત્ત( વિષય )નો નાયક છે અને તે ઠામ ઠામ શાસ્ત્રનાં પ્રમાણ આપીને વાત કરે છે એમ આપણે જોયું છે, તે ઉપરથી નાટ્યશાસ્ત્રમાં કહેલું શાસ્ત્રચક્ષુસ્ત્વ નામે નાયકનું લક્ષણ માલમ પડેછે. દશરૂપકકાર એ વિષે કહેછે કે.—

"शूरो दक्षश्च तेजस्वी शास्त्रचक्षुश्च धार्मिक :"

"શૂરો, ચતુર, તેજસ્વી, શાસ્ત્રચક્ષુ, અને ધાર્મિક વગેરે ગુણવાળો નાયક કલ્પવો."

( છિ) જવનિકાંતર્ગત—પડદાની અંદર. ૧૦ શ્લોક—ઉપેંદ્રવજ્રા. નભે ઇ૦—નભે ( આકાશમાં ) જુઓ, સૂર્ય ઘણો પ્રકાશ્યો છે અને તેનો પ્રતાપ પૂરેપૂરો પ્રભુ સરખો (તમારા સરખો) છે. **પ્રતીપાલંકાર.** પ્રભાકરે ઇ૦—પ્રભાકરે ( સૂર્યે ) આપની પ્રભા ( કાંતિ ) દીઠી નથી ( ત્યાં સુધી અમને તે પરિતાપાદિ કષ્ટ કરે છે, ) માટે હે હરે ! તમારી મીઠી દૃષ્ટિથી (અહીં પધારીને ) અમારાં કષ્ટ હરો.

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! જો કંચુકીના કહેવા પરથી સમજાય-છે કે મધ્યાન્હકાળ થયો માટે હવે મારે મધ્યાન્હસંધ્યાદિ કર્મ કરવા ઊઠવું જોઇએ. તું પણ જા, નિર્ણય કરેલે સમયે આવજે. જોજે ભૂલી જતો ! ( એમ કહી ઉભય જણ ભિન્ન ભિન્ન માર્ગે ગમન કરેછે ).

( શોચ કરતી રૂક્મિણી કનકમાલિકાસહ પ્રવેશ કરેછે ).

**રૂક્મિણી**—હલ્લા કનકમાલિકે ! વાઘને વકારી, સાપને છં-છેડી, વાંકા સાથે વેર કરી જેમ સુખની આશા ઓછી રખાય, તેવું કૃત્ય મારાથી થઇ ગયું છે. અરે પ્રભુ ! રીસમાં મને કંઇ પણ સૂઝયું નહિ. શિવ શિવ ! હવે હું શું કરૂં. ગમે તે થાવ પણ મારે શું એને પગે લાગવું ? ના ના એમ તો ક્યારે પણ નજ કરાય, જે થવાનું હશે તે થશે. ( એમ બોલી નિશ્વાસ નાખે છે ). ( જિ )

**કનકમાલિકા**—દેવિ ! એવું કયું કષ્ટ આવી પડ્યું છે કે જેથી સખીજન પણ અણમાહિતીમાં છે ! ન કરાય એવું હોય તો દુઃખ દૂર ન કરાય, તો પણ સખીજનને કહેવાથી મનની શાંતિ તો થાય ખરી. ( ત્રિ )

**રૂક્મિણી**—હવે કહેવાથી શું ? થયું તે કંઇ ના થયું થવાનું છે ? તોય પણ મનના ઉભરા ઓછા થવા હું તને કહું છું; જો સાંભળ્ય. પેલાને તું પકડી લાવી તે સમયે મારે અને આર્યપુત્રને વિખવાદ મચી રહ્યો'તો. શ્રીદામો જે એમનો વાલેશરી છે અને જેને વ્રજમાંથી અહીં બોલાવ્યોછે તે દેવને લાગેલું કલંક ભુંસવાને ખોટામાં ખોટી શીખવણી કરતો'તો.

---

( જિ ) શ્રીદામાનો રૂક્મિણીએ તિરસ્કાર કર્યો તેથી તે હવે કાંઇ નવું જૂનું કરશે, એ સંબંધી રૂક્મિણી શોક કરેછે: હલા ૯૦.

( ત્રિ ) સખીજન પણ અણમાહિતીમાં છે—હું પણ જાણતી નથી !

મારાથી તે ખમાયું નહિ અને મેં દેવને તથા એને ઠઠકાર્યા. એ મુઓ ગોપ તહીંથી ઊઠી રીસાઇ ગયો ! ( ञि )

**કનકમાલિકા**—ઓહો ! બાઇ એમાં તે આવડુંબધું શે લઇ બેઠાં છો, તમને પણ કાગનો વાઘ કરતાં આવડે દેખું ! એના તે શા ભાર છે ? જો દેવને એકલો શ્રીદામો મળ્યો છે તો તમને હું તથા પદ્મપ્રભા બે જણાં ક્યાં નથી મળ્યાં ? એ તે શું કરવાનો છે ? ( टि )

**રૂક્મિણી**—હલા કનકમાલિકા ! એ ખરેખાત સત્રાજિત્‌ની-સુતા સાથે આર્યપુત્રનું ચોકડું બેસાડી દેશે ! એણે વ્રજમાં એનાં એજ કામ કર્યાંછે !! ( ठि )

**કનકમાલિકા**—ઓહો ! એમાં તે આટલાં બધાં બીઓછો શાનાં ? સત્રાજિત્‌ની સુતા તો કૃતવર્મા સાથે બે દિવસમાંજ પરણ-વાની છે.

**રૂક્મિણી**—સખિ ! પણ બે દિવસમાં તો ગોપબંધુ આર્ય-પુત્રને બાર બાયડીઓ પરણાવી દે તેવો છે. મને લાગેછે કે તેણે કંઇનું કંઇ એટલામાં તો કર્યું હશે. હે કનકમાલિકે ! જેમ સાપના પગ સાપજ જાણે તેમ એની કંઇ વાત સુદ્ધાંય જાણવામાં આવનાર નથી.

**કનકમાલિકા**—દેવિ ! એમ ડરોછો શેણે ? મને કંઇ કામ સોંપીજુઓ અને પછે એ ગોવાળિયાને જેટલો વખાણવો હોય તેટલો વખાણો !

---

( ञि ) પેલાને—પેલા મણિચોર કહેનારને. વિખવાદ—વાણીની લઢા-ઇ. ખોટામાં ખોટી—સત્યભામાને પરણવાથી એ કલંક ભુંસાઇ જશે એવી. ( टि ) કાગનો વાઘ—નાની વાતને મોટી કરી બતાવવી.

( ठि ) અહીં સત્યભામા સાથે કૃષ્ણ પરણવાના છે એ વાત ઉઘાડી કરી છે માટે ઉદ્‌ભેદ નામે મુખસંધિનું અંગ છે ( જુઓ દશરૂપ ) "उद्भे-दोगूढभेदनम्"—"ગૂઢ અર્થનો પ્રકાશ કરવો તે ઉદ્‌ભેદ અંગ."

**રૂક્મિણી**—સખિ ! તારો તો મને પૂરેપૂરો ભરૂંસો છે. પણ એ દેવ પાસેથી ઉઠી ગયો ત્યાર પછે એણે શું કર્યું તે વિષે કંઇ જાણવામાં આવે એવું જો તું કરે તો તો તેં મારાં સર્વ કારજ કર્યાં સમજું.

**કનકમાલિકા**—દેવિ ! ત્યારે હું એને ઘેર જઇ ખબર કાઢી લાવું છું. એ મુઓ કપટી છે પણ એની બાયડી ભોળી અને ભલી છે. તેને કહેતાં હો તો અહીં તેડતી આવું.

**રૂક્મિણી**—તેડતી આવજે. પણ જોજે હો; એ આપણી કંઇ ભોળી વાત લણી જાય નહિ. ( દ્વિ )

**કનકમાલિકા**—ના રે ના, એના તે ભાર શા છે કે મારી વાતમાંથી કાંદા કાઢી જાય ! હું "મગનું નામ મરીએ" કહું એવી નથી. ( એમ કહી જાયછે ).

**રૂક્મિણી**—( પોતે પોતાની મેળે વિચાર કરેછે ) ગોપબંધુએ જો કંઇ કર્યું હશે તો તો તે કનકમાલિકા કાઢી લાવશે. મેં પણ ઘાટ તો ઠીક ગોઠવ્યો દેખું. કનકમાલિકા મને મૂદ્દત તો કરત પણ આ તો ગો-પબંધુ ઉપર બે દાણા વધવાને એકે પગે થઇ રહેશે. જો મેં સંતાઇ રહી આર્યપુત્ર અને ગોપબંધુની વાત ન સાંભળી હોત તો તો ખરે-ખાત શ્રીદામો ચોકઠું બેસાડી દેત, પણ હવે તો એ વાતનાં છેટાંસ્તો ! કેમ વારૂ કનકમાલિકાને બહુ વાર લાગી ! એ કંઇ બીજે કામે તો જાય તેવી નથી તેમ વાર પણ કરે એવી નથી !!

( એવે કનમાલિકા તથા હીમતી પ્રવેશ કરે છે ).

**કનકમાલિકા**—દેવી ગોપબંધુને અહીં રહેવા દેવો એ દૂધ પાઇને સાપ ઉછેરવા જેવુંજ છે. બાઇ તમે ભલું એનું મન વર્ત્યું. ( હીમતી ન સાંભળે તેમ ) આને પૂછતાં કંઈ શ્રીદામે ખટપટ

---

( દ્વિ ) લણી જાય નહિ—જાણી જાય નહિ.

કરી હોય એવું જણાયછે. પણ કંઇ સાર સમજાતો નથી. જ્યારે મને માથાકૂટ કરતાં નજ સમજાયું ત્યારે હું તમારી કને એને તેડી લાવી.

**રૂક્મિણી**—હલા હીમતે ! આવ્ય અહીં બેશ.

**હીમતી**—ઉંહ્ ઉંહ્, ઇમ કિમ બોલઇ ? બલા અનઇ હીમતે હું તે ? બા એહવઇ ગોબરઇ ગોઠડઇ કરઈ. (દ્વિ)

**રૂક્મિણી**—(રીસ ચઢેલી સમજી) હીમતી હવે હું તને એવું કંઈ કહીશ નહિ. કેમ તને વ્રજમાં જવાનું સાંભરે છે કે ? હમણાં તારે કેટલી ગાયો છે ? હું જે પૂછુંછું તે તું સમજેછે ?

**હીમતી**—હમજું હું તો સરવઇ; મઇ બોલઇ નથ જાણઇ. બા મુનઇ તું વરજ પઠાવઇ. ગોપ નથ નથ કહઈ. (ણિ)

**રૂક્મિણી**—હા હું તને વ્રજમાં મોકલીશ. તું અહીં રોજ આવજે હો. હમણાં ગોપ ઘેર છે કે ?

**કનકમાલિકા**—અલી હીમતી! ગોપ તને લઇ કંઇ ગયો'તો ? સાથે કોને લાવ્યો'તો અને પછે સાંજે કંઇ જવાનો છે તે બધું જેમ મને કહ્યું હતું તેમ જો બાને કહે તો તને બા વ્રજમાં મોકલીદે. ત્યાં થોડા દહાડા રહી તું વહેલી આવજે હો.

**રૂક્મિણી**—હા. જો તું મને કનકમાલિકા કહેછે એટલું કહે તો હું તને વ્રજમાં શ્રીદામાને કહી મોકલાવું.

---

(દ્વિ) હીમતીને હિમતે કહેવાથી તે ખીજવાતી હતી તે ન જાણતાં રૂક્મિણીએ તેને હિમતે કહ્યું તેથી, તથા હલાને ઠામે 'બલા' સમજીને હીમતી કહેછે: ઊંહ્ ઇ૦. ઊંહ, ઊંહ, એમ કેમ બોલ્યાં ? બલા અને હીમતે શું તે ? બા ! એવી ગોબરી (ગંદી) ગોઠડી કરોછો ? અર્થાત્ એવી ખોટી મશ્કરી કરોછો ?

(ણિ) હમજું ઇ૦—સમજુંછું તો સરવે; હું બોલી નથી જાણતી. બા મને તું વ્રજમાં મોકલીશ ? ગોપ ના ના કહેશે. (કે કહેછે.)

**હીમતી**—ઉંહ્, કનકમલઇકઇ કેહવઇ હઇ. ઇમઇં તઇ હું ? મુનઇ ઈહથી તિંહ અનઇ તિંહ થઇ ઈંહ ગોપ લઈ જવઇ. મઇ પછઇ મઇ સથ્થઇ પણ હથઇ ઉલઇ અવઇ તિંહ ગોપ વાતલડઇ કરઈ, હસઇ અનઇ સુવ્વાણ્સજ્જઇ જવઇ. ( ति )

**રૂક્મિણી**—( સખેદ ) બાઇ તે ઘડીએ કોઇ ચોથું માણસ હતું ?

**હીમતી**—નથ નથ. ( थि )

**રૂક્મિણી**—તું જેની સાથે આવી તેનું નામ જાણે છે ?

**હીમતી**—નથ નથ. ( दि )

**રૂક્મિણી**—વારૂ ફરીથી કહે જોઇએ તે અને ગોપ કયાં મળવાનાં છે !

**હીમતી**—ઉંહ, સુવ્વાણ્સજઈ મઇ સુણ્ણઇ. ( धि )

**રૂક્મિણી**—કનકમાલિકા ! હવે આથી કંઈ વધારે સાર નીકળે એવો નથી.

**કનકમાલિકા**—હીમતી ! તને હે હીમતે કહીને હું તો બોલાવીશ. ( नि )

**હીમતી**—ઉંહ્ ઉંહ્, ઇમિ કહઇ તિંહિ મઇ ઇહઇ નવિ રહઇ. ( पि )

---

( ति ) ઊંહ્ ઈં—ઉંહ, કનકમાલિકા કેવી છે ! એમાં તે શું ! મને અહીંથી તહીં અને તહીંથી અહીં ગોપ લેઇ ગયો. મારી પછે ( પાછળ ) મારી સાથે પણેથી બોલી આવી તેને ગોપે વાત કરી. હસ્યો અને સુવર્ણસરોજિકા ગયો. ( थि ) ના, ના.

( दि ) ના, ના. ( धि ) ઊંહ,સુવર્ણસરોજિકા મેં સાંભળ્યું. ( नि ) હીમતીને કાઢી મૂકવાનો કનકમાલિકા ઉપાય કરેછે. હીમતી ઇ૦. ( पि ) ઊંહ્ ઊંહ્, એમ કહીશ તો હું અહીં નહિ રહું.

**કનકમાલિકા**—હીમતે ! હીમતે ! ( એમ બે વાર કહેછે ).

**હીમતી**—જાહ જાહકી છોરી જાહ, મિ ઘરઇ જવ્વઇ. ( એમ કહી ચાલી જાય છે ). ( ફિ )

**રૂક્મિણી**—'સુવ્વણસજઇ જવઇ.' એવું જે હીમતીએ કહ્યું તે પરથી એમ લાગેછે કે સુવર્ણસરોજિકામાં જવાનો બેત હોય. 'ઉલઇ અવઇ,' એટલે બોલી આવી. એ સર્વનો વિચાર કરતાં તત્વાર્થ એ સમજાયછે કે સુવર્ણસરોજિકામાં ગમે તેનો પણ મેળાપ થવાનો છે. વાહ વાહ તેં પણ વાત ઠીક કઢાવી દેખું. હવે તો તું સુવર્ણસરોજિકામાં જા અને મને જો જાણવા જેવી વાત હોય તો કોઇ પણ ન જાણે તેમ જણાવ્ય એટલે પછે આગળ શું કરવું તે કરીએ. તું જા ત્યાં અને હું દેવને મળી એમના મનનો જો કંઇ પાર પમાય તો પામી લઉં. ( એવી ગોઠવણ કરી બંને જણ જાયછે ).

## પ્રથમાંક સમાપ્ત. ( વિ )

---

( ફિ ) જા જા કે છોડી જા, હું ઘેર જઉંછું. ( વિ ) અંક વિષે પાછળ કહેવામાં આવ્યું છે. વિશેષમાં—

"अंतनिष्क्रांतानिखिलपात्रोंक इति कीर्त्तितः"

" છેવટે બધાં પાત્ર રંગભૂમિ ઉપરથી નીકળી જવાં જોઇએ, " તે પ્રમાણે અહીં રૂકિમણી અને કનકમાલિકા જાયછે. આવતા અંક સંબંધી અહીં કંઇ સૂચન નથી માટે અંકાસ્ય કે અંકમુખ વિષે કાંઇ કહેવામાં આવ્યું નથી. આ અંકમાં એક દિવસમાં બનેલા વૃત્તાંતનો દેખાવ છે. નાટયશાસ્ત્રમાં તે વિષે કહેછે કે—

" एकाहाचरितैकार्थमित्थमासन्ननायकम्
पात्रैस्त्रिचतुरैरंकं तेषामंतेस्य निर्गमः" ( દશ ૩૦ )

" એક દિવસનું વૃત્તાંત, એકજ અર્થવાળું, નાયક પાસે હોય તેવું, અને ત્રણ કે ચાર પાત્રના પ્રવેશવાળું, તથા છેવટે તેમના નિર્ગમવાળું ઇતિવૃત્ત તે અંક કહેવાય." આ અંકમાં પણ બધું તેજ પ્રમાણે છે. કોઇ પ્રવેશ ત્રણ પાત્ર કરતાં વધારે પાત્રોવાળો નથી. આ અંકમાં બધાં મળીને સાત પાત્ર યોજવામાં આવ્યાંછે, એ વાંચનારના લક્ષમાં આવ્યુંજ હશે.

# અંક ૨ જો.

( હસ્તે વીણાસહ બ્રહ્મકુમાર પ્રવેશ કરેછે ). (અ)

**નારદ**—( વિચાર કરતે વેશે ) ઓહો ! કયાં કારાગૃહમાં જન્મ, કયાં ગોકુલવ્રજાદિ ગ્રામમાં વૃદ્ધિગત થવું, કયાં મધુપુરનો ત્યાગ, અને કયાં વિશ્વકર્માનિર્મિત કાંચનપુરીમાં નિવાસ ! અવિનાશીની ગતિ-અગાધ છે !! અરે હું તે બ્રહ્મસદનમાં, પુરંદરાલયે, વા વૈકુંઠધામમાં છું !! આહા ! ( આમ તેમ નિહાળી ) શી આ શોભા !!! જે એક ચિંતામણિ અથવા સ્પર્શમણિ જગતીના જનને પ્રાપ્ત થવો કઠિન, તેની પંક્તિએ પંક્તિઓ મારી પ્રતિમાને ગ્રહણ કરી લેતી જણાય છે ! અરે ( આશ્ચર્ય પામ્યા જેવે વેશે ) ભૂલ્યો ! કૃષ્ણઅંતઃપુરે જવાનો આ પથ નોય !! ( એમ કહી બીજે માર્ગે જાય છે ) ના, ના; આ પણ નથી. ( વિચારવાળે વેશે ) શું હું નારદ કે જેને ત્રિલોકીનું અટન તે તૃણ માત્ર, તેને દ્વારકામાં અને તેમાં પણ અવિનાશીના અંતઃપુર માટે આમ વિભ્રમ થવો, એ ઉચિત નથી. ત્યારે કેમ કરવું ? હાં ઠીક; લાવ્ય ધરી જોઉં ધ્યાન ( ધ્યાનીને વેશે ). ચાર્વરિત. આજ પથે પ્રયાણ ઉચિત છે. ( આધેથી જોઈને ) અરે ! આ ઇંદ્રઅંતઃપુર-

---

( અ ) બ્રહ્મકુમાર—નારદ. નાયકના ધર્મસહાયમાંનું આ પાત્ર છે. તે વિષે દશરૂપમાં કહ્યું છે કે—

"ऋत्विक्पुरोहितौ धर्मे तपस्वि ब्रह्मवादिनः"

અર્થ—"નાયકના ધર્મસહાયકમાં ઋત્વિક્, પુરોહિત, અને બ્રહ્મવાદી, એવાં પાત્ર આવ્યાં. નારદ બ્રહ્મવાદી છે તથા નાયકને [illegible] આપવામાં સહાય કરશે માટે સાધક છે.

પાલક અહીં ક્યાંથી ? ના ના, નોય, આ તો જયવિજય છે ! અરે એ પણ નોય! ત્યારે આ કોણ ? ( એવે અંતઃપુરપાલક પાસે આવી વંદન કરેછે ).(આ)

**અંતઃપુરપાલક**—( સવિનય ) વિધિજ ! દેવશ્રીને આગમ વિદિત કરૂં ? અથવા બ્રહ્મર્ષિને કંઇ પણ અટકાવ છેજ નહિ. ( ઇ )

**નારદ**—( સઆશ્ચર્ય ) સાધુ સાધુ ! અહો વત્સ ! શું હું વૈકુંઠમાંજ આવ્યોછુંને ! ! તારૂં નામાભિધાન જય કે વિજય વા કોઇ અન્ય ? ( ઈ )

**અંતઃપુરપાલક**—( સવિનય ) બ્રહ્મર્ષે ! આ વૈકુંઠ જેવાજ દ્વાર-

---

( આ ) કારાગૃહમાં—કેદખાનામાં ( મથુરા નગરીમાં ). વૃદ્ધિંગત થવું. મોટા થવું. મધુપુરનો—મથુરાનો. વિશ્વકર્માનિર્મિત—વિશ્વકર્માએ બનાવેલી. કાંચનપુરી–દ્વારકા. બ્રહ્મસદનમાં—સત્ય લોકમાં. પુરંદરાલયે—ઇંદ્રના સ્થાનમાં. જગતીના— પૃથ્વીના. મારી પ્રતિમાને ઇ૦—( અર્થાત્ તેમાં મારાં પ્રતિબિંબ પડવાથી ). કૃષ્ણઅંતઃપુરે—કૃષ્ણના અંતઃપુરમાં. પથ—માર્ગ. અટન—ભ્રમણ: વિભ્રમ—ભ્રાંતિ—ગભરાટ. ચાર્વસ્તિ( ચારૂ અસ્તિ )—ઠીક છે. પ્રયાણ—ગમન. ઇંદ્રિઅંતઃપુરપાલક—ઇંદ્રના અંતઃપુરના રખવાળ ( કંચુકી ). જયવિજય—વૈકુંઠના જય અને વિજય નામના બે દ્વારપાળ. અહીં નારદ કૃષ્ણના અંતઃપુરપાળકને ભ્રાંતિથી જયવિજય ધારે છે માટે **ભ્રાંતિઅલંકાર.** તે ભ્રાંતિનો નિષેધ કરેછે માટે **અપન્હુતિ અલંકાર.** નારદ એ દિવ્યપાત્ર છે માટે તેની સંસ્કૃતમય ભાષા વડે **ભારતીવૃત્તિ** વર્ણીછે. ભારતીવૃત્તિ માટે કહેવામાં આવ્યુંછે કે "भारतीसंस्कृत प्रायोवाग्व्याहारोनराश्रयः"—"પુરૂષપાત્રને મોઢે બોલાવેલી સંસ્કૃતમય વાણી તે ભારતીવૃત્તિ કહેવાય છે." "શું હું નારદ કે જેને ત્રિલોકીનું અટન તે તૃણમાત્ર" ઇત્યાદિ વચનોવડે ગર્વ નામે નાટ્યાલંકાર પણ વર્ણ્યો છે. "साभिमानवचोगर्वः"એવું તેનું લક્ષણ છે.

( ઇ ) વિધિજ—બ્રહ્મપુત્ર—નારદ ! દેવશ્રીને—શ્રીકૃષ્ણને. આગમ–આગમન—તમારૂં આવવું.

( ઈ ) નામાભિધાન—નામ. વા ઇ૦—અથવા કોઇ બીજું નામ છે ?

કાપુરમાં આપનું આગમ થયું છે; ત્યાં જય વા વિજય અંતઃપુરપાલક નહોય! અથવા છે તો તે અરિગણમાંજ રહેવું ઉચિત ધારેછે. (ક)

**નારદ**—(સાવધપણે) ધન્ય! કૃષ્ણઅંતઃપુરપાલક ધન્ય! જા મારૂં આગમ દેવને વિદિત કરચ.

**અંતઃપુરપાલક**—(બે હસ્ત જોડી નમન કરી) જેવી બ્રહ્મર્ષિની આજ્ઞા. (એમ કહી જાયછે).

(બાહેર જવાને વેશે કૃષ્ણ તથા શ્રીદામો પ્રવેશ કરેછે).

**કૃષ્ણદેવ**—વયસ્ય! કેમ તારે ધારેલે સમયે સર્વ તૈયારી થઈ કની? (ख)

**શ્રીદામો**—દેવ! વિઘ્ન ન આવે તો.

(એવે અંતઃપુરપાલક પ્રવેશ કરેછે).

**અંતઃપુરપાલક**—(નમનકરી) જય જય દેવશ્રીનો જય જયકાર હો. (હાથજોડી) મહારાજ બ્રહ્મકુમાર દ્વારે ઊભા છે. દેવશ્રીની જેવી આજ્ઞા.

**કૃષ્ણદેવ**—અંતઃપુરપાલક! એમને અંતરાય શો? જયવિજયની કથા તો જાણીતી છેને! (ग)

---

(ક) અથવા છે૦—અથવા જો જય અને વિજય આ દ્વારકામાં છે એમ કહિયે તો તે જય અને વિજય શ્રીકૃષ્ણ અરિગણ(શત્રુસમુદાય) ઉપર મેળવે છે, માટે તેમને વિષે રહ્યા છે. અથવા જય વિજય શ્રીકૃષ્ણના અરિગણ (શત્રુ રાજાઓ—દંતવક્ર અને શિશુપાળમાં—તેમને રૂપે રહેવું ઉચિત ધારે છે). જય અને વિજય સનકાદિક મુનિઓના શાપથી દંતવક્ર અને શિશુપાળ થઇને રહ્યા હતા, એવી કથા પુરાણોમાં છે, તેને ઉદ્દેશીને આ કંચુકીનું (અંતઃપુરપાલકનું) વચન છે.

(ख) તૈયારી—(સુવર્ણસરોજિકા નામે વાડીમાં જવાની).

(ग) જય વિજયની કથા—"વૈકુંઠમાં એક વાર સનકાદિક મુનિઓ આવ્યા હતા તેમને જય અને વિજય દ્વારપાળે ખાળ્યા હતા, તે ઉપરથી મુનિઓએ કુપિત થઇને તેમને શાપ આપ્યો હતો કે તમે અસુર થઇને અવ-

આપને શું અવગત નથી? તથાપિ હું જે કાર્યવશાત્ આવ્યોછું તેવડે દેવને વિદિત કરવા ઉચિત છે. સાંભળો: (વીણા વગાડી શ્લોક બોલેછે). (ઓ)

શ્લોક.

યાતુધાને અતિશે ગરક સુર કર્યા, કષ્ટમાંહી મુરારિ,
જાતુષે વન્હિ જેવો નરકઅસુર છે, સ્રષ્ટકષ્ટે વિહારી;
કાતું કે એ કટારી ફરક નવ જરી, નષ્ટ પુણ્યે વિચારી,—
ધા તું જા તું હવે તો ધરક હૃદય છે, દષ્ટ કષ્ટે સુરારિ. ૧

કૃષ્ણદેવ—પદ્મયોનિજ! પ્રારબ્ધ અન્યથા કેમ થાય કે સુખદુ:ખાદિનો નિર્મિત કાળ શી રીતે મિથ્યા કરાય? (ઔ)

---

(ઓ) અવિગત—સર્વમાં અન્વય રૂપે વ્યાપી રહેલા! અજર-જીર્ણ ન થાય એવા. અવગત—જાણેલું—ખબર. કાર્યવશાત્—કોઇક કાર્યને લીધે. તેવડે—તે કાર્યવડે. વિદિત—જાણીતા.

૧ શ્લોક—સ્રગ્ધરા. યાતુધાને ઇ૦—હે મુરારિ! (મુર નામે દૈત્યને મારનારા!) યાતુધાને (રાક્ષસોએ) સુરને કષ્ટમાં અતિશય ગરક કર્યા છે; તથા જેમ જાતુષે (લાખના બનાવેલા ઘરમાં) વન્હિ (અગ્નિ) હોય તેવો સ્રષ્ટકષ્ટે (સૃષ્ટિને કષ્ટ આપવામાં) વિહારી (ફરનારો) નરક નામે અસુર (નરકાસુર) છે. એ અસુર કાતું (છરી) કે કટારી (રૂપ) છે એમાં જરી ફરક નથી; હવે એ નષ્ટ પુણ્ય (જેનું પુણ્ય નાશ પામ્યું છે એવો) થયોછે એમ વિચારીને તું ધા (દેવતાઓની વાહારે દોડ) અને તું જા (નરકાસુરનો ક્ષય કરવાને). કેમકે દૃષ્ટ કષ્ટે (અસુરોથી થતું કષ્ટ જેણે જોયુંછે એવી સ્થિતિમાં) સુરારિ (ઇંદ્ર)નું હૃદય ધરક છે—ધડકેછે—ધ્રૂજેછે! આ શ્લોકમાં દેવના શોકનો પ્રલાપ છે માટે **આક્રંદ**, દેવના કાર્યમાટે કૃષ્ણનો આશ્રય માગ્યોછે માટે **આશ્રય**, 'જાતુષે વન્હિ' ઇ૦ ઉપમાથી તથા 'કાતું કે એ કટારી' ઇ૦ રૂપકથી અસુરો નાશ કરવાને પાત્ર છે એમ હેતુનો ઉપન્યાસ કર્યો છે, **ઉપપત્તિ**, અને 'ધા તું જા તું' વગેરે ઉત્સાહભરેલી ભાષાથી કૃષ્ણની દેવકાર્ય કરવામાં યોજના કરીછે માટે **પ્રોત્સાહન** નામે નાંટ્યાલંકાર વર્ણાયાછે. (લક્ષણો માટે દશરૂપ કે સા. દ. જોવું). આ છંદના પ્રત્યેક ચરણમાં ચાર જગોએ પ્રાસ છે માટે **પદાંતાનુપ્રાસ ચિત્રકાવ્યાલંકાર**.

(ઔ) કૃષ્ણનું ચિત્ત સુવર્ણસરોજિકામાં ભરાયું છે તેમાં આ વિઘ્ન

## શ્લોક.

જે જે પ્રારબ્ધે લખી આણિયાં છે,
તે તે મિથ્યા ના બને જાણિયાં છે;
કાળે તો આ વિશ્વ સર્વે રમાડયું,
વાળે ટાળે કોણ ? એવું ભમાડયું. ૨

**નારદ**—(સખેદ) શિવ શિવ ! માયાનિર્લેપ પણ માયામાં લેપાયા ! ! સોળસહસ્ર રાજકન્યા એ કષ્ટજન્યાજ રહેવાની ! તેમ તેની ઘટિકા ધન્યા, એ પણ ક્યાં ! કૃષ્ણદેવ ! એમાંનું અમારે કંઇ પણ લેવા દેવા નથી. સહસ્રાક્ષીએ મોકલેલો સંદેશો, અને તેનું સુંદર શ્યામનિકટ નિવેદન, એટલુંજ કાર્ય કરવાનું છે ! (क)

**કૃષ્ણદેવ**—બ્રહ્મર્ષે ! શક્રસૂચના મારે શિરસામાન્ય છે. મારા પ્રણામપૂર્વક તેમને કહેજો કે હું એજ ઉદ્યોગમાં છું. (ख)

---

આવ્યું છે તેને ટાળવાને તે ઉડાવનારો ઉત્તર આપે છે: પદ્મયોનિજ ઇ૦. પદ્મયોનિજ—બ્રહ્મદેવના પુત્ર ! અન્યથા—બીજે પ્રકારે. અર્થાત્ દેવના પ્રારબ્ધમાં અસુરનું કષ્ટ સહન કરવાનું હશે તેમાં હું શું કરૂં ?

૨ શ્લોક—શાલિની છંદ. વાળે ઇ૦—કાળે આ વિશ્વને એવું ભમાડયું છે કે તેમાંથી તેને પાછું કોણ વાળે અને એ ભ્રમણને કોણ ટાળે (અટકાવે) એમ છે ?

(क) માયાનિર્લેપ—માયાથી નહિ લેપાયલા (કૃષ્ણ). સોળસહસ્ર રાજકન્યા—(નરકાસુરે યજ્ઞ કરવાને એકઠી કરી કેદમાં પૂરી હતી તે). કષ્ટજન્યા—કષ્ટ ભોગવવાને માટે ઉત્પન્ન થયેલી. તેમ ઇ૦—તેમ તેમની ઘડી ધન્ય (તેમને સુખ પ્રાપ્ત થવાથી) થાય એવું પણ ક્યાંથી ? એમાંનું ઇ૦—(રખેને તમે એમ ધારતા કે એમાંની એક બે કન્યા અમારે જોઇતી હશે માટે આટલો પ્રયાસ કરિયે છિયે !) સહસ્રાક્ષી—હજાર નેત્રવાળો—ઈંદ્ર. સુંદરશ્યામ—કૃષ્ણ. નિકટ—પાસે. નિવેદન—જણાવવું.

(ख) શક્રસૂચના—ઇંદ્રની સૂચના. શિરસામાન્ય—માથાસાટે કબૂલ કરવા જેવી. એજ ઉદ્યોગમાં છું—તમે જેવી સોળહજાર સ્ત્રીઓ નરકાસુરને ત્યાંથી છોડાવી મને વળગાડવા ઇચ્છોછો તેવાજ પ્રકારના એટલે એક

**નારદ**—( ઊભા થઇ ) કૃષ્ણદેવ ! સુખી રહો; હું હવે ગમન કરૂં છું.

**શ્રીદામો**—મુનિ મહારાજ ! એક મારૂં કામ કરશો ?

**નારદ**—( સ્મિતપૂર્વક ) ગોપબંધુ ! તારૂં કાર્ય જો હું ન કરૂં તો રૂક્મિણી જેવી મારી દશા ન થાય ! બોલ્ય બોલ્ય શું કાર્ય કરીવે છે ?

**શ્રીદામો**—( સવિસ્મય ) મહારાજ ! એ શું હું કંઇ સમજ્યો નહિ. મહારાજ આપણે તો ભોળેભાવે રામઇયા ! તમે અને તમારા મર્મ. પણ કહો મહારાજ મને મુખમાગ્યું આપશો. ( ग )

**નારદ**—( શ્રીદામાનો હાથ ઝાલી ) હા, તું જે ઇચ્છીશ તે હું આપીશ.

---

સ્ત્રીને પ્રાપ્ત કરવાના ઉદ્યોગમાં હું છું. અથવા સત્યભામા પરિણય થયા પછી તેને માટે પારિજાત લેવા આવવાના પ્રસંગમાં એ સર્વ બને એવું હોવાથી હું તે ઉદ્યોગમાં છું. અહીં કવિએ ઘણા અર્થનો ટુંકામાં સમાવેશ કર્યોછે માટે **ઓજ** નામે ગુણ વર્ણાયોછે. ઓજનું લક્ષણ ચંદ્રાલોકમાં લખેછે કે—

" ओजः स्यात्प्रौढिरर्थस्य संक्षेपो वाति भूयसः"

"અતિ મોટા અર્થનો ટુંકામાં સમાવેશ કરવા રૂપ જે પ્રૌઢી તેને ઓજ ગુણ કહેછે:" વળી થોડા અક્ષરોમાં વર્ણન કર્યુંછે માટે **અક્ષરસંહતિ** નામે નાટ્યલક્ષણનો પણ ઉપક્ષેપ કર્યોછે.

( ग ) મહારાજ ! ૪૦—"રૂક્મિણી જેવી દશા તે શું ? એ હું કાંઇ સમજ્યો નહિ." આ ગોપની શંકાદ્વારા નારદનું ત્રિકાળદર્શિત્વ બતાવીને કવિએ નારદની દિવ્યપાત્રતા સિદ્ધ કરી છે. જો નારદને દિવ્યપાત્ર ન ઠરાવે તો સત્યભામાના પરિણય વખતે તેમનું સ્મરણમાત્રમાં આવવું સંભવે નહિ. હવે જે ગોપ નારદ પાસે વરદાન માગી લેશે તે પણ એજ કાર્યનું બીજ સમજવું. તમે ઈ૦—તમે જાણો અને તમારા મર્મ જાણે. **સમાસોક્તિ** અને **લોકોક્તિ** અલંકાર.

**શ્રીદામો**—મહરાજ તમે માધવનું મન મનાવો છો એ ખરી વાત ?

**નારદ**—હા; તેમાં તારે શું ?

**શ્રીદામો**—મારે શું તે એજ કે જો તમે માધવનું મન રોજ મનાવો છો તો એક દિવસ મારૂં મન મનાવો કે મારૂં મન બનો, એટલુંજ મારે માગવું છે !

**કૃષ્ણદેવ**—અલ્યા ! એમાં તે શું માગ્યું ? ન માગી વ્રજની લીલા કે ન માગી તારી પ્રથમ હતી તેવી મતિ ! વારૂં ઠીકજ છે તું જાણે અને તારા નારદમુનિ જાણે !

**નારદ**—શ્રીદામા, માયાના આવરણમાં આવવું અને અવનિને કષ્ટ દેવું, એ જો અવિનાશીને રૂચ્યેછે તો તારે પણ તે કહે તેવુંજ માગવું જોઇએ !

**શ્રીદામો**—નારદ મહારાજ ! તમારે જો આપવું હોય તો આપો, નીકર " તારૂં ગયું તેલ ને મારો ગયો ખેલ ! "

**નારદ**—જા આપ્યું ! સર્વે સુખી રહો (એટલું બોલી વીણા વગાડતા સ્વર્ગ પ્રતિ ગમન કરેછે ).

**શ્રીદામો**—કહાનજી ! હવે ચાલો આપડે જવાની વેળા થઇ છે હો.

**કૃષ્ણદેવ**—ચાલ્ય સખા મારી સાથે. હું પણ રાજ્યચિન્હવર્જિત થઇ આવું. ( એમ કહી બંને જણ જાયછે ).

( વિચાર કરતે વેશે રૂક્મિણી પ્રવેશ કરેછે ).

**રૂક્મિણી**—કનકમાલિકાને સુવર્ણસરોજિકામાં શોધ કરવા મોકલી તે ત્યાંની ત્યાંજ રહી. ગોપબંધુએ એને પણ ગોથું ખવડાવ્યું કે શું ? જો એમ ન હોય તો આટલી બધી વાર કેમ લાગે ! અરે પણ મારે એવો વિચાર શાકાજે કરવો ? કનકમાલિકા કોઇ પણ દિવસ મારા કામમાં આળસ કરે તેવી નથી કે કોઇની લોભાવી લોભાય તેવી નથી. જો

એ ન હોત તો ગોપબંધુની કંઇ પણ વાત મારા જાણવામાં આવત નહિ. ( એવા એવા અનેક તર્કવિતર્ક અધર પર અંગુલિ મૂકી કર્યા કરેછે. એવે ત્યાં દોડતી કનકમાલિકા આવેછે ). ( ઘ )

**કનકમાલિકા**—દેવિ ! હીમતીની વાત સર્વે સાચી હોય એમ લાગેછે. સુવર્ણસરોજિકામાં સત્રાજિત્‌સુતાને લઇ નાગરિકા જે તેની મહાધૂર્ત સખી છે તે આવી છે. હું દોડતી તમને કહેવા આવી એટલામાં જો દેવ અને ગોપ ત્યાં જઇ પહોંચ્યા હોય તો તો કંઇ ઈલાજ નથી પણ જો ન ગયા હોય તો તેમને અટકાવવા જોઇએ.

**રૂક્મિણી**—સખિ ! એ બે આવિયો તેપરથી દેવ તથા ગોપ ત્યાં જશે એ તેં કેમ જાણ્યું ?

**કનકમાલિકા**—નૂતન અને મદમત્ત માતંગીને તડાગ વિષે જોઇ કયો માતંગ તેની વાંચ્છા ન કરે ! ( ङ )

**રૂક્મિણી**—પણ ફુલાણોજ માતંગ તે માતંગિની પૂઠે આવે છે કે આવશે એમ કેમ કહેવાય ?

**કનકમાલિકા**—ગોપબંધુ જેવો માહાવત મળ્યો હોય તો તે માતંગ કેમ ન આવે ?

**રૂક્મિણી**—સખિ ! તારી વાત મને મારી કરતાં વધારે સારી

---

( ઘ ) અધર—નીચલો ઓઠ. અંગુલિ—આંગળી. 'ઓઠ ઉપર આંગળી મૂકીને' એ અનુભાવદ્વારા **વિતર્ક** નામે ભાવ વર્ણ્યો છે. અહીં કૃષ્ણનું સત્યભામા ઉપરનું અનુરાગબીજ કાંઇક અપ્રકાશ વર્ણ્યું છે અને હવે કનકમાલિકાના પ્રવેશમાં તે કાંઇક પ્રકાશ વર્ણાશે માટે એ પ્રતિમુખસંધિ સમજવો.

( ङ ) માતંગી—હાથણી. માતંગ—હાથી. તુલ્ય અર્થયુક્ત વાક્યવડે કૃષ્ણ અને સત્યભામાનું કથન કર્યું છે માટે **ઉદાહરણ** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

લાગેછે. તેમ વાદવિવાદ કે હાસ્ય કરવાનો પ્રસંગ પણ નથી માટે કહે કે હવે મારે શું કરવું?

**કનકમાલિકા**—દેવિ! તમે જઇ દેવને મળો. જો તે કંઇ બહાર જતા હોય તો તેમને અટકાવો અને હું સુવર્ણસરોજિકામાં જઇ ત્યાં શું થાયછે તે સર્વ જોયા કરૂંછું. જો મહારાજ કંઈ જવા તૈયાર થયા હોય તો તો મારૂં કહેવું તમારે ખરૂં માનવું, અને દેવને રોકવા; બાકી કંઇ ગરજ નથી. હું ત્યાંના તમને રજેરજ સમાચાર લાવી આપીશ. ( च )

**રૂક્મિણી**—વારૂ સખિ! ત્યારે તું ત્યાં જા અને હું દેવને જઇ જોઉં. પદ્મપ્રભાને અહીં મોકલતી જજે હો. ( એમ કહી બંને જણ છૂટાં પડે છે ).

( રાજ્યચિન્હરહિત કૃષ્ણદેવ તથા શ્રીદામો પ્રાસાદદ્વારથી નીકળતા પ્રવેશ કરેછે ). ( छ )

**શ્રીદામો**—મહારાજ! હવે જેટલી વાર કરશો તેટલી સાંભળવાની વેળા વટી જશે.

**કૃષ્ણદેવ**—વયસ્ય! હવે વાર શી છે? મેં ઉતાવળે જવા સારૂં અને મને કોઇ એકાએક ન ઓળખે એટલા માટે સર્વ રાજ્યચિન્હ ત્યાગ કર્યો છે. ચાલ્ય હવે ઉતાવળો. ( ज )

( એવામાં દોડતે વેશે રૂક્મિણી પ્રવેશ કરીને )

**રૂક્મિણી**—( સસ્નેહ ) પ્રિય! આવે વેશે અને ઉતાવળે ક્યાં જવા વિચાર્યું છે? ( મનમાં ) કનકમાલિકાનું કહેવું ખરૂં દેખાય છે! ( झ )

---

( च ) કૃષ્ણનો અને સત્યભામાનો મેળાપ નહિ થવા દેવા રૂપ અર્થની સાધનાનો નિશ્ચય વર્ણવ્યો છે માટે **યુક્તિ** નામે નાટ્યાલંકાર વર્ણાયો છે.

( छ ) પ્રાસાદદ્વારથી—મેહેલના બારણામાંથી.

( ज ) આ પણ યુક્તિ નામે નાટ્યાલંકાર છે. રાજ્યચિન્હ ત્યાગ કરીને આ પાત્રને સુવર્ણસરોજિકામાં મોકલવાનો હેતુ આગળ કવિ સ્પષ્ટ કરશે.

( झ ) કૃષ્ણના ઇચ્છેલા હિતમાં અડચણ આવી માટે **નિરોધ** નામે

**કૃષ્ણદેવ**—( જરા ગભરાઈ ) પ્રિયા ! તમારેજ ત્યાં આવતો હતો.

**રૂક્મિણી**—ત્યારે હું તમારા મનનો ભાવ જાણનારી કેવી માનિની છું. ( એમ કહી તાળી આપેછે ). હવે ત્યારે ચાલો આપણે સાથે જઈએ !

**કૃષ્ણદેવ**—હા ચાલો; શ્રીદામા તું પણ ચાલ્ય.

**શ્રીદામો**—મહારાજ ! બોલાવ્યા વગર શ્વાન પણ નથી આવતું. તો હું વગર પર્વણીનો રાહુ આવું તોય શું અને ન આવું તોય શું? ( ञ )

**રૂક્મિણી**—ગોપબંધુ ! જરા રીસ ઓછી રાખતા જાવ; તમે અમારી શી બાકી મૂકી છે ! આવવું હોય તો થાવ આગળ.

**શ્રીદામો**—ત્યારે નથીજ આવતા; જાવ તમે અને તમારા સ્વામી ! કદી કંચનપુરીમાંથી કઢાવશો પણ કંઇ વ્રજ કોઇથી વેચાણ લેવાય તેવું છે !

**રૂક્મિણી**—શ્રીદામા ! ચાલ્ય, નીકર જો પેલો દ્વારપાલક આવેછે તેની કને ધક્કા મરાવી તને ત્યાં લઇ જઇશ.

**શ્રીદામો**—(આમ તેમ જોઇ ગાભરાજેવે વેશે ) મારે તો આવવું નથી. તમારે જે કરવું હોય તે કરારે કરજો. ( એમ કહી નાશી જાય છે ).

**કૃષ્ણદેવ**—( સરોપ ) દેવિ! શાસ્ત્ર સંમત્તિ તો એવી છે કે

---

પ્રતિમુખ સંધિનું અંગ વર્ણાયું છે. “ निरोधोहित रोधनं—હિતનો અટકાવ તે નિરોધ ”— ( દશરૂપ ).

( ञ ) વગર પર્વણીનો રાહુ—ખરો રાહુ તો પૂર્ણિમા કે અમાવાસ્યા રૂપ પર્વકાળે ચંદ્ર સૂર્યનો ગ્રાસ કરવા આવેછે. પણ હું તો તેવો નથી છતાં રાહુ કહેવાઉં છું માટે હું પોતાને રોજનોજ રાહુ માની લેઉંછું. ( રૂક્મિણી પ્રતિ નર્મવાક્ય ).

સ્ત્રીના મહિયરના સંબંધીને પણ પતિ જો શત્રુ ગણે તો તેને પત્નીએ તેવો ગણવો.( ૮ )

શ્લોક.

પત્નીકેરો ઘણો હોયે, વા'લો પીઅરનો સગો;
પતિ શત્રુ ગણે તેને, માનવો તેહમાં દગો. ૩

**રૂક્મિણી**—મહારાજ ! હું એજ માર્ગે જનારી છું. રૂક્મિની કથા લક્ષમાં લેશો એટલે ખરૂં ખોટું જણાશે. જો તમે કહેતા હો તો હું ગોપબંધુને પગે લાગી તેડી લાવું ! હું જાણુંછું કે એના વિના દેવને ચેન પડશે નહિ !! ( એમ કહી જવા માંડે છે. ) ( ૯ )

**કૃષ્ણદેવ**—દેવિ ! એ એની મેળેજ આવશે; એ ગોવાળિયાને તમે દેવી તેડવા જાવ તે ઘટે ? ( એમ કહી હસ્ત ઝાલી મંદિરમાં પ્રવેશ કરેછે ).

**રૂક્મિણી**—( સિંહાસન પર દેવને બેસારી ) મહારાજ ! બીજી વાતો જવા દેઇ હું પૂછું તેનો ઉત્તર આપવા કૃપા કરશો.

**કૃષ્ણદેવ**—દેવિ ! તમારાથી ગુપ્ત રાખવા જેવું કંઇજ નથી !

**રૂક્મિણી**—મહારાજ ! એટલું બધું કહેશો મા. પણ પૂછું તેનોજ પાધરો ઉત્તર આપશો એટલે તમે કહોછો તેના કરતાં પણ હું

---

( ૮ ) સરોષ—( પોતાના કાર્યસાધકને કાઢી મૂક્યો તેથી ). સ્ત્રીના ઇ૦—અર્થાત્ જો સાસરાના સંબંધીને સ્વામી પ્રિય ગણે તો તેને પ્રિય ગણવો—પછી તે કદી પોતાનો શત્રુ હોય તોપણ. **અર્થાપત્તિ** નામે નાટ્યલક્ષણ.

૩ શ્લોક—અનુષ્ટુપ. રૂક્મિણીને ઉપદેશ કર્યો છે માટે **ઉપદેશન્** નામે અંગ.

( ૯ ) એજ માર્ગે જનારી—એ શાસ્ત્રવચનને અનુસરનારી. રૂક્મિની કથા—રૂક્મિ મારો ભાઇ હતો તથાપિ મેં તેને તમારે અર્થે તજી દીધો હતો.

સર્વ વાત અધિક માની લઇશ. કહો જોઇએ, આજ રાજ્યચિન્હ તજી ક્યાં સિધાવવાનો વિચાર હતો? કિરીટ તજી ફેંટો બાંધ્યો છે. શાર્ઙ્ગાદિ આયુધ અને કૌસ્તુભાદિ મણિ કે જેના વિના મેં દેવને કદી પણ દીઠા નથી તો આજ એ સર્વ તજવા જેવું કયું કાર્ય ધાર્યું છે? ( ङ )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! તારી પાસે આવવું એમાં એ સર્વની આવશ્યકતા હોય ?

**રૂક્મિણી**—પણ આવે વેશે મને કોઇ વાર મળ્યા હો એવું કેમ સાંભરતું નથી ?

**કૃષ્ણદેવ**—( આંગળીના વેઢા ગણી ) જો ફલાણી ફલાણી વાર હું આમજ આવ્યો'તો.

( એવે કંચુકી તથા પદ્મપ્રભા મોટેથી બોલતાં સાંભળી બંને જણ કાન દેછે ).

**કંચુકી**—પદ્મપ્રભે ! મને ઉગ્રસેન મહારાજે આજ્ઞા કરી છે કે કૃષ્ણદેવ જ્યાં હોય ત્યાંથી તેમને સત્વર બોલાવી લાવ્ય. તું મને મહારાજનો મેળાપ કરાવતી નથી એ ઠીક નહિ. ( च )

**પદ્મપ્રભા**—પણ મહારાજ અહીં છેજ ક્યાં? એ તો શ્રીદામા સાથે સુવર્ણસરોજિકામાં ગયાછે. ( छ )

---

( ङ ) અહીં રૂક્મિણીએ પ્રાર્થનાયુક્ત વચનોથી પોતાની ઈષ્ટવસ્તુનો શોધ આરંભ્યો છે માટે **પૃચ્છા** નામે નાટ્યાલંકાર વર્ણાયો છે. કિરીટ—મુકુટ. શાર્ઙ્ગાદિ—શાર્ઙ્ગ ધનુષ્ય વગેરે.

( च ) રૂક્મિણી પાસેથી નાશી ગયેલા શ્રીદામાએ કૃષ્ણને પ્રપંચથી બોલાવી લેવા માટે કંચુકીને એમ સમજાવ્યું હતું કે ઉગ્રસેન મહારાજ શ્રીકૃષ્ણને તત્કાળ બોલાવે છે અને તે રૂક્મિણીના પ્રાસાદમાં છે, માટે જા તેમને તેડી લાવ. આ ઉપરથી કંચુકી તથા પદ્મપ્રભાની વાતચિત ચાલે છે.

( छ ) પદ્મપ્રભાના કહેવાથી કૃષ્ણ સુવર્ણસરોજિકામાં જવાના હતા, એ વાત રૂક્મિણી જાણી જાય છે માટે બીજનું કાંઇક ઉદ્ઘાટન થવાથી **પ્રતિમુખસંધિ** વર્ણાય છે એમ સૂચવ્યું છે.

**કંચુકી**—મને દ્વારપાલકે અહીં આવ્યાના સમાચાર કહ્યા છે અને તું જૂઠું કેમ બોલે છે ? જો દેવ નહોય તો દેવીને પણ મારી વાત જઇ વિદિત કરચ.

**ચન્દ્રપ્રભા**—એમ કદી બનવાનું નથી.

**કંચુકી**—( મોટેથી ) ત્યારે હું પાછો જઇ સર્વ બિનાથી ઉગ્રસેન મહારાજને જાણીતા કરૂંછું. (એમ કહી જવા માંડે છે એટલે ત્યાં કૃષ્ણદેવ તથા રૂક્મિણી દેવી ઉતાવળે તેને દેખા દેઇ પાછો બોલાવે છે ).

**કૃષ્ણદેવ**—કંચુકી ! ઉગ્રસેન મહારાજ મને કેમ બોલાવે છે ?

**કંચુકી**—( નમન કરી ) દેવશ્રીનો જય જયકાર હો. મહારાજ ! ભૌમાસુર દાનવે સોળ સહસ્ત્ર સ્ત્રીઓનો યજ્ઞ કરવા સંગ્રહ કર્યો છે. તે મખનું મુહૂર્ત્ત અતિ કને આવી પહોચવાથી ત્યાં દેવને તથા નીલાંબરને મોકલવા કે કેમ તે વિષેનો વિચાર કરવા આપ જેવે વેશે બેઠા હો તેવેજ વેશે સર્વ કાર્ય તજી ઉભય બંધુને બોલાવ્યા છે. મહારાજ આપ ત્યાં પધારશો. હું મહારાજ બલરામને બોલાવી ઉતાવળે આવુંછુ. ( એમ કહી જાય છે ). ( ત ).

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હું ત્યાં જઈ જો યુદ્ધમાં જવાનું હશે તો તમને મળવા પાછો આવુંછું.

**રૂક્મિણી**—( સખેદ ) મહારાજ ! તમે મને મળવા પાછા આવશો કે બારોબારજ જશો ! નરકાસુરના પરાક્રમ માટે તો મેં બહુ બહુ સાંભળ્યું છે. પણ દેવે ત્યાં જઇ અબલાજનનું કષ્ટ હરવુંજ જોઇએ, પણ મને જતા પહેલાં એક વાર દર્શન દો તો ઠીક. ( થ )

**કૃષ્ણદેવ**—( આલિંગન કરી ) પ્રિયા મારાં આયુદ્ધ અહીં છે તે લેવા હું આવીશ, અને તે સમયે તને અવશ્ય મળી જઇશ. ( એમ કહી ઉતાવળે જાયછે ).

---

( ત ) મખ—યજ્ઞ. નીલાંબરને—બળદેવને. ( થ ) કવિએ અહીં રૂક્મિણીના, ક્ષત્રિયસ્ત્રીને યોગ્ય એવો સ્વામી ઉપરનો સ્નેહ અને કેદ પડેલી સ્ત્રીઓની દયા, એવા બે ઉત્તમ ગુણો ધ્વનિત કર્યા છે.

**દ્વારપાલક**—મહારાજ! આણીપા આણીપા. ( દ )

**કૃષ્ણદેવ**—દ્વારપાલક આપણે બહુ ત્વરા કરી અહીં આવ્યા પણ કંઇ ઉગ્રસેન મહારાજ દેખાતા નથી એનું શું કારણ હશે. મને આવતાં વાર લાગી તેથી એ સ્વયં તો યાતુધાન સાથે યુદ્ધ કરવા નહિ ગયા હોય! જા તું મહારાજ વિષેની ખબર કાઢી લાવ્ય. ( ધ )

**દ્વારપાલક**—જેવી મહારાજની આજ્ઞા. ( એમ કહી આમ તેમ શોધ કરતે વેશે ચાલ્યો જાય છે. )

( એવે વિચિત્ર વેશે શ્રીદામો પ્રવેશ કરે છે ).

**શ્રીદામો**—( કૃષ્ણદેવને જોઇ ) મહારાજ તમે અહીં ક્યાંથી? ચાલો પેલું સાંભળવા આવવું છે કે?

**કૃષ્ણદેવ**—શ્રીદામા મને ઉગ્રસેન મહારાજે કંઇ કાર્ય માટે બોલાવ્યો છે માટે જા અને જો જોઇએ તેઓ હાલ ક્યાં બિરાજે છે?

**શ્રીદામો**—મહારાજ શું આપશો?

**કૃષ્ણદેવ**—જા જા, હમણાં જઇને જોઇ આવ્ય.

**શ્રીદામો**—મહારાજ! મારૂં એક કામ કરો તો હમણાં ઉગ્રસેન મહારાજની ભાળ કાઢી લાવું.

**કૃષ્ણદેવ**—જા કરીશ; વેહેલો જઇ ખબર લઇ આવ્ય.

**શ્રીદામો**—મહારાજ! મને ક્ષમા કરો ત્યારેજ હું તો જવાનો; નહિ તો નહિ. ( ન )

**કૃષ્ણદેવ**—જા ક્ષમા કરી હવે પછી કંઇ છે?

**શ્રીદામો**—( કાનમાં કહેછે ) સાંભળ્યું અને સમજ્યા! ( )

**કૃષ્ણદેવ**—( સક્રોધ ) રે રે! આ તેં શું કર્યું!! દેવી કહેછે તેમ

---

( દ ) આણીપા—આ પાસે. ( ધ ) સ્વયં—પોતે. યાતુધાન—દૈત્ય ( નરકાસુર ). ( ન ) શ્રીદામાની યુક્તિ ઉઘાડી કરે છેઃ મહારાજ ઇ૦. ( પ ) કાનમાં કહેછે—અર્થાત્ મેંજ આપને તેડી જવા માટે આ પ્રપંચ રચ્યો હતો.

તું ગોવાળિયો તે ગોવાળિયોજ રહ્યો ! એમાં તે શું ? આજ નહિ ને કાલે સંભળાત !

શ્રીહાસ્યો—અમને દેવની ઇચ્છાનુસાર વર્તવા માટે કેટલો પરિશ્રમ પડ્યો છે તે જો જાણવામાં આવે તો કદાપિ આવું બોલો નહિ.

કૃષ્ણદેવ—અરે જા જા; પણ મને દેવી પાસેથી આવી જૂઠી વાત કહી કેમ બોલાવ્યો ? કંચુકી અને દ્વારપાલકની મારે વેતરણ કરવી જોઇએ.

શ્રીહાસ્યો—મહારાજ ક્ષમા આકૃણિયે માગી લીધી નથી. એ એને જો કોઇ દહાડો પણ કંઇ થાય તો મારે અહીં રહેવામાં શું વિશેષ છે ? મેં મહારાજને બોલાવ્યા અને તે જો ઠીક ન લાગતું હોય તો મહારાજે કરારે દેવી પાસે પધારવું. ( એમ કહી ચાલવા માંડેછે ). ( फ )

કૃષ્ણદેવ—વયસ્ય ! એમ રીસ ચઢાવે છે શું ? પણ આમ કરવું એ સારૂં નહિ. ચાલ્ય હવે તેં જ્યારે આટલો બધો પ્રપંચ કરવાનો શ્રમ લીધો ત્યારે આપણે તું કહે ત્યાં જઇએ. પણ હવે પછી આવું કદાપિ કરતો મા.

શ્રીહાસ્યો—મહારાજે મને આ કાર્યે માટે કેટલો બધો આગ્રહ કર્યો હતો તે જો સાંભરતું હોય તો તો તમે કદી મને આમ દોષિત ગણો નહિ. પણ મહારાજ હમણાં મારા ગ્રહજ વાંકા છે તેમાં તમે શું કરો ! !

કૃષ્ણદેવ—વારૂ હવે ચાલ્ય. એ પણ એક ગ્રથે થાય તો એ કાંઇ નાનીસૂની વાત નથી. ( એમ વાતો કરતા કરતા બંને જણ સુવર્ણસરોજિકા નિકટ જઈ પહોચે છે ).

શ્રીહાસ્યો—મહારાજ જુઓ પેલું ટોળું તમને જોઇ બોલતું બંધ પડીગયું. ( व )

---

( फ ) આકૃણિયે—અમથી—એમ ને એમ. ( व ) સુવર્ણસરોજિકામાં નાગરિકા નામે સત્યભામાની સખી સાથે સંકેત કરી મૂક્યા પ્રમાણે તે બન્ને જણીઓ આવી છે તેને અકસ્માત્ કૃષ્ણને દેખાડી

કૃષ્ણદેવ—એવું જોઇ કે સાંભળી મારૂં મન પ્રસન્ન થાય નહિ.

શ્રીદામો—મહારાજ ! સુવર્ણસરોજિકાની રચના અને તેનાં કુસુમ એ દૈવી છે.

કૃષ્ણદેવ—હા એમજ છે.

શ્રીદામો—વયસ્ય ! આ સહકારને વલ્લી કેવી વીંટી વળી છે. (મ)

કૃષ્ણદેવ—સખા ! એવીજ વીંટાયલી વલ્લિકાનો તેં વિયોગ કરાવ્યો ! (મ)

શ્રીદામો—( આંગળીવડે બતાવી ) મહારાજ ! આ અશોકને જોઇ શોક થાય ખરો ? ( અશોકથી અવળી બાજુ બતાવી ) હવે આમ આપણે થોડુંક જઇશું એટલે કાનોકાન સાંભળવામાં આવશે. (ય)

કૃષ્ણદેવ—( અશોક ભણી જોતાં ચકિત થઈ ) સખા ! આ અશોક તું જો અને પેલા અશોક હું જોઉં ! (ર)

શ્રીદામો— દેવ ! હવે તમને થોડું થોડું સંભળાતું હશે અને દેખાતું હશે કે મણિચોર કહેનાર કેવા કેવા માણસો છે ? (લ)

કૃષ્ણદેવ— સખા ! એ વાત પડી મૂકય અને કહે કે પેલાં બે કોણ હશે ?

---

અનુરાગ બીજ ઉત્પન્ન કરવું છે, એ આશયથી શ્રીદામો કૃષ્ણને આમ તેમ ટેલાવે છે.

(મ) સહકાર—આંબો. વલ્લી—વેલ. (મ) વલ્લિકા—વેલી ( રૂક્મિણીરૂપી ). (ય) અશોકને—આસોપાલવના વૃક્ષને.

(ર) આ અશોક—અશોક વૃક્ષ. પેલા અશોક—( તે તરફ બેઠેલી સત્યભામા તથા નાગરિકારૂપી ). અહીં સત્યભામાને જોવાથી કૃષ્ણની રતિ સંબંધી ચેષ્ટા વર્ણવી છે માટે પ્રતિસુખસંધિનું વિલાસ નામે અંગ વર્ણાયું છે.

(લ) શ્રીદામો જાણે સત્યભામા વગેરે તરફ લક્ષ્ય ન આપતો હોય અને મણિચોર કહેનાર કોણ, તે કૃષ્ણને સંભળાવવાનુંજ તેનું મુખ્ય કામ હોય તેવી ચેષ્ટા ઘણી વાર સુધી કરેછે.

**શ્રીદામો**—દેવ ! સાંભળો એક તો કૃતવર્મા અને બીજા અક્રૂર કે જે તમારા, તેજ તમને મણિચોર કહેછે.

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! એક મુગ્ધા અને બીજી પ્રૌઢા હોય એમ દેખાય છે. તું એમને ઓળખે છે ?

**શ્રીદામો**—વયસ્ય સાંભળો, આ કૃતવર્માનો શબ્દ.

**કૃષ્ણદેવ**—તુંજ સાંભળ્ય; અમે તો અશોકને જોઇ સશોક થવા નથી ઇચ્છતા !

**શ્રીદામો**—( કૃષ્ણને ઝાલી રાખી ) હાં હાં મહારાજ ! એને મરાય નહિ; ઠીક થયું કે તમે શસ્ત્રાસ્ત્ર મૂકી આવ્યા ! હોય, જગત્ તો ગમે તેમ બોલે ! ( व )

**કૃષ્ણદેવ**—( સરોષ ) અરે શ્રીદામા ! આ શું ? કોણ કોને મારે છે અને તું કે તે બોલોછો તે સાંભળેછે પણ કોણ ? આવી બાલચેષ્ટા જવાદે !

**શ્રીદામો**—( કાન દઇ ) વયસ્ય ! સાંભળો સાંભળો !

**કૃષ્ણદેવ**— ( ગોપનો હસ્ત ઝાલી ) શ્રીદામા ! તું મને જે કાર્ય માટે અહીં લાવ્યો છે તે મારૂં સર્વ કાર્ય થયું ! મેં સાંભળ્યું કે મને મારા સગાજ મણિચોર કહેછે; હું તેમને માટે ઘટિત કરીશ, પણ વયસ્ય ! અધુના તો અવલોકવા યોગ્ય વસ્તુને અવલોકવા દે. ( ज्ञ )

**શ્રીદામો**—( સઆશ્ચર્ય )મહારાજ એવું અહીં જોવા જેવું શું છે

**કૃષ્ણદેવ**—સખા પશ્ય પશ્ય. ( प )

---

( व ) જાણે ત્યાં કૃતવર્મા હોય, તે કૃષ્ણને મણિચોર કહેતો હોય, તે સાંભળીને કૃષ્ણ તેને મારવા જતા હોય, અને બધું ખરેખરૂં બનેજ છે એમ શ્રીદામો માનતો હોય, તેવો ઢોંગ શ્રીદામો કરી બતાવે છે.

( ज्ञ ) અધુના—હમણા. અવલોકવા યોગ્ય—જોવા યોગ્ય. ( प ) પશ્ય પશ્ય—જો જો.

### શ્લોક.

રાધા બાધાહારક, યુવતી યૌવનવતી શચી જેવી;

કમળ અલૌકિક આ તો, કાન્તિ શાન્તિદ વયસ્ય ! કહું કેવી ! ૪

શ્રીદામા—( નજર કરી ) કહાનજી. રૂક્મિણી જેવું રૂપ તો કયાંથી લાવે ! એવી તો ચોરાશીલાખ ચૌટામાં જોતા જોતા આવ્યા.

કૃષ્ણદેવ—સખા ! રૂક્મિણી તે તો રૂક્મિણીજ છે; પરંતુ ચોરાશી લાખ તો શું, પણ ચારે ખુંટ પૃથ્વીમાં આના જેવી અન્ય જેવી તેનાં તો છેટાંજ. જો, જો ! ( स )

### શ્લોક.

અમલ કમલ જેવી, જુવતી તો જણાયે,

નવલ અમલ જાગ્યો, એવી આંખ્યો ગણાયે;

---

૪ શ્લોક—ગીતિ. રાધા ઇ૦—યૌવનવતી ( જુવાનીવાળી ) યુવતી ( સ્ત્રી ) રાધા બાધાહારક ( કામ પીડાને ટાળનારી ) અને શચી ( ઇંદ્રાણી ) જેવી ખરી; પણ હે વયસ્ય ! આ તો અલૌકિક કમળ (રંગ,વાસ, કોમળતા, સૌંદર્ય વગેરેમાં કમળ સરખી ) રૂપ છે. એની કાન્તિ શાંતિદ ( શાંતિ આપનારી ) છે. એને હું કેવી કહું ?—કોની સાથે સરખાવું ? રાધા કરતાં આમાં અલૌકિકપણું વિશેષ વર્ણ્યું છે માટે વ્યતિરેકાલંકાર. કમળ સાથે તાદ્રૂપ્યતા વર્ણી છે માટે રૂપક ‘ કાંતિ કેવી કહું ?’ એમ કહીને ઉપમાનનો અભાવ બતાવ્યો છે માટે અનન્વય. કવિતામાંથી અર્થ એની મેળે ભાસે છે માટે પ્રસાદ નામે ગુણ છે. ‘રાધા—બાધા,’ યુવતી—યૌવનવતી, કાંતિ—શાંતિ, વગેરે સમાન અક્ષરોની ગોઠવણી કરીછે માટે સમતા નામે ગુણ છે ( અલંકાર અને ગુણનાં લક્ષણો ચંદ્રાલોક વગેરેમાં જોવાં ). એવી રીતે અલંકાર તથા ગુણ એકત્ર વર્ણ્યા છે માટે ભૂષણ નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે. ( લક્ષણ દશરૂપમાં જોવું ).

( स ) ‘રૂક્મિણી તે તો રૂક્મિણીજ છે’ એવા કૃષ્ણના વચનથી તે દક્ષિણનાયક હતો એમ ધ્વનિત કર્યું છે. “અનેક સ્ત્રીઓ છતાં પ્રત્યેક ઉપર સમાન પ્રીતિ ધરાવનારને દક્ષિણ નાયક કહેછે”—દશરૂપ.

અકલ અકલ થાયે, શી મદિરાક્ષિ આગે !
તરલ સરલ દષ્ટિ, કામીને અંગ લાગે !! ૫

**શ્રીદામો**— મહારાજ એવી જવાન છોડીઓ તો ઘણીએ આપણે ત્યાં કામકાજ કરેછે.

**કૃષ્ણદેવ**—વયસ્ય! યુવા એ તો યુવતી માત્રને આવેછે કિન્તુ પંચશરનાં પંચ લક્ષણસહ યુવા એ તો યુવાજ છે. ( ह )

**શ્લોક.**

આ જો નૂતન તું યુવા યુવતીની, કેવી જણાયે કહું,
આહા! શો અતનુ વિકાર ઉપજ્યો, ચક્ષુથી જોઈ રહું;
એ તો વામ હશે અપાર રતિમાં, માને મૃદુતા બહુ,
જો જો લક્ષણ લાજનું પ્રિય સખા, પંચે હું પૂરાં લહું. ૬

---

૫ શ્લોક—માલિની વૃત્ત. અમલ—નિર્મળ. નવલ—નવીન—નવી કેરૂ જામી હોય એવી એની આંખ્યો રક્ત છે. અકલ ઇ૦—આ મદિરાક્ષી ( મદિરા સમાન સ્વચ્છ રાતી આંખોવાળી સ્ત્રી )ના આગળ અકલ ( બુદ્ધિ ) પણ શી (કેવી) અકલ ( કળી ન શકે એવી— ગૂમ ) થાય છે! તરલ ઇ૦—એની દૃષ્ટિ તરલ ( ચંચળ ) અને સરળ ( સીધી ? વિકાર વિનાની ) છતાં કામીના અંગમાં બાણની પેઠે લાગેછે! કવિતાના પેહેલા ચરણમાં ઉપમેય જુવતી અને ઉપમાન કમળનો સાધારણ ધર્મ જે સુંદરતા તે કહ્યો નથી માટે ધર્મલુપ્તોપમાલંકાર. બીજા ચરણમાં પણ એજ અલંકાર છે. ચોથા ચરણમાં ‘ બાણ ’ એ ઉપમાન તથા ‘ પેઠે ’ એ વાચક, એ કહ્યા નથી માટે વાચકોપમાનલુપ્તોપમાલંકાર. અમલ કમલ, નવલ, અમલ, વગેરે કોમળ શબ્દોની રચના કરીછે માટે પદોચ્ચય નામે નાટકલક્ષણ.

( ह ) પંચશર—પાંચ બાણવાળો—કામદેવ. પંચ લક્ષણ— કામનાં પાંચ લક્ષણો નીચેના શ્લોકમાં કહેવાશે તે.

૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. નૂતન—નવી. અતનુવિકાર—કામવિકાર. વામ—વાંકી. માને ઇ૦—માનમાં ઘણી કોમળ હશે અર્થાત્ એ રીસાઇ

**શ્રીદામો**—વયસ્ય ! ધૂમાડીના બાચકા ભરવા અને પરનારીશુ પ્રીતિ કરવી એ સરખી કેમ ગણતા હશો ?

**કૃષ્ણદેવ**— ( સસ્મિત ) ગોંવાળિયા તે ગોવાળિયાજ ! પણ વિચાર તો કરચ કે એવીને પરકીયા રાખે કોણ ? સ્વકીયા કરતાં શી વાર થાય તેમ છે ! આહા ! સખા ! જો, એ કેવી મારા સામું જુએછે ?

**શ્લોક.**

નેત્રે અમી વરસતી મુજને નિહાળે,
નીચું જુએ કમલિની ત્યમ કંઠ વાળે;
હું જોઉં સામું તવ એ અતિ લાજ પામે,
શી જોતી એ હૃય કુચ્ચે પ્રિય ! ના વિરામે. ૭

**શ્રીદામો**—મહારાજ પરણેલી હશે તો પાપમાં પડશો ! જાતિ તો રીંછડી કરતાં ઠીકજ હશે એટલે તેનું તો સમાધાન થયું. ઠીક ત્યારે કામી કહાનજી ! તમે બેસો હું તો મારે ઘેર જઇશ.

**કૃષ્ણદેવ**—( ગોપનો હાથ ઝાલી ) સખા ! એમ તે થાય ? વયસ્ય ! તારે મન અમે તો કશું નહિજ જોનારા કે ? પણ જો પરણેલી હોય તો પતિ વિના એકલી કેમ હોય ? જાતિ તો હવે જાદવની જોઈ

---

છતાં સેહેલા ઉપાયથી મનાય એવી હશે. નવી જુવાની, કામવિકારની પ્રકટતા, રતિમાં વાંકાપણું, માનમાં કોમળતા, અને લજ્જા, એ પાંચ લક્ષણ કામનાં છે તે એનામાં હું પૂરેપૂરાં લહું ( જોઉંછું ). આ સઘળાં લક્ષણ મુગ્ધાનાં છે. ( જુઓ દશરૂપ ) " मुग्धा नववयः कामा रतौ वामा मृदु क्रुधि " " एवमन्येपि लज्जासंवृतानुरागनिबंधना मुग्धाव्यवहारा निबंधनीयाः " —" નવું વય, કામ, રતિમાં વામતા, ક્રોધમાં કોમળતા, એ મુગ્ધાનાં લક્ષણ છે. એજ પ્રમાણે તેની પ્રીતિ લાજથી ઢંકાએલી હોય, એ વગેરે મુગ્ધાના વ્યવહાર જાણવા. "

૭ શ્લોક—વસંતતિલકા. કમલિની—કમળનો છોડ. આ કવિતાથી સત્યભામાની કૃષ્ણ ઉપરની રતિ તથા લજ્જા નામનો ભાવ વર્ણીને નાયિકાનું મુગ્ધાપણું ધ્વનિત કર્યું છે.

પાદાંગુષ્ઠે ખણેછે અવનિ અવિગતા, નાયિકા લાજ કાજે. ૯

શ્રીદામો—દેવ ! રૂક્મિણીદેવી રીસાશે તો કેમ કરશો ?

કૃષ્ણદેવ—એ તો કદી રીસાય તેવી છેજ નહિ. તારે અને એને અવળું પડ્યું છે માટેજ તું એવું બોલેછે. પણ જો જો એ પંચમુખી નાગની ફણા જેવા કે મણા વગરના કરવડે કોને બોલાવે છે. જેને બોલાવતી હશે તેનું તો ભાગ્ય ચારૂતર ભૂમિના જન્મ જેવુંજ માનવું જોઇએ. ( ख )

શ્લોક.

આવી મુગ્ધા અંગુલિ, હલવી હલવી કદા મુને તેડે ?
ચંદ્રી ચંદ્ર નિહાળે, ત્યાગે સવિતા યદા પડે કેડે. ૧૦

શ્રીદામો—સખા ! શોકયનાં સાલ તે સારાં લાગતાં હશે કે ? પણ મહારાજ હવે તો આ માથાકૂટ જવા દઈ ચાલો ઘેર જઇએ.

કૃષ્ણદેવ—વયસ્ય ! ઘેર જવાની વાત વીસરી જા; હવે તો આજ ઘર અને આજ બાર. જો જો, સાંભળ્ય, એ એની સખીને શું કહેછે ?

---

૯ શ્લોક—સ્રગ્ધરા. લલિત—સુંદર. સુલલના—સુંદર સ્ત્રી. લોલ—ચંચળ. અંગુલી ઈ૦—વિતર્ક નામે ભાવનો અનુભાવ. લાજના અનુભાવ કહેછેઃ સ્કંધો ઇ૦. સ્કંધ—ખભા. પાદાંગુષ્ઠે—પગના અંગુઠાવડે. અવિગતા—એક જગોએ અટકી ઊભી રહેલી. લાજયુક્ત અનુરાગ પ્રકટ કર્યો છે માટે નાયિકાનું મુગ્ધાપણું ધ્વનિત કર્યું છે.

( ख ) ચારૂતર—ચરોતર. જેમ ચરોતરની ભૂમિનો જન્મ સફળ છે તેમ તેનું ભાગ્ય પણ સફળ માનવું.

૧૦ શ્લોક—ગીતિ. આવી ઇ૦—આ મુગ્ધા આવી રીતે આંગળી હલાવી હલાવીને મને કયારે તેડશે ? અથવા આવી ( મુગ્ધાનું વિશેષણ ). ચંદ્રી ઇ૦—જેમ ચંદ્રી (ચાંદરણું) ચંદ્રને નિહાળેછે, અને યદા ( જ્યારે–જો કે) સવિતા ( સૂર્ય ) તેની કેડે પડેછે તોપણ તે ચંદ્રિકા સવિતાને તજે છે અર્થાત્ સવિતાને જોતું નથી. કૃતવર્માદિક સત્યભામાની સાથે લગ્ન કરવા મથેછે તથાપિ તે તેમને ઈચ્છતી નથી પણ તે કૃષ્ણને ઇચ્છે છે એવો અંતર્ગત ધ્વનિ છે,

શ્લોક.

કેવી નીચી નમી છે, મદનસદનની કમાન શું રાજે !

નહિ નહિ મદન શિલીમુખ, વાંકું સીધું સદાય જે ભ્રાજે. ૧૧

**શ્રીદ્દામો**—ક્હાનજી તમે પાછળ નાયિકા કહી અને વખાણી ત્યારે પેલી મથુરાવાળી નાયિકા આના જેવીજ હશે કે? (ग)

**કૃષ્ણદેવ**—( સરોષ ) મૂઢ! અરસિક ! અને આવડે એટલું બોલનાર ! મારો મિત્ર તું કેવી રીતે થયો? ( એમ કહી સત્યભામા સામું જુએછે ) આહા ! શું એ તે વલ્લિકા છે કે વામા છે !

શ્લોક.

વેલી કે અલબેલી, હેલી મેળી વને જુઓ વે'લી;

ઉરજ કુસુમ અંકુરિત, અબળા કે એ શકે હશે વેલી ! ૧૨

---

તથાપિ કૃષ્ણ એ વાત જાણતા નથી માટે દિવ્યાદિવ્ય નાયક કૃષ્ણ જે ત્રિકાળ-દર્શી છે તેમનાથી આ ધ્વનિભૂત વાક્ય સેહેજ બોલાયું એમ માનવું.

૧૧ શ્લોક—ગીતિ. મદનસદનની—કામદેવના ઘરની. જાણે કામદેવના ઘરની અર્થાત્ કામદેવની માલકીની—કામદેવની કમાન ( ધનુષ્ય ) શોભતી હોય તેવી (નીચી નમવાથી ) એ કેવી શોભે છે! બીજો તર્ક કરીને પહેલા તર્કનો નિષેધ કરેછે: નહિ નહિ ઇ૦—એ કમાન નથી, પણ એ તો મદન-શિલિમુખ ( કામદેવનું બાણ ) છે કે જે વાંકું અને સીધું સદાય ભ્રાજે ( પ્રકાશે—શોભે ) છે. નાયિકાને વિષે કામદેવના ધનુષ્યની સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષા અને તેનો નિષેધ કરી તેને કામના બાણનું રૂપ આપ્યું છે માટે અપન્હુતિ અલંકાર. અહીં નાયિકાને કામના આયુધ રૂપે વર્ણીછે માટે તેનામાં કામ ખીલી નીકળ્યો છે એ ધ્વનિ છે. કામ ખીલી નીકળ્યો વર્ણાયોછે માટે **કાંતિ** નામે નાયિકાલંકાર વર્ણાયો છે.

(ग) નાયિકા કહી—'મુગ્ધા' એમ કહ્યું તે. (શ્લોક ૧૦ મો જુઓ ). મથુરાવાળી નાયિકા—મથુરામાંની વારંગના ( કુબ્જા ).

૧૨ શ્લોક—ગીતિ. હેલીમેળી—સખી ભેગી. ઉરજ ઇ૦—એ અંકુરિત (રૂવાંટાં રૂપી અંકુરવાળાં) ઉરજ (સ્તન) છે કે કેસર રૂપી અંકુરવાળાં ફૂલ છે?

**શ્રીદામો**—વયસ્ય! અમે તો મૂઢ, અરસિક, આવડે એટલું બોલનાર પણ તમારી ડાગળી ન છટકી જાય તે હાથમાં રાખજો હો.

**કૃષ્ણદેવ**—સખા! એ ચિત્ર એવુંજ છે. ચતુરા તો ઘણી જોઇ અને જાણી, પણ આ તો અલૌકિકજ દેખાય છે.

**શ્લોક.**

નયન અયન કામધામકારી,
અપઘન અંગતણા કહું ન ધારી;
કટિતટ લહીં સિંહજાતિ સારી,
વનવટી લાજ અપાર એ વિચારી. ૧૩

**શ્રીદામો**—ત્યારે જુઓછો શું? એ તો એજ; કરો હલ્લાં! એને અને એની સખીને કહો કે અમારો સુવર્ણસરોજીકામાં પેઠાં માટે મૂકી દો દાણ! જો ન આપે તો પછે સંભારો વ્રજની વાતો! જો ભૂલીગયા હો તો કરો મને ગુરૂ એટલે કંઇ રહેશે નહિ અધૂરૂં.

**કૃષ્ણદેવ**—(નિઃશ્વાસ નાખી) સખા એ વેળા તો વટીગઇ! મણિ જો કે નથી લીધો, નથી દીઠો, તોય પણ કેટલું કરવું પડેછે! કહે

---

વેલી અને સ્ત્રીનો નિર્ણય થઇ શકયો નથી માટે **સંદેહાલંકાર**. હાવ અધિક પ્રકટ થઇ શૃંગાર ભાવ ઉઘાડો જણાઇ આવ્યો છે માટે **હેલા** નામે નાયિકાલંકાર વર્ણાયોછે. અર્થ પ્રકટ હોવાથી **પ્રસાદ** નામે ગુણ વર્ણાયો છે. અને એમ અલંકાર તથા ગુણનો પરસ્પર યોગ વર્ણાયો છે માટે **ભૂષણ** નામે નાટ્યલક્ષણ પણ વર્ણાયું છે.

૧૩ શ્લોક—પુષ્પિતાગ્રાવૃત્ત. નયન ઇ૦—એનાં નયન તે કામના ધામને ઉત્પન્ન કરનારા અયન (ઘર) જેવાં છે; અને એના અપઘન (અવયવ) તે હું તને ધારી ધારીને કહી શકતો નથી—અવર્ણ્ય છે! એની કટિનો તટ લહી (જોઇને) સારી (બધી) સિંહજાતિએ અપાર લાજ વિચારીને (પોતાના કરતાં એની કટિ વધારે સુંદર છે તેથી ક્ષોભ પામીને) વનવટી (વનમાં ચાલી ગઇ). કામ પ્રકટ થવાથી ઉપજેલી શોભા વર્ણી છે માટે **કાંતિ** નામે નાયિકાલંકાર.

તક માટે આ મલ્લિકાનાં મધુર અને સુવાસિત કુસુમ વીણી રહ્યા પછે આવીશ. હલા નાગરિકા ! પેલા ફેંટા બાંધી પણે ઊભા છે તે કોણ હશે વારૂ ? ( ચા )

**નાગરિકા**—સખિ ! કોઇ દેવ હશે નીકર આવું રૂપ કયાંથી હોય ?

**સત્યભામા**—( નિ:શ્વાસ નાખી ) હલા મારે કાજે મારા પિતા એવો સ્વામી કેમ નહિ જોતા હોય. કૃતવર્મા, અક્રૂર અને પેલો શતધન્વા જે ત્રીજો છે એમાંથી મને તો એકે ગમતો નથી. દૈવ જાણે સખી મેં શાંય પાપ કર્યાં હશે. ( છા )

**નાગરિકા**—બેની આવો સ્વામી મળે તો કેવું સારૂં !

**સત્યભામા**—પણ સવળે હાથે ગોર પૂજી હોય ત્યારેકની ! ધાવતાં બાળ વછોડાવ્યાં હશે, વે'તી નીકે પગ દીધા હશે, હજારનાં ઘર ભંગાવ્યાં હશે, ! એવાં એવાં કર્મ કરનારને તે આવા સ્વામી કયાંથી મળે ! ! ( જા )

**નાગરિકા**—નારે બા ! એમાંનું તો તેં કશુંએ નથી કર્યું ! !

**સત્યભામા**—આ ભવમાં નહિ તો પેલે ભવે કર્યાં હશે ! સખિ ! જો તો ખરી એ મારા સામું એકી ટસે કેવું જોઇ રહ્યાછે. જે ભાગ્યવતીને એ ભરે ભાણે ભોજન કરવાનું હશે તેની જો મને દૈવે દાસી કરી હોત તોય હું તો મને ભાગ્યશાલી માનત ! આહા ! શું સ્વરૂપ છે ! ! વિશાળ હૃદય, પાતળી કટિ, સાંઢની ખાંધ જેવા ખભા, તીની ને તરેરી આંખો,

---

( ચા ) કૃષ્ણ તથા શ્રીદામા વિષે સત્યભામાનાં જાણવામાં ખરો ભેદ આવ્યો નથી એમ બતાવનારૂં આ વાક્ય છે માટે **સંશય** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

( છા ) કૃષ્ણની સુંદરતા જોઇને થયેલી સત્યભામાની આકાંક્ષા વર્ણી છે માટે સ્પૃહા નામે નાટ્યાલંકાર.

( જા ) પોતાને વિષે દોષનું આરોપણ કરીને નિંદા કરી છે માટે પરીવાદ નામે નાટ્યાલંકાર.

પોપટના નાક જેવું નાક, હસમુખું મોઢું, હાથીની શુંડ જેવા હાથ, કેળો જેવા પગ, વાંકડી અંબોડી અને મારા હૈડાંને ચીરી નાખે એવાં ઉડતાં કાનછેરિયાં ! સખી હું તો એ અલબેલાનું સ્વરૂપ જોતી અહીંજ બેસી રહીશ; જા તારે ઘેર જવું હોય તો. ( ज्ञा )

**નાગરિકા**—સખી ! એમ તે થાય ? ગાય અને દીકરીએ તો જયાં દોરે ત્યાંજ જવું પડે !

**સત્યભામા**—( સરોષ ) જા જા, ડાહી ડાહી વાતો કરી સમજાવે-છે કોને ? જોને આપણા નગરના કૃષ્ણને રૂક્મિણી કેવી રીતે પરણી છે ? એના ભાઇએ તો શિશુપાળ શોધ્યો'તો. તેમ વળી સુભદ્રા જોને જોગીને વેશે આવેલા અર્જુનને લઇને નીકળી ગઇકની ! એના કરતાં તો મારાં માબાપ કંઇ મોટાં નથી ! ! ( ञा )

**નાગરિકા**—સખિ ! પણ આપણાથી એવું થાય ? આપણે તે કોણ માબાપનાં છોરૂં કહેવાઇએ ! કોઇ કાળું ગોરૂં કહે તો વખ ખાઇ મરવું પડે.

**સત્યભામા**—ત્યારે શું મેં બે જણાવ્યાં તે મારાં માબાપ કરતાં હલકાં માબાપનાં છોરૂં હતાં કે ?

**નાગરિકા**—પણ સખિ ! તેલ જો તેલની ધાર જો; એ શી જાત છે નાત છે તેનો તો વિચાર કરય.

**સત્યભામા**—હલા ! હા, એ વાત તો ખરી ! પણ તે આપણાથી કેમ તજવીજ કરાય ? નાગરિકા આ સ્વરૂપસુંદરને જાણે મેં પહેલાં કંઇ જોયા હોય એવું મને લાગેછે. પણ ના ના; તે આવે વેશે કયાંથી હોય ? હશે તે હોય કે એ હોય તે માટે મારે શું ? પણ આવા ધણીની જે ધણીઆણી હશે તેના તે પુણ્યનો પાર શો !

---

( ज्ञा ) કૃષ્ણના રૂપનું વર્ણન છે માટે **ગુણકીર્તન** નામે નાટયલક્ષણ વર્ણાયું છે. આકાંક્ષા બતાવી છે માટે **સ્પૃહા** નામે નાટયાલંકાર વર્ણાયો છે.

( ञा ) રૂક્મિણી વગેરેનાં દૃષ્ટાંતથી પોતાનો પ્રિય અર્થ સાધવા ધાર્યો છે માટે **ઉદાહરણ** નામે નાટયલક્ષણ.

**નાગરિકા**—( આંગળીવડે બતાવી ) સખી જો પેલા એમાંથી એક જણ આપણા ભણી ઉતાવળો ઉતાવળો ચાલ્યો આવે છે.

**સત્યભામા**—હલા! ત્યારે ચાલ્ય આપણે જતાં રહિયે! અરેરે દૈવે આઘાં ઊભાં રહી જોવાનું સુખ પણ લઇ લીધું. ( એટલું બોલી નિઃશ્વાસ નાખે છે ). ( ૮ા )

**નાગરિકા**—નાશીજઇએ તો ચોરમાં ખપીએ. માટે લાવ્યને એનેજ આપણે ગુન્હાયો કરીએ ?

**સત્યભામા**—સખિ ! શી રીતે ?

**નાગરિકા**—તું તારે જોયા કરજે; હું એની સાથે બોલી એક ઘડીમાં કેવો બાંધી લેઉં છું ? એના તે ભાર શા છે ! ( એવે શ્રીદામો પાસે આવી મોટેથી બોલે છે ).

**શ્રીદામો**—તમે બે જણિયો કોણ છો. કૃષ્ણમહારાજની સુવર્ણસરોજિકા કે જેમાં દેવી રૂકિમણી કે મહારાજ પોતેજ આવી શકે તેમાં તમે કેમ પેઠિયો છો ?

**નાગરિકા**—( સસ્મિત ) અલ્યા ! તું કોણ છે ? ( ૮ા )

**શ્રીદામો**—હું અહીંનો રખવાળ છું.

**નાગરિકા**—વાહ રે રખવાળ તો સારો દેખું ! (

**શ્રીદામો**—પણ તેને પાણી મળ્યું છેકની ! હવે એવી વાતો શાકાજે કરે છે ? હોય બીજાં કામકાજની ગડબડમાં હઇએ ત્યારે વારે લાગે ! અમારે તે કંઇ એક લફરૂં છે ? એટલુંય એને પાણી મળ્યું તે મોટી વાત કહેને ! નીકર એના સુધી તે આ પાણી ક્યાંથી ! !

**સત્યભામા**—( ગોપ ન સાંભળે તેમ )બીજી માથાકૂટ જવા દઇ પેલા પણે ઊભા છે તે કોણ છે તે પૂછી લેને.

**નાગરિકા**—પેલો અમારા સામું ટગરટગર જોઇ રહ્યો છે તે કોણ છે ?

**સત્યભામા**—અલી નાગરિકા ! જેવાં બોલિયે તેવાં દીશિયે. (ઢા)

**શ્રીદામો**—એ તો વનમાલી છે. અમારા બધાનો, ના ના અમારા બધાના ઉપરી એ તો. એમણેજ ના ના એણે મને પૂછવા મોકલ્યો છે કે એ બે કોણ ફૂલાં વીણેછે ? 'બોલિયે એવા દિશિયે', 'બોલિયે એવા દિશિયે' ( એમ ગોખે છે ). ( ણા )

**નાગરિકા**—( સત્યભામા ન સાંભળે તેમ ) કેમ દૂધમાં સાકર ભેળવું ?

**શ્રીદામો**—( સત્યભામા ન સાંભળે તેમ ) ઉકળ્યા પછે જો સાકર ભેળવીએ તો ઉભરોય આવ્યે કમજરે જવાપામે નહિ !

---

( ઢા ) આ વાક્યથી સત્યભામાનો કૃષ્ણ ઉપર સ્નેહ અને માનદૃષ્ટિ છે એવો **ધ્વનિ** માલમ પડે છે.

( ણા ) શ્રીદામો અધમપાત્ર હોવાથી ભૂલથી 'બધાનો' કહીને વળી 'બધાના' કહેછે અને ભૂલ સુધારેછે; તથા 'એમણે' કહીને 'એણે' કહેછે અને ભૂલ કરેછે. એમ કરીને કવિએ બતાવી આપ્યું છે કે સત્યભામાના અંતરમાં જે અનુરાગબીજ છે તે તેના સમજવામાં આવ્યું છે. અને તેથી–બીજ નિશ્ચયપૂર્વક જણાવાથી **પરિન્યાસ** નામે અંગ વર્ણાયુંછે.

**નાગરિકા**—(મોટેથી) જા તારા માળીને જઇને કહે કે તું અમને કોણ પૂછનાર? અમે જે છિયે તે છિયે. અમને જે નુકસાન કૃષ્ણે કર્યું છે તેના બદલામાં અમને રોજ અહીં આવવા તેણે છૂટી આપીછે. અમે તારા કૃષ્ણને નીચું જોવડાવનારાં છિયે; જા જઇને કહેવું હોય તે કહે.

**શ્રીદામો**—( ધાંટા કાઢતો ને બરબડતો ) હારૂ ઠીક સે ! ઝો-ઇ લ્યો તમારી વેતરણ. ( એમ કહી પાછો વળેછે).

**સત્યભામા**—સખિ ! તેં એની સાથે કંઇક છાની વાત કરી તે શી?

**નાગરિકા**—એ તો મેં એને કહ્યું કે આ તો કૃષ્ણે જેનો મણિ ચોરી લીધો હતો અને તે ના પચ્યો ત્યારે પાછો આપ્યો તે સત્રાજિતસુતા છે માટે જો કંઇ અમને કહીશ તો કૃષ્ણ તનેજ કાઢી મૂકશે !

**સત્યભામા**—અલિ! એ જઇને કૃષ્ણને કહેશે તો?

**નાગરિકા**—આપણે ક્યાં અહીં બેશી રહેવું છે? અને એને પિતા સત્રાજિતના જેવું અટપટું નામ પણ ક્યાં આવડવાનું છે?

**સત્યભામા**—એવાં બાનાં કંઇ હું માનનારી નાય! ખબડ-દાર મારી સાથે આવી આવાં કંઇ વેર વસાવતી ના! ( તા )

**નાગરિકા**—હલા ! જો જો પેલા તારા ભણી જોઇ કંઇક કરેછે.

**સત્યભામા**—( કંઇ શાંત થઇ જોઇ ) હલા ! એના કટાક્ષ તો મારૂં કાળજું કોરી નાખેછે! પણ શું સખી એ આ વનના માળી હશે? ( થા )

---

( તા ) સત્યભામા ચતુર હતી, એવો ધ્વનિ છે. ( થા ) જો માળી હોય તો મારો મનોરથ મનમાં રહી જાયછે! પણ એના રૂપ લાવણ્ય ઉપર-થી એ માળી લાગતો નથી; અને એ માળી નહોતાં ક્ષત્રિય નીકળે તો ઘણું સારૂં, એવી સત્યભામાની વાંચ્છના ધ્વનિત કરીછે.

**નાગરિકા**—ના ના એમ તે હોય! એ તો મુઓ ગાંડિયા જેવો છે. એના બોલ્યા પર તે શો ભરૂંસો રખાય? ચાલ્ય આપણે તહીં જઇ પૂછીશું?

**સત્યભામા**—વાહ રે અલી વાહ! આપણાથી તહીં જવાય કે? પરમેશ્વર કરે અને અહીં રહ્યે રહ્યે એમનું રૂપ જોવાશે તો ઘણુંય છે. પણ મને એમના જોયા કર્યાપરથી લાગેછે તો, કે એ થોડી વારમાં અહીં આવશે ખરા. એટલે તું એમને બધી વાત પૂછી લેજે. હું ધીમે ધીમે ચાલવા માંડીશ. પછે શું કરવું તે આપડે વિચાર કરીશું. વનમાળી હોય કે ગમે તે હોય પણ એમને તો મેં મારા હૈડાના હાર કર્યાજ! આહા આવાને મૂકી બીજાને વરે એવી કોણ હોય! બેન! પણ એમ હોય તો ખોટું તો ખરૂંસ્તો! વારૂ જો પેલો ત્યાં જઇ પહોત્યો; હવે શું થાયછે તે જોતાં ઊભાં રહિયે. (દા)

**કૃષ્ણદેવ**—(નિરાશ થઇ) શ્રીદામા પાછોજ આવ્યો કે?

**શ્રીદામો**—વયસ્ય! ત્રિપક્ષી વિદ્યા એટલી મુદતમાં મોટા પંડિત ન સંભારે તો તે પણ ભૂલી જાય તો અમે તે શા લેખામાં! (ધા)

**કૃષ્ણદેવ**—સાંભળ્ય જે આઠ આપકળા રૂપ વિદ્યાઓ છે તે આવડ્યા પછે ભૂલાતીજ નથી.

**શ્લોક.**

રાગ પાઘ ને પારખું, નાડી ને વળી ન્યાય;
તરવુ તંતરવું તસ્કરવું, આઠે આપ કળાય. ૧૪

---

(દા) કાર્ય કરવાનો નિશ્ચય વર્ણાયો છે માટે **અધ્યવસાય** નામે નાટ્યાલંકાર વર્ણાયો છે.

(ધા) ત્રિપક્ષી વિદ્યા—ત્રણ પખવાડીઆં સુધી વગર સંભાર્યે ભણેલી વિદ્યા ટકે; તે ઉપરાંત ભૂલી જવાય. અર્થાત્ મેં ઘણા દિવસથી વ્રજમાંની દૂતવિદ્યા સંભારી નથી માટે તે હું ભૂલી ગયો. અહીં અર્થાંતરની ઉક્તિથી બીજો અર્થ સમજાય છે માટે **અર્થાપત્તિ** નામે નાટ્યાલંકાર. ૧૪ શ્લોક—દોહરો.

**શ્રીદામો**—મહારાજ ! એ તો તમારા જેવા ચતુર નર માટે છે. અમારા જેવાને એમાંનું શું લાગુ પડે ?

**કૃષ્ણદેવ**—સખા ! હું તારો દોષ કાઢતો નથી; એ તો એમજ હોય !

શ્લોક.

આપ વિના બળ નહિ રે, મેઘ વિના જળ નહીંજ શ્રીદામા !
દોષ નથી કંઇ તારો, જો તેડું હું કને હવે શ્યામા. ૧૫

**શ્રીદામો**—મહારાજ ! ક્યાં ખદ્યોત અને ક્યાં ઉદ્યોતવાળો પ્રભાકર ? તમે તે તમે અને અમે તે અમેજ ! (ના)

**કૃષ્ણદેવ**—વયસ્ય ! હવે અન્ય કથા જવા દઇ હું જેમ કરૂં તેમ તું યથાર્થપણે કરજે.

**શ્રીદામો**—ક્હાનજી ! આપણે તેમ કરવામાં તો પાછા પડિયે તેવા નથી. ( પછે કૃષ્ણ કેડ ઇત્યાદિ બાંધેછે તેવા સર્વ અભિનય શ્રીદામો પણ કરેછે ). ( પા )

---

૧૫ કેમ હોય તે શ્લોકથી કહી બતાવે છેઃ શ્લોક—ગીતિ. શ્યામા—શ્યામાને. **લોકોક્તિ** અલંકાર.

( ના ) ખદ્યોત—આગિયો કીડો. ઉદ્યોત—પ્રકાશ. પ્રભાકર—સૂર્ય.

( પા ) અભિનય—ચાળા કે ચેષ્ટા. નાટકમાં નટલોકો રામાદિકની અવસ્થાનું અનુકરણ કરેછે તેને અભિનય કહે છે. અભિનય વિષે સાહિત્યદર્પણમાં લખેછે કે—

"भवेदभिनयोवस्थानुकारःस चतुर्विधः ।
आंगिको वाचिकश्चैव आहार्य्यः सात्विकस्तथा ॥"

" રામાદિની કાળકૃત કે દેશકૃત અવસ્થાનું અનુકરણ તે અભિનય કહેવાય છે. એ અભિનય ચાર પ્રકારનો છે; આંગિક, વાચિક, આહાર્ય અને સાત્વિક. શરીરને હલાવવા ચલાવવા રૂપ અભિનયને આંગિક અભિનય કહેછે;

**કૃષ્ણદેવ—**( ઉતાવળે દોડી અને મોટેથી બૂમ પાડી ) શ્રીદામા! શ્રીદામા ! જો જો ! આશ્ચર્ય ! આશ્ચર્ય ! આહાહા ! ! શું બલિવર્દનું હરિણ સ્તનપાન કરી રહ્યુંછે !! ( फा )

**શ્રીદામો—**( કૃષ્ણના જેવો અભિનય કરી ) અચ્ચરિયં અચ્ચરિયં, અપુવ્વં અપુવ્વં, કઅં કઅં. ( એમ બોલી અટ્ટહાસ્ય કરેછે). ( वा )

**સત્યભામા—** ( સઆશ્ચર્ય ) હલા નાગરિકા ! જો પણે બળદને હરણ ધાવેછે તે પેલા બે દોડતા જોવા ગયા માટે ચાલ્ય આપણે પણ જઈએ. ( એમ કહી બંને દોડી જાયછે ).

**નાગરિકા—**( મોટે શ્વાસ ન માતો હોય એવે વેશે ) સખી અહીં તો કંઇ નથી. ( કૃષ્ણ સામું જોઈ ) અરે વનમાળી બળદને હરણ કહીં ધાવેછે તે અમને તો બતાવો !

**કૃષ્ણદેવ—**આ ધાવે ! અમે જોઇએ છિયે ને તમે કેમ નથી જોતાં ? ( શ્રીદામાને તાળી આપી ) કેમ સખા ! તું જુએ છેને ! !

**શ્રીદામો—**( અટ્ટહાસ્ય કરી ) હા હા, મારી હાહુનું હું ધાવી રહ્યુંછ ! !

**સત્યભામા—**( મર્મ સમજ્યા જેવે વેશે ) હલા નાગરિકા ! આ

---

તેના જેવું બોલી બતાવવું તે વાચિક અભિનય કહેવાય છે; વસ્ત્ર, અલંકાર શસ્ત્ર, તિલક, વગેરેથી અનુકરણ કરવું તે આહાર્યાભિનય કહેવાયછે અને રુવાં ઊભાં કરવાં, આંખ મીંચવી, વગેરે સાત્વિક ભાવની ચેષ્ટાઓ કરી બતાવવી તે સાત્વિક અભિનય કહેવાય છે. અહીં શ્રીદામાનો આંગિક અભિનય છે.

( फा ) બલિવર્દ—બળદ. સ્તનપાન કરવું—ધાવવું. અર્થાત્ બળદને હરણ કેવું ધાવે છે ! ! ચંદ્રમાં મૃગલાંછન જોઇને આ યુક્તિ કરી છે એમ આગળ ખુલાસો કરવામાં આવશે. અહીં અદ્ભુત રસનો આવેશ વર્ણાયો છે માટે **પરિભાવના** નામે મુખસંધિના અંગનું વર્ણન છે.

( वा ) અચ્ચરિયં—આશ્ચર્યમ્ (આશ્ચર્ય ). અપુવ્વં—અપૂર્વમ્ ( અપૂર્વ ) કઅં—કથમ્ ( કેવી રીતે ) ?

તો બંનેય ઠગપાટણના રે'વાશી દેખું ! ( સખેદ ) અરેરે ! વિધાતાય વાડચમાં વરસ્યો લાગેછે ! ( મા )

**કૃષ્ણદેવ**—( સહર્ષ ) અહો તન્વંગિ ! અમે શી ઠગાઈ કરી કે અમારા પર આવડો મોટો આક્ષેપ કરોછો ? ( મા )

**સત્યભામા**—( નીચું જોઈ ) આ તમારો સોબતી કહેછે કે એ તો વનમાળી છે. જો એ કહેછે એમ હોય તો વનમાળી અમને શા કાજે ઠગે ?

**કૃષ્ણદેવ**—મદિરાક્ષિ ! મારાં અનેક નામમાંનું એ પણ એક નામ છે. અને જો એ નામ મારા વયસ્યે કહ્યું તો તો તેને છાજતુંજ કાર્ય કર્યું છે. ( યા )

**સત્યભામા**—( સસ્મિત ) વારૂ એ તો ઠીક ગોઠવી કાઢ્યું, પણ બળદને હરણ ધાવે છે એનું કંઇ ગોઠવો એમ છે કે ?

**કૃષ્ણદેવ**—અહો વરાનને ! અમે ઠગપાટણના નથી એટલે અસત્ય બોલનારે નથી.

**સત્યભામા**—ત્યારે બળદને હરણ ધાવતું દેખાડો જોઇએ !

---

( મા ) અરેરે ઈ૦—( કૃષ્ણને માળી ધારીને સત્યભામાનું આ વાક્ય છે ). અર્થાત્ એણે અઘટિત જગોએ રૂપસૌંદર્ય વગેરે આપ્યું છે એ ખેદકારક છે ! આવો રૂપાળો કોઇ રાજકુમાર હોત તો કેવું સારૂં થાત ! એ આશય છે. ( મા ) તન્વંગી—નાજુક સુંદરી. ( સંબોધન ). આક્ષેપ—દોષારોપ—નિંદા.

( યા ) અને ઈ૦—જો એ નામ મારા વયસ્યે ( મિત્રે ) કહ્યું છે તો તો તેને ( એ નામને ) છાજતુંજ કાર્ય કર્યું છે ( વૃંદાવનમાં ). અર્થાત્ વૃંદાવનમાં વનમાળા ધારણ કરીને ગોપીઓ સાથે સ્નેહ કરતો હતો તે વાત મારો વયસ્ય જાણે માટે તેણે તો અન્વર્થ નામ કહ્યું છે. અથવા મારા વનમાળી નામને યોગ્ય કાર્ય મેં અહીં કર્યું છે !

**કૃષ્ણદેવ**—( આકાશ ભણી આંગળી કરી ) અહો ધનુર્ભૃકુટે ! પશ્ય પશ્ય. ( रा )

**શ્લોક.**

ધવલ નવલ નાનો, પ્રેમીનો પ્રેમદાતા,
અમલ કમલ જેવો, વિશ્વને દેય શાતા;
બલદ જગત રાખે, ઔષધિ ચંદ્રમાતા,
જલદ ભગત ટીલે, હર્ણ ધાવે સુગાતા ! ૧૬

**સત્યભામા**—( સસ્મિત ) સખિ નાગરિકે ! સમજીકની ? ચંદ્રમા એ બળદ અને તેમાં જે લાંછન છે તે હરણ. ગોઠવ્યું તો ઠીક

---

( रा ) ધનુર્ભૃકુટે !—ધનુષ્ય સમાન ભ્રુકુટીવાળી ! પશ્યપશ્ય—જો, જો. ૧૬ શ્લોક—માલિની વૃત્ત. ( આ કવિતાના પૂર્વાર્ધનાં વિશેષણ બળદ તથા ચંદ્રને સરખી રીતે લાગુ પડેછે ). ધવલ છ૦—ધવલ( ધોળો ), નવલ ( નવો ), નાનો, પ્રેમીને પ્રેમ આપનાર ( ચંદ્ર પ્રેમી સ્ત્રીપુરૂષોને આહ્લાદ આપેછે અને બળદ પ્રેમીજનોનો સંયોગ કરાવી તેમને પ્રેમ આપેછે ) અમળ ( નિર્મળ ) કમળ જેવા વર્ણનો તથા જે વિશ્વને શાતા આપે છે ( ચંદ્ર પોતાનાં શીતળ કિરણથી અને બળદ પોતાના બળથી પૃથ્વી ખેડીને ), એ બળદ જગતને રાખે ( રક્ષે ) છે અને ચંદ્રમાતા ઔષધિને રાખેછે. ( ઔષધિઓ ચંદ્રના અમૃતથી વૃદ્ધિ પામેછે એમ કાવ્યોમાં લખેલું હોયછે. ) ચંદ્ર અને બળદ એમ અનેક રીતે સમાન હોવાથી ચંદ્ર અને બળદ એકજ છે. તેથી ચંદ્રરૂપી બળદને જલદ( મેઘ )ના જેવા શ્યામ ભગતના ટીલારૂપે ( મધ્યમપદલોપી ) હરણ ધાવેછે. સુગાતા—હે સારાં ગાત—ગાત્ર ( અંગ )વાળી ! ( સત્યભામાનું સંબોધન ).

આ શ્લોકમાં ચંદ્ર અને બળદને એક રૂપે વર્ણ્યો છે માટે **રૂપકાલંકાર.** ભગતનું ટીલું હરણ રૂપે પરિણામ પામીને ધાવેછે, એમ વર્ણ્યુંછે માટે **પરિણામાલંકાર.** ધવલ, નવલ, વગેરે શબ્દોમાં અક્ષરોની સમાનતા છે માટે **સમતા** નામે ગુણ. ગુણ અલંકારનો યોગ છે માટે ભૂષણ નામે નાટ્યલક્ષણ. ચંદ્ર અને બળદના સરખાપણા ઉપરથી અદ્ભુત અર્થની કલ્પના કરીછે, માટે **અભિપ્રાય** નામે નાટ્યલક્ષણ.

**રૂક્મિણી**—ત્યારે તો કહે તેં શું કર્યું છે?

**કનકમાલિકા**—( કાનમાં ) એનો બાપ કરશે એમ અને આપણે કરીશું આમ. હમણાં તો જેમ એ ચારેયમાંથી કોઇએ ન જાણે તેમ એમની વાતોચિતો ચાલેછે તે સાંભળી લઇએ. ( ત્રા )

**રૂક્મિણી**—સખિ! જુગતી તો ઠીક લડાવી છે!! વારૂ ત્યારે ચાલ્ય પેલા ઝાડઓથે રહી સાંભળીએ. ( તેમ કરેછે. )

**નાગરિકા**—તમે બંને શી ન્યાત છો?

**કૃષ્ણદેવ**—જ્ઞાતિ આદિક તો વિવાહકાર્યમાં પૂછાયછે.

**નાગરિકા**—સ્નેહમાં ન પૂછાય કે?

**કૃષ્ણદેવ**—પણ તે જો કરવો હોય તોકની? ( ज्ञा )

**રૂક્મિણી**—( સખેદ ) સખિ! દેવ શું બોલેછે!! વારૂ સાંભળવાનો સમય તો ઠીક મળ્યોછે!

**નાગરિકા**—જાણ્યા વગર કેમ કરાય?

**કૃષ્ણદેવ**—સ્નેહને માટે એમ છેજ નહિ; એ એકવારના નેત્રમેળાપેજ થાયછે.

**સત્યભામા**—નાગરિકા! આ સિધી વાત પૂછ્યામાં આટલું બધું કરેછે તો પછે બીજામાં તો ( એટલું બોલી શરમાઈ જાયછે ).

**કૃષ્ણદેવ**—( સત્યભામાનું અધૂરૂં પૂરૂં કરેછે ). 'શું ય કરશે'! હે રંભોરૂ! એટલું પણ કહી નાખોને. પણ એમ નથી હો—( એવામાં કાળી ચાદર ઓઢી સત્રાજીત એકાએક સત્યભામાને ઉંચકી ચાલતો થાયછે ). ( पा )

---

( ત્રા ) એનો બા૰—એનો બાપ કાળો કામળો ઓઢીને આવશે અને સત્યભામાને ઉપાડીને લેઇ જશે તથા આપણે કૃષ્ણને અટકાવી રાખીશું અને સત્રાજિતને નાશી જવાનો અવકાશ આપીશું.

( ज्ञा ) અર્થાત્ તમારે સ્નેહ ક્યારે કરવો છે કે તમે જાતિ પૂછો છો?

( पा ) રંભોરૂ— કેળના સમાન જાંધવાળી! અહીં સત્રાજિતને લા-

દેખું ! હલા ( બંને ન સાંભળે તેમ ) તું એમની જાતભાત પૂછી લે જોઇએ ? ( લા )

( પાછળથી કોઇ ન દેખે તેમ કનકમાલિકા તથા રૂક્મિણી પ્રવેશ કરે છે ).

**કનકમાલિકા**—( હાથના ઇશારા કરતી અને કોઇ ન સાંભળે તેમ ગળામાં બોલતી ) દેવી અહીં આવો, અહીં આવો; જુઓ, જુઓ, દેવ પણ અહીંજ છે !

**રૂક્મિણી**—( સઆશ્ચર્ય ) હેં ! હેં ! શું કે'છ ? શું કે'છ? (જોઇને) અરે રે ! આ તો ચારે જણ અહીં છે ! શો ગજબ ! અરે દૈવ ! ગોપબંધુને તે શેનો ઘડ્યો છે ! ! ( ધીમેથી ) કનકમાલિકા હવે કેમ કરશું ?

**કનકમાલિકા**—( આશ્વાસન કરી ) દેવિ ! ગભરાશો નહિ; દેવને મળ્યો છે ગોપ તો તમારી સખી કનકમાલિકા પણ કંઇ કાચી નથી. સાંભળો, જ્યારે દેવ અહીં આવ્યાની મને ખબર થઈ અને હું તમને તેડવા આવી ત્યારેજ મેં સત્યભામાના બાપની કને પદ્મપ્રભાને મોકલી છે.

**રૂક્મિણી**—( નિઃશ્વાસ નાખી ) એ તે ત્યાં જઇ શું કરવાની છે? સખિ ! બળિયાના બધેય બે ભાગ હોય છે. જો સત્રાજિત્ અહીં આવશે તો તેની સાથે યુદ્ધ કરવાને પણ આ મૂર્ત્તિ ક્યારે પાછીપાની કરે તેવી છે !

**કનકમાલિકા**—દેવિ ! હવે એમ ગભરાટ કર્યાથી શું વળે એવું છે ! હું દેવના બળથી અને ગોપબંધુના છળથી થોડી ઘણી જાણીતી છું.

---

( લા ) સત્યભામા જાતભાત પૂછવાનું કહે છે તે ઉપરથી સત્યભામાની સ્પૃહાનો ધ્વનિ અને તેના અનુરાગબીજનો ઉદ્ભેદ વર્ણ્યો છે.

**કૃષ્ણદેવ**—( સઆશ્ચર્ય ) શું દેવિ ! ( સાવધપણે ) ત્યારે હું ઊભો છતાં મારે મનુષ્યહરણ થવાદેવું એમ ? ( રૂક્મિણી આદિકને જોઈ શ્રીદામો તથા નાગરિકા જતાં રહેછે ).

**રૂક્મિણી**—દેવ રસ્તામાંથી મળી આવેલી થેલી તેનો ખરો માલીક લઇ જાય તેમાં તે કયું શૂરત્વ દેખાડવાનું હતું !

**કૃષ્ણદેવ**—( સખેદ ) પણ પ્રિયા થેલી હોય તોકની ! અને કદાપિ જડી હોય તથાપિ તેના સત્ય સ્વામીની શોધ વગર તે કેમ આપી દેવાય ?

**રૂક્મિણી**—( સરોષ ) દેવ ! હવે આ સ્થિતિને છ.જે એવાં એ કૃત્ય નથી. ( આમ તેમ જોઇ ) શું શ્રીદામો અને પેલી જતાં રહ્યાં કે ? સર્વ સારાનાં સંગી છે !!

**કૃષ્ણદેવ**—( નિઃશ્વાસ નાખી ) દેવિ ! તમારી ઇચ્છા એવી છે કે મારે દૃષ્ટિગોચર થયેલા મનુષ્યહરણને માટે કંઇ પણ ન કરવું ? તો ભલે ! પણ આ ઠીક થતું નથી !!

**રૂક્મિણી**—( મહાક્રોધાવેશમાં ઝાલેલો હાથ મૂકી દઇ ) ત્યારે મહારાજ ! સૂઝતું કરતા આવ્યા છો તે કરારે કરો. અમારે અને તમારે છે શું ? ( એમ કહી જવા માંડે છે ). ( ખિ )

**કૃષ્ણદેવ**—( તેને રોકી ) પ્રિયા ! અઘટિત છતાં પણ મનનું માન્યું કર્યું તો પછે આમ કરવાનું શું પ્રયોજન છે ? ( ગિ )

**રૂક્મિણી**—( તિરસ્કારપૂર્વક તરછોડી ) આર્યપુત્ર ! મનનું માન્યું કરાય તેનું કરશો એટલે તે રાજી થશે અને અટકાવી અટકશે. ( એમ કહી ઉતાવળે ત્રણે જણ ચાલ્યાં જાયછે ). ( ઘિ )

---

( ખિ ) રૂકિમણી પ્રત્યક્ષ નિષ્ઠુર વચન બોલે છે માટે વજ્ર નામે પ્રતિમુખસંધિનું અંગ વર્ણાયું છે.

( ગિ ) અઘટિત—મનુષ્યહરણ નં અટકાવવું તે. ( ઘિ ) અહીં પણ રૂકિમણીએ નિષ્ઠુર વચન મોઢા ઉપર કહ્યું માટે વજ્ર અંગ છે.

**નાગરિકા**—( મોટેથી બૂમ પાડી ગભરાયેલે વેશે ) વનમાળી! વનમાળી!! ગોપાળ! ગોપાળ!! પકડો! પકડો!! આ મારી સખીને લઈ જાયછે! લઇ જાયછે!!

**શ્રીદ્દામો**—( અવળીપા દોડી ) મારો મારો! ( સા )

**કૃષ્ણદેવ**—( સરોષ ) કોણ મૂઢ, હું યદુનંદન ઊભો છતાં કન્યાનું હરણ કરેછે? શું તે એમ જાણે છે કે મારી પાસે શસ્ત્ર નથી! તો ભલે આ મારા ભુજનો પ્રતાપ તેણે જોઈ લેવો. મેં કે જેણે વગર શસ્ત્રાસ્ત્રે કેશીકંસાદિને પછાડયા છે અને મલ્લને માર્યા છે તે ઊભો છતાં કાળનું પણ શું પ્રાબલ્ય છે કે મારી વાંચ્છેલી વસ્તુનું હરણ કરી શકે! ( ઇત્યાદિ બોલી પકડવા દોડેછે એવે ત્યાં રૂક્મિણી, કનકમાલિકા અને પદ્મપ્રભા પ્રવેશ કરેછે ). ( હા )

**રૂક્મિણી**— ( કૃષ્ણદેવને ઝાલી રાખી ) હાં હાં મહારાજ! સોળસહસ્ર રાજ્યકન્યાઓ માટે કંઇ નથી કરતા તો પછે આ એક માટે આટલું બધું શાકાજે કરવું પડે છે! નૃપાળનો ધર્મ એવો ક્યાં છે કે પુરજનની કન્યાને તેનાં વડીલોની આજ્ઞા વગર એકાંતસ્થળમાં બોલાવવી? શું કીડીપર કટક ચઢાવવું છે? મહારાજ ભૌમાસુર તો મહાબળવાન્ છે; જવા દો! જવા દો! હવે એટલું બહુ થયું!! ( ક્રિ )

---

વીને કૃષ્ણના હિતમાં રૂક્મિણીએ વિઘ્ન નાખ્યું છે માટે પ્રતિમુખસંધિનું **નિરોધ** નામે અંગ વર્ણાયું છે. ( સા ) અવળીપા—અવળી તરફ.

( હા ) કૃષ્ણદેવનો તિરસ્કારયુક્ત વચન બોલાવનાર આવેશ વર્ણાયોછે માટે **ક્ષોભ** નામે નાટયાલંકાર વર્ણાયો છે. કૃષ્ણનાં ગર્વયુક્ત વચન છે માટે ગર્વ નામે નાટયાલંકાર પણ વર્ણાયોછે. થોડો પણ પરાભવ કૃષ્ણ સહન કરી શકતા નથી એમ વર્ણાયું છે તે **અક્ષમા** નામે નાટયાલંકાર છે.

( ક્રિ ) સોળસહસ્ર—નરકાસુરને ત્યાં કેદમાં પડેલી. આહીં રૂક્મિણીનાં વાક્યો હેતુપુરઃસર છે માટે **ઉપપત્તિ** નામે નાટયાલંકાર વર્ણાયો છે.

## અંક ૩ જો.

( સત્રાજિત તથા તેની સ્ત્રી ચારૂમતી પ્રવેશ કરેછે ).

**સત્રાજિત્**—પ્રિયા ! હવે લગ્ન આડા માત્ર બેજ દિવસ રહ્યા. મારે આજ કૃતવર્માના પિતા પાસે જઇ તેમને કહેવું છે કે લોક તો ગમે તેમ કહેશે પણ તમારે નક્કી સમજવું કે હું ફરૂં તેવો માણસ નથી. (अ)

**ચારૂમતી**—પ્રાણનાથ ! મારે તમને કંઇ કહેવું એ ઠીક નહિ તોય બળ્યું કહ્યા વગર ચાલતું નથી. જે કહેવાનું છે તે એજ છે કે તમારૂં મન ચગડોળ જેવું ફરતું તો નહિ હોય ? ઘડીમાં તમે અક્રૂરને કન્યા દેવાનો વિચાર કરોછો અને ઘડીમાં શતધન્વા સાથે વિવાહની વાત કાઢોછો; અને આજતો કૃતવર્મા સાથેનો નક્કી ઠરઠરાવ કરવા જવાના છો એમ કહોછો, તો એક મારૂં ગરીબડીનું કહેવું માનશો વારૂ ?

**સત્રાજિત્**—શું અમારૂં મન ચગડોળ જેવું ફરતું અને તમારૂં મન પાષાણ જેવું સ્થિર ! વારૂ ઠીક છે; જે બોલવું હોય તે બોલી નાખો !

**ચારૂમતી**—પ્રાણનાથ ! ગમે તો મને ગાંડી ગણો કે ઘેલી ગણો, પણ હું તો મારા મનની વાત તમારા આગળ કહી નાખુંછું; પછે તમારે પરવડે તેમ કરજો.

**સત્રાજિત્**—હવે કહેતી હું તો કહી નાખ્યને ? (आ)

**ચારૂમતી**—પ્રાણપ્રિય ! જ્યારે તમને વાત સાંભળવામાંય આટલો બધો ભાર પડેછે ત્યારે કહેવામાં શો સાર નીકળવાનો છે ? તોયપણ જ્યારે તમે સાંભળવાને ઇચ્છોછો ત્યારે કહીજ નાખુંછું. પ્રિયપતિ !

29685

---

(अ) આ અંકમાં કૃષ્ણને સત્યભામાનો લાભ થવાની આશા અને વિઘ્ન એમ વારંવાર વર્ણાશે તથા તે લાભની આશા ચોકસ નહિ વર્ણાય, માટે **ગર્ભસંધિ** તેનાં અંગ સહિત વર્ણાશે. સત્રાજિત્ અને ચારૂમતી સંબંધી કથાભાગ તે પતાકારૂપ પ્રાસંગિક વસ્તુ છે. તથા સત્યભામાના લાભની આશા એ **પ્રાપ્ત્યાશા** નામે અર્થપ્રકૃતિ છે. એવી રીતે પતાકા અને પ્રાપ્ત્યાશા મળીને અહીં **ગર્ભસંધિ** થયો છે. (आ) હું—હોઉં—હોય.

**કૃષ્ણદેવ**—( સખેદ ) અરે પ્રાપ્ત થયેલી અલભ્ય વસ્તુ ગઇ અને દેવી પણ રીસાઇ! દૈવની અકળ કળા છે.

## શ્લોક.

સાપના પાદ તે સાપ જાણે સદા,
આપની આપદા આપ માણે તદા;
શૈવની ભક્તિને શૈવ વાણે કદા,
દૈવની શક્તિને દૈવ જાણે સદા! ૧૭

( એ શ્લોક બોલતા બોલતા કૃષ્ણદેવ ચાલ્યા જાય છે ).

## દ્વિતીયાંક સમાપ્ત.

---

૧૭. શ્લોક—સ્રગ્વિણી છંદ. "સાપના પગ તે સાપ જાણે" એવી કહેવતનું કથન કર્યુંછે માટે **લોકોક્તિ** અલંકાર. શૈવની ભક્તિ ઈત્યાદિથી દૃષ્ટાંત આપ્યું છે માટે **દૃષ્ટાંતાલંકાર.** વાણે—વર્ણે.

## અંક ૩ જો.

( સત્રાજિત તથા તેની સ્ત્રી ચારૂમતી પ્રવેશ કરેછે ).

**સત્રાજિત્**—પ્રિયા ! હવે લગ્ન આડા માત્ર બેજ દિવસ રહ્યા. મારે આજ કૃતવર્માના પિતા પાસે જઇ તેમને કહેવું છે કે લોક તો ગમે તેમ કહેશે પણ તમારે નક્કી સમજવું કે હું ફરૂં તેવો માણસ નથી. ( अ )

**ચારૂમતી**—પ્રાણનાથ ! મારે તમને કંઇ કહેવું એ ઠીક નહિ તોય બળ્યું કહ્યા વગર ચાલતું નથી. જે કહેવાનું છે તે એજ છે કે તમારૂં મન ચગડોળ જેવું ફરતું તો નહિ હોય ? ઘડીમાં તમે અક્રૂરને કન્યા દેવાનો વિચાર કરોછો અને ઘડીમાં શતધન્વા સાથે વિવાહની વાત કાઢોછો; અને આજતો કૃતવર્મા સાથેનો નક્કી ઠરઠરાવ કરવા જવાના છો એમ કહોછો, તો એક મારૂં ગરીબડીનું કહેવું માનશો વારૂ ?

**સત્રાજિત્**—શું અમારૂં મન ચગડોળ જેવું ફરતું અને તમારૂં મન પાષાણ જેવું સ્થિર ! વારૂ ઠીક છે; જે બોલવું હોય તો બોલી નાખો !

**ચારૂમતી**—પ્રાણનાથ ! ગમે તો મને ગાંડી ગણો કે ઘેલી ગણો, પણ હું તો મારા મનની વાત તમારા આગળ કહી નાખુંછું; પછે તમારે પરવડે તેમ કરજો.

**સત્રાજિત્**—હવે કહેતી હું તો કહી નાખ્યને ? ( आ )

**ચારૂમતી**—પ્રાણપ્રિય ! જ્યારે તમને વાત સાંભળવામાંય આટલો બધો ભાર પડેછે ત્યારે કહેવામાં શો સાર નીકળવાનો છે ? તોયપણ જ્યારે તમે સાંભળવાને ઇચ્છોછો ત્યારે કહીજ નાખુંછુ. પ્રિયપતિ !

29685

---

( अ ) આ અંકમાં કૃષ્ણને સત્યભામાનો લાભ થવાની આશા અને વિઘ્ન એમ વારંવાર વર્ણાશે તથા તે લાભની આશા ચોકસ નહિ વર્ણાય, માટે **ગર્ભસંધિ** તેનાં અંગ સહિત વર્ણાશે. સત્રાજિત્ અને ચારૂમતી સંબંધી કથાભાગ તે પતાકારૂપ પ્રાસંગિક વસ્તુ છે. તથા સત્યભામાના લાભની આશા એ **પ્રાપ્ત્યાશા** નામે અર્થપ્રકૃતિ છે. એવી રીતે પતાકા અને પ્રાપ્ત્યાશા મળીને અહીં **ગર્ભસંધિ** થયો છે. ( आ ) હું—હોઉં—હોય.

વારૂ જો કૃષ્ણદેવ વેરે સત્યભામાનું કરીએ તો કેમ? એમની મરજી તો આઠે અંગે છે. જો તમે તે દહાડે એને કપટ કરી ન લાવ્યા હોત તો અ ાટલે તો ક્યારનાંય લગ્ન થઇ ગયાં હોત. જો એ થાય તો પછે સત્યભામાના સુખની તો કંઈ બાકીજ રહે નહિ. પણ પરમેશર એ દહાડો શીરીતે લાવે! ( એમ કહી નિઃશ્વાસ નાખે છે ). ( ૬ )

**સત્રાજિત્—**"દેખીતું ઇંદરવાયણું અને ફોડયું ત્યારે ધૂમાડો!" તું તો એજ કે'વાની હતી તે અમે જાણ્યું હતું. શું એ મારા ભાઇને મરાવનાર અને તે મારો જમાઇ! શિવ શિવ! "સ્ત્રીની બુધ્ધિ પગની પાનીએ" એ વાત કંઇ ખોટી નથી. અરે! ત્યારે શું સત્યભામાને તેંજ ચઢાવી દેખાય છે. પણ જોજે હો, એ કન્યાનું ગમે તેમ થાય પણ હું કદાપિ તારૂં કે તેનું ધાર્યું કરનાર નથી. તુંજ કહેતી હતીકની કે સત્યભામા ખાતી નથી, પીતી નથી, ત્યારે એને ખવડાવવુંય કોને છે? ( હૃદય પર નજર જવાથી) હાં! જોજે આ મેડીની કુંચી કોઇને હાથ જતી લાવ્ય નીકર મારી કને. આવું અવળું અવળું બોલવું ને કહેશો મારૂં કહ્યું કરતા નથી! ( એમ કહી આંખ્યો ચઢાવે છે ) ( ૬ )

**ચારૂમતી—**( સખેદ ) પ્રાણનાથ! હું આટલા બધાને યોગ્ય નથી. મારા મનમાં જે આવ્યું તે મેં કહ્યું; હવે તમારે જેમ કરવું હોય તેમ કરો. "ધણીનો કોઇ ધણી છે"! તમે સત્યભામાને મેડીએ ચઢાવી,

---

( ૬ ) "વારૂ જો કૃષ્ણદેવ વેરે." ઇત્યાદિ વાકયમાંના 'કેમ' શબ્દવડે ચારૂમતીનો તર્ક વર્ણવ્યો છે માટે રૂપ નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે. "रूपंवितर्कवद्वाक्यं" —દશરૂપ.

( ૬ ) 'મારા ભાઇને મારનાર' એવી પૂર્વવાતનું કથન કર્યું છે માટે **આખ્યાન** નામે નાટ્યાલંકાર. સત્રાજિતનો તિરસ્કારયુક્ત વચન બોલાવનાર આવેશ વર્ણાયો છે માટે **ક્ષોભ** નામે નાટ્યાલંકાર. કૃષ્ણને કન્યા ન આપવાનું કારણ બતાવ્યું છે માટે **ઉપપત્તિ** નામે અલંકાર. કૃષ્ણને કન્યા ન આપવાનો નિશ્ચય વર્ણવ્યો છે માટે **અધ્યવસાય**. કૃષ્ણને દોષારોપ કર્યો છે માટે **પરિવાદ**. ચારૂમતીએ કહેલા અર્થને કહી બતાવીને તિરસ્કાર કર્યો છે માટે **અર્થવિશેષણ**.

ત્યાર પછે મેં તો તેનું મોઢુંય દીઠું નથી. તેમ છતાંય તમને વે'મ આવતો હોય તો આ તમારી કુંચી તમારી કને રાખો. (એમ કહી કુંચી કાઢી આપે છે).(ૡ).

**સત્રાજિત્‌—**હવે રાખો રાખો. એમાં તે એટલું બધું શું લાગ્યું કે રાતાં પીળાં થઇ જાવછો ? (એમ કહી કુંચી પાછી તેનાપર નાખે છે).

**ચારૂમતી—**(સખેદ) વારૂ ત્યારે પ્રાણનાથ! એ હું મારી કોટે જેમ હતી તેમ બાંધી રાખું છું, પણ જો અવિશ્વાસ આવતો હોય તો કરારે સાથે રાખો. મારે એમાંનું શું છે? "કે' લુંડી નવાબ, તો કે નવાબ!"

**સત્રાજિત્‌—**બહુ થયું; અમે તમારૂં ડહાપણ જાણ્યું! હવે જાવ જે કંઇ લગ્ન સંબંધી કરવાનું હોય તે કરો; હું પણ જઇ આવું છું. (એમ કહી જાયછે).

**ચારૂમતી—**(માથે હાથ દઇ સખેદ) અરે સત્યભામા! તું રંકને હાથ રત્ન થઇ ક્યાં પડી કે તારે વગર અપરાધે કેદ પડવા દહાડો આવ્યો! જેવી હરિની મરજી (એટલું બોલી ચાલી જાયછે).

(વિચાર કરતે વેશે નાગરિકા પ્રવેશ કરેછે).

**નાગરિકા—**(સખેદ) અરે રે! મેં ગોપબંધુનું માની ન કરવા જેવું કરી હાથેજ આ દશા વોહોરી લીધી છે. હું કોનો વાંક કાઢું? મારે મારા કરમનોજ વાંક કાઢવો જોઇએ. આણીપાથી સત્રાજિતે મને કાઢી મૂકી અને પેલીપાથી પદ્મપ્રભા આવી કહી ગઇ કે જો હવેથી કંઇ પણ આવું કામ કરીશ તો તારૂં પુણ્ય પરવાર્યુંજ સમજવું! અરે! સુખિયણને દુઃખ દેવા ક્યાં મણિ ચોરાયો અને ક્યાં તે પ્રસંગે કૃષ્ણદેવનો અવરજવર થયો ને વળી ક્યાં શ્રીદામા સાથે મારે મેળાપ! પ્રભુ તારી પળ તો તુંજ જાણે છે! હવે મારે ક્યાં જવું? અરે ગોપબંધુ! તેં તો મને બેજાર કરી નાખી!! (એમ કહી ચાલવા માંડેછે). (ૠ)

---

(ૡ) ચારૂમતી પાસે કુંચી રહેવી, એ સત્યભામાની મુલાકાત નાગરિકા કરી શકે, એ કાર્યનું બિંદુ છે. આ ઉપરથી સમજાય છે કે સત્યભામાને સત્રાજિતે કેદમાં પૂરી તેની કુંચી ચારૂમતીને સોંપી હતી.

(ૠ) બીજો પ્રવેશ શરૂ થાય છે. નાગરિકાને સત્યભામાની દાસી

( એવે ત્યાં ઉતાવળે ચાલતો શ્રીદામો પ્રવેશ કરેછે. )

**શ્રીદામો**—( નાગરિકાને નિરખી સહર્ષ ) અલિ નાગરિકા ! તું મને મળી ગઇ તે ઠીક થયું. કહે વારૂં ક્યાં જાયછે ? તારી સખીની ખબર તો સારી છેને ?

**નાગરિકા**—( સરોષ ) અલ્યા શ્રીદામા ! તારે મને બોલાવવી નહિ હો ! તારૂં કહ્યું કરનાર આવા ને આવાજ પેટ ભરી ખત્તા ખાતા હશે ! જા તારે જ્યાં જવું હોય ત્યાં; મારૂં નામ દઇશ ના. ( એમ કહી ચાલવા માંડેછે ).

**શ્રીદામો**—( તેને જતી અટકાવી ) અરે નાગરિકા ! મારા ગરે કિયે ગામ ગયા હશે ! મારે બધીએ બાઇડીઓ સાથે સામી પ્રીત હશે કે શું ? અથવા લોઢી પનોતી બેઠી હશે કે કેમ ? દેવી અને તેની સખીઓ તો મને હાડછેડ કરે, પણ મારી સખી જે તું, તે પણ મારો તિરસ્કાર કરવા લાગી. ( ए )

**નાગરિકા**—જે તારૂં થાય તેનેજ તું મારૂં તેવો છું.

**શ્રીદામો**—શી રીતે ? એવું તો મે કદીએ કર્યું નથી. અને જો તું જાણતી હોય તો મને કહી બતાવ્ય વારૂં !

**નાગરિકા**—( કર્મે હાથ દઇ ) શું જાણવાનું છે અને કહેવાનું છે. અમે તો હવે બધીએ જગાથી ટળ્યાં. તેં તારૂં વ્રજ મૂક્યું તો અમને તું દ્વારકામાં કેમ રહેવા દે ?

**શ્રીદામો**—( ભમર ચઢાવી ) પણ કહે તો ખરી. એવું અમે શું કર્યું છે અને તુ કેમ દુઃખમાં આવી પડી છે ?

---

તરિકે ન રાખતાં સત્રાજિતે તેને કાઢી મૂકી છે, એવી સૂચના નાગરિકાના વચન પરથી થાયછે. પદ્મપ્રભા—રૂક્મિણીની દાસી. સુખિયણને—મને—નાગરિકાને.

( ए ) ગરે—ગ્રહ. અર્થાત્ મારા ગ્રહ કેમ વાંકા છે ? સામી પ્રીત—પ્રીતિની વિરૂદ્ધતા. લોઢી પનોતી—લોઢાની પનોતી.

**નાગરિકા**—ના રે, તું કંઇ જાણે છે! તોય ના જાણતો હોય તો તારા કાન ચોખાળી સાંભળ્ય. મેં તારૂં કહ્યું કરી સત્યભામાને સુવર્ણસરોજિકામાં આણી. તે વાત પદ્મપ્રભા સત્રાજિતને કહી આવી અને તે તારા દેવ જોતાં તેને ઉપાડી ગયો, અને પછે મને કુભાંડી ગણી તેના ઘરમાંથી કાઢી મૂકી. હવે તું મારો છાલ છોડચ, અને જ્યાં જવું હોય ત્યાં જા.

**શ્રીહાસો**—અહો! એમાં તે શું થયું? નઠારૂં જાય તે સારાની આશાએજ. પણ કહે જોઇએ તને કાઢી મૂકયા પછે સત્યભામાને કંઇ કર્યું છે?

**નાગરિકા**—(નિઃશ્વાસ નાખી) તારૂં માનવાથી મારી આ દશા થઇ, અને મારૂં માનવાથી એ બાપડીને કેદ પડવું પડ્યું! હવે તો પરમદહાડે તેનો હાથેવાળો મળી જાય એટલે ગંગા નાહ્યાં.

**શ્રીહાસો**—અરે નાગરિકા! આમ નાહિમ્મત શું થાય છે? સાપને છંછેડી તેની કને ઊભા રહેવામાં કંઇ માલ હોય ખરો કે? જો તારી મને પૂર્ણ મદત હશે તો કૃષ્ણદેવની થયેલી દશા ઉપરથી કહુંછું કે આપણે ગમે તે કરી શકીશું અને જ્યારે તારૂં કે મારૂં નહિ ચાલે ત્યારે તે જુદ્ધ કરીને પણ સત્યભામાને પરણશે ખરા. (ऐ)

**નાગરિકા**—શું કૃષ્ણદેવને એ એટલી બધી વાહાલી થઇ પડી છે? જો એમ હશે તો હું પણ મારાથી થશે તેટલી મદત કરીશ. (નિઃશ્વાસ નાખી) અરે હાય! પણ એ દિન ક્યાં? હવે સખી સત્યભામાને જોવી એ તો દેવનેય દુર્લભ છે. પણ અલ્યા કહે તો ખરો કૃષ્ણદેવો ઘેર ગયા પછે શું કર્યું? અને દેવી શું બોલ્યાં?

---

(ऐ) તત્વાર્થનું કથન કર્યું છે માટે માર્ગ નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે.

**શ્રીદામો**—દેવે દેવીને વાક્ચાતુર્ય કરી સમજાવ્યાં અને જ્યારે તેમણે ન માન્યું ત્યારે લટકતાં મૂક્યાં અને પછે તો તારી સખીના ધ્યાનમાં ગાંડાજ થઇ ગયા તે નથી ખાતા, પીતા કે ઉંઘતા. આપણે પણ તે કામિની કોણ છે તે કહાનજીને કહ્યું નથી તેમ કહેવાતાય નથી.

**નાગરિકા**—અલ્યા ! એમ ઓળખાણ ન પડવાથી દેવ પરણશે કેમ ? ( વળી નિઃશ્વાસ નાખી ) અરે પણ એ દહાડો ક્યાં છે કે હું તેને એવું પૂછી જોઉં ! વારૂ પણ તેં મારી સખીને ઓળખાવી નથી તેનું કારણ કહે જોઇએ.

**શ્રીદામો**—અલક્ષ્યમાંજ અતિશે લોભ બંધાય છે માટે. બીજું વળી એમે પણ ખરૂં કે જો કદાપિ તારી સખીનું ઓળખાણ આપું તો વાત મારી જાય અને કદી ન મારી જાય તો કરનાર નાગરિકા કે ગોપબંધુ કહેવાય નહિ. ( હાથ દબાવી ) સમજીકની ! ( ઓ )

**નાગરિકા**—શું ત્યારે એમ થયું છે ? વારૂં કહે, તું કંઇ જતો'તો ? ખરૂં કહેજે હો.

**શ્રીદામો**—( નાગરિકાને ગળે હાથ મૂકી ) તારા સમ કે મારી જાતના સમ. હું જો જૂઠું બોલું તો. મને કૃષ્ણદેવે તારી સખીની શોધ માટે મોકલ્યો છે અને કહ્યું છે કે ગમે તહીંથી પણ તું એની ભાળ કાઢી લાવ્ય. મને તારી કનેથી ભાળ મળવાની આશા હતી માટે હું તારી કને આવતો હતો. હવે તું ભાળ કહે કે હું જઇ તે દેવને જણાવું.

**નાગરિકા**—( સખેદ ) શિવ શિવ ! હવે મારાથી કંઇ પણ થઇ શકશે નહિ. એ બિચારી સારિકા કોઇ પાંજરામાં પૂરાઇ રહી છે, કે નથી થતાં દર્શન કે નથી સુણાતો શબ્દ. શ્રીદામા ! હું શું કરૂં. જે મારાથી નથીજ બને એવું, તેને માટે મારે કેમ કરવું તે તુંજ કહે.( ઔ )

---

( ઓ ) અલક્ષ્ય—[illegible]. મારી જાય—સિદ્ધ ન થાય.
( ઔ ) સારિકા—મેના [illegible]

શ્રીદામો—પણ તે પીંજરાનું બારણું કેણી ગમ છે તે તું જાણે છે કે નહિ ? જો જાણતી હોય તો તું અને હું બે જણ જઇ બારણું ઉઘાડી નાખીએ. (क)

નાગરિકા—સખા ! બારણું તો એજ કે મારી સખીની માની કોટે જે કુંચી છે તે જો હાથ આવે તો હું સત્યભામાને મળી સર્વ સમાચાર જેમ કોઇ ન જાણે તેમ લઇ આવું. પણ એ તો ભોરંગના માથાના મણિ જેવું છે. (ख)

શ્રીદામો—ત્યારે તું જા અને ગમે તેમ કરી લીઆવ્ય. પટરાણીની સખી તે કંઇ કષ્ટ વેઠ્યા વગર થવાય ! (ग)

નાગરિકા—મારાથી તે આવેય નહિ અને હું તે લેવા જઉં-એ નહિ !

શ્રીદામો—વારૂં હું જો તને તે આણીઆપું તો ?

નાગરિકા—બેડશી મારવી જવાદે; જો તું તે લાવી આપે તો હું સત્યભામાના મનની સહુ વાત પલકમાં ગમે તેમ કરી આણી આપ્યા વગર રહું નહિ.

શ્રીદામો—ત્યારે ચાલ્ય તારે ત્યાં. (કાનમાં) જો હું આમ કરૂં તો કેમ ? (घ)

નાગરિકા—બાઇ ! તું જાણે અને તારૂં કામ જાણે ! તું જો

---

(क) અર્થાત્ તેને મળાય એવો કયો ઉપાય છે ? (ख) ભોરંગ-(સાપ)ના માથાનો મણિ આણવો જેમ કઠણ છે તેમ ચારૂમતીની કોટેથી કુંચી લેવી પણ કઠણ છે.

(ग) લીઆવ્ય—લેઇ આવ. (घ) જો હું૦—શી રીતે કુંચી આણવી તેની યુક્તિ બતાવે છે. એ યુક્તિ આગળ ખુલ્લી થવાની છે તેનું આ બિંદુ છે.

મને કુંચી આણી આપીશ તો હું મારે શિરસાટે પણ કહેલું છે તેટલું કરીશ.

**શ્રીહાબો**—( કંઇક વાર વિચાર કરી ) વારૂં ત્યારે ચાલ્ય હવે ઉતાવળી. જે મારાથી થાય છે તે હું કરવાને પાછીપાની કરૂં તેવો નથી. ( એમ કહી બંને ઉતાવળાં ચાલ્યાં જાયછે ).

( પછે બે ત્રણ પુરકુમાર પ્રવેશ કરેછે ). (छ)

**ચંડક**—અલ્યા ચાતુરક ! મેં તો આમ આમ ( હાથ હલાવી ) કરતેક જે એક લગાવી દીધોકની કે એ બામણાનું પાઘડું ડફ લઇ હેઠું પડ્યું એટલે ધડધડ હડી કાઢી મારવા ધાયો. (च)

**ચાતુરક**—ભાઇ હું તો તેં ઉડાવેલી ગિલ્લી લેવા આઘે સુધી ગયો'તો તેથી મને પહેલાં શું થયું તેની ખબર નથી. અબે ! તે તું મને કહી બતાવ્ય જોઇએ.

**ચંડક**—( આમતેમ જોતો ) અલ્યા ! એમાં તે શું કેવું'તું. મેં વખત મારી અને તું ગિલ્લી લેવા ગયો તે વેળાએ એ બામણ મને પૂછવા લાગ્યો કે તેં વિદરભવાળી વૈદરભીનું ઘર લહ્યું છે ? બંદાએ ના કહી ત્યારે એણે મને ગાળ ભાંડી એટલે મેં આમ આમ ( હાથ હલાવી ) કરી લગાવી કે એનું પાઘડું પડી ગયું તે તો દોસ ! તેં પણ દીઠું ! પછે આપણે અહીં નાશી આવ્યા તે તો તને ખબરજ છે.

( એવામાં કોઇ આવતું હોય એવો પડઘો સંભળાય છે ). (ज)

---

(छ) પુરકુમાર—નગરના છોકરાઓ. (च) ચંડક—નગરના એક છોકરાનું નામ. ચાતુરક—બીજા છોકરાનું નામ. શ્રીહાબો જોશીનો વેશ લેઇ ચારૂમતી પાસેથી કુંચી મેળવવાનો યત્ન કરવા જતો હતો તેનો ઉપક્રમ આ છોકરાઓની વાતચિતદ્વારા જણાવ્યો છે.

(ज) વખત— પેંટર. ગિલ્લીદંડાની રમતમાં દંડાવડે જે એકનું માપ કરવામાં આવે છે તેને 'પેંટર' કહે છે અને તે શબ્દ અત્રે વપરાયો

**આતુરક—** ( પડઘા સાંભળી ) અલ્યા ! નાશ રે બાપ ! ! જો પેલો બામણો મારવા આવ્યો. ( એટલે બંને જણ નાસવા માંડે છે અને સત્યવ્રત પ્રવેશ કરેછે )

**સત્યવ્રત—**ચંદ્રક ! ચંદ્રક ! અલ્યા ! કેમ નાસોછો ?

**આતુરક—** ( તેને જોઇ ) ભાઇ ચંદ્રક ! નાશીશ મા; એ તો આપણો દોસ સત્યવ્રત છે.

**સત્યવ્રત—**તમે એવું શું કર્યું છે કે બીન્હેલા જેવા જણાવછો ?

**ચંદ્રક—**( સત્યવ્રતના કાનમાં ) ભાઇ આમનું આમ થયું ?

**સત્યવ્રત—**હવેથી એવું કરતા મા હો; એવા બામણ તો બાળીને ભસમ કરી દે.

**ચંદ્રક—**અણે ! પણ અમે એનું પહેલાં ઓછું નામ દીધું'તું? અમને શું કરવા પૂછવા આવ્યો ? અમે એના બાપના ચાકર છીએ કે એને બતાવવા જઇએ ? ( એવે માથામાં મોટું ટીપણું ઘાલી હાથમાં લાકડી ઝાલી જોશીબુઆ પ્રવેશ કરેછે. ) ( ज )

**જોશીબુઆ—**( લાકડી ઠોકી ) ઊભારયો તમારી માના છોકરા મારૂં ! ( એમ કહી મારવા દોડે છે અને ત્રણે છોકરાં નાશી જાય છે ). પછે જોશીબુઆ ( નિઃશ્વાસ નાખી ), અરે પ્રભુ ! આટલું આટલું અથડાયા તોય વિદર્ભદેશવાળી મળી નહિ. હવે હું તે શું કરૂં અને ક્યાં વાસો વસું ? ( બ્રાહ્મણની એ સ્થિતિ જોઇ એક શત્રુજિત નામનો યાદવ તેને પોતાની કને બોલાવે છે ).

---

તથા અપરિચિત લાગવાથી છોકરા તેને સુધારીને 'વખત' બોલેછે. 'વકેટ' શબ્દ કર્ણાટકી છે અને તેનો અર્થ 'એક' થાય છે. દોસ—દોસ્ત—મિત્ર. ( છોકરાંની ભાષા ). ( ज ) ઓછું નામ દીધું'તું—અર્થાત્ નામ નહોતું દીધું.

શત્રુજિત્—( મહારાજ કને આવ્યા જોઇ ) ભગવંત ! આજે આ પુરને તમે પાવન કર્યું છે તેથી તેનાં ધન્યભાગ્ય છે. વારૂ આપને ક્યાં જવાની ઇચ્છા છે અને કોને શોધો છો ?

જોશીબુઆ—વત્સ ! આ તે લોક કહેછે તે ઠઠાપાટણ છે કે શુ ? હર હર ! હું અહીં આવી ક્યાં ચઢ્યો ? ( झ )

શત્રુજિત્—ભગવંત ! તમારે ક્યાં જવું છે ?

જોશીબુઆ—વત્સ ! અમારા દેશની રૂક્મિણી અહીં પરણી છે તેની કને જવું છે.

શત્રુજિત્—અહો ભગવંત ! એ તો અમારાં સ્વામિની થાય. શું કરૂં ઋષિરાજ ! જો મારાથી ચલાતું હોત તો હું તમને અવશ્ય ત્યાં સુધી પહોચાડી આવત પણ નિરૂપાય. સાધુ ! તમે આ ગલીમાંથી આમ વળશો કે વિયત સાથે વાતો કરતો મેહેલ જણાશે; એજ પ્રાસાદમાં અમારાં સ્વામિની પ્રભુસહ બિરાજતાં હશે. ( ञ )

જોશીબુઆ—ભદ્રં ભવતુ. ( એમ કહી ચાલવા માંડે છે અને થોડે જઇ ઘરને ઓટલે ચઢી પૂછેછે કે રૂક્મિણીનું ઘર ક્યાં ) ?

ચારૂમતી—( ઘર બાહાર આવી પગે લાગી ) ભગવંત ! હું સમજી નહિ કે તમે મને શું કહ્યું ? ( ट )

---

( झ ) વત્સ—ગુરૂજને પોતાનાથી નાનાને કરેલું સંબોધન. ( ञ ) નિરૂપાય—( શત્રુજિત્ માંદો હોવાથી કે તેવાજ બીજા કારણથી ચાલવાને અશક્ત હતો એમ સૂચિત કર્યું છે ). સાધુ ! જોશીબુઆનું સંબોધન. વિયત—આકાશ. પ્રાસાદમાં—મેહેલમાં. પ્રભુસહ—શ્રીકૃષ્ણ સહિત.

( ट ) ચારૂમતી ઘરમાંથી બાહાર આવી, એમ વર્ણ્યું છે માટે એ ઘર રૂક્મિણીનું નહિ, પણ સત્રાજિત્‌નું હતું એમ સૂચન કર્યું છે.

**જોશીબુઆ**—અહો સૌભાગ્યવતી ! અમારા વિદર્ભદેશની રૂક્મિણી અહીં પરણી છે તેના પરિણયનું મુહૂર્ત્ત આપનાર અમેજ છીએ. અમારે કંઇ ગરજ પડી માટે મળવા આવ્યા છીએ. જો તને તેના ઘરની ભાળ હોય તો બતાવી દે; તારૂં કલ્યાણ થશે. (ઠ)

**ચારૂમતી**—ભગવંત ! એ તો આ પુરનાં રાણી છે. ઓ એમનું ઘર દેખાય. પણ મહારાજ મારો હાથ જોતા જાવ તો મારે ઘેર આવી ગંગાસ્નાન કરાવી ગયા જેવું થાય !

**જોશીબુઆ**—ઠીકસ્તો; જોશી દોશી અને વટેમાર્ગુ એ ત્રણ ફેકટિયાં છેજ ! પણ તેં અમારા પર ઘર બતાવવાનો ઉપકાર કર્યો તો અમારાથી જે તારૂં હિત થાય તે અમારે કરવું જોઇએ. (પછે તેને પગથી માથા સુધી જોઇ) બઇ ! તમારે એક પુત્રી છે. (ફરીથી ધ્યાન કરી) પૈસે ટકે તમે પૂર છો. (વળી હાથની રેષા જોઇ) તમારે તમારા સ્વામી સાથે બિયાબારૂ છે. (પુનઃ નાસિકા ગ્રહણ કરી) હવડા તારૂં મન ઘણાજ ઉદ્વેગમાં છે અને કોઇ ઇષ્ટ વસ્તુનું દર્શન થતું નથી. હે સૌભાગ્યવતિ ! અમે કહી તે ખરી વાત સાચેસાચી છે. અને જો તું જૂઠી છે એમ કહે તો અમે ઊઠી ચાલ્યા જઇએ. (ડ)

---

(ઠ) પરિણય—લગ્ન. (ડ) બિયાબારૂ—બે અને બારનો જોગ. (અણબનાવ). સત્રાજિતની કુંભરાશિ અને ચારૂમતીની મીનરાશિ ગણાય છે. કુંભથી મીન સુધી ગણતાં બે થાય છે માટે સત્રાજિત્ ચારૂમતી પાસે બે વશા માગે અને મીનથી કુંભ સુધી ગણતાં બાર થાય છે માટે ચારૂમતી સત્રાજિત્ પાસે બાર વશા માગે. પણ 'બે બારને ખાય' એવું પંચાંગ જોનારા જોશીઓનું કહેવું છે માટે સત્રાજિતનું ચલણ હોવું જોઇએ. બિયાબારૂ જેમની જેમની વચ્ચે હોય તેમને સારો બનાવ હોય નહિ એ પ્રસિદ્ધજ છે. નાસિકા ગ્રહણ કરી—નાક આગળ આંગળાં લેઇ જઇ શ્વાસા પરખતો હોય તેવો ડોળ કરી. ઇષ્ટ—ઇચ્છેલી —વાહાલી. જૂઠી—(વાતનું વિશેષણ).

**આરૂમતી**—દૈવજ્ઞ ! સર્વ સાચેસાચું છે. પણ ભગવંત ! કહો જોઇએ મારી સુતાને (નિઃશ્વાસ નાખી) મનગમતો સ્વામી મળશે કે નહિ ? મહારાજ એનું નામ સત્યભામા છે. જોજો હો; ખરેખરૂં કે'જો. હું તમને ખુશી કરીશ. (ઢ)

**જોશીબુઆ**—તમારી તે સુતાને બોલાવો એટલે તેનો સર્વ જોગ નક્કી કરી તમને સમજાવું; જોયા વગર કંઇ જણાય નહિ.

**આરૂમતી**—(નિઃશ્વાસ નાખી) ભગવંત ! તે હવડાં અહીં છે નહિ. ઋષિરાજ ! તમારા જેવાને તો સર્વ જણાય માટે તેને સાસરૂં સારૂં મળશે કે શી રીતે ! એ બધું જો કહેવાય એવું હોય તો જોયા વગરજ કહો. (ણ)

**જોશીબુઆ**—(વિચાર કરી) વારૂ ત્યારે ઠીક સાંભળજો હો ! (રાશીઓનાં નામ દઇ અને આંગળીના વેઢા ગણી) અરે બાઇ ! તમારી પુત્રી તો કોઇ મહાધુરંધર રાજપુરૂષની પટરાણી થાય એમ લાગેછે. જુઓ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જેના ગ્રહ આવા હોય તેને આવું અવશ્ય મળે.

### શ્લોક.

જો ચોથા ભુવને કદી શનિ રહ્યો, તો ભાગ્ય મોટું ભણ્યું,
પ્રાસાદો વસવા મળે મણિ સમા, સોનું ન જાયે ગણ્યું;
ગ્રામો કૈંક મળે ટળે દુખ સહુ, રાણી બને રાજની,
એવા યોગવતી સુતા તુજતણી, છે બાઇ એ કાજની ! ૧

---

(ઢ) દૈવજ્ઞ—જોશી. સુતાને—દીકરીને—સત્યભામાને. (ણ) હવડાં—હમણા. ૧શ્લોક—શાર્દૂલવિક્રીડિત. ચોથા ભુવને—સંતતિસ્થાનમાં (સંતાન ભુવનમાં). પ્રાસાદ—મેહેલ. ગ્રામ—ગામ.

અપિચ—(ત)

**શ્લોક.**

સાતમે સ્થાનકે શુક્ર જો આવિયો,
ભાગ્ય તેનું ભળ્યું, દેવને ભાવિયો—
સ્વામી એવો મળે સંશયે શો રહું?
કન્યકા તારી તો એ ગ્રહે છે કહું. ૨

**ચારૂમતી**—દૈવજ્ઞ! એ તો તમારૂં કહેવું જૂઠું પડે એવું જણાયછે.

**જોશીબુઆ**—સૂર્ય ચળે, પૃથ્વી ચળે, મેરૂ ચળે, નભ ચળે, પણ અમારૂં વચન કદાપિ ચળે નહિ. માત્ર કંઇ દોષ હોય તો તે અમારાં કહેવા પ્રમાણે નિવારવો જોઇએ.

**ચારૂમતી**—ત્યારે ભગવંત! કયો દોષ હશે કે મારી સુતા હવડાં મહામહાકષ્ટને વેઠેછે અને તેનું ઇચ્છેલું ઉડી જઇ અણઇચ્છેલું મળવાની તૈયારીઓ થઇ ચૂકી છે.

**જોશીબુઆ**—અહો સૌભાગ્યવતિ! તારા ખોટા ગ્રહ તેને નડેછે. (કોટ સામી નજર કરી) તેમ તારી ગ્રહો પ્રત્યેની કૃતિ પણ એવી અવળી છે કે ન થતું હોય તે વિઘ્ન થાય. (થ)

---

(ત) અપિચ—વળી. ૨ શ્લોક—સ્ત્રગ્વિણી છંદ. સાતમે સ્થાનકે—જન્મકુંડળીમાં સ્ત્રીભુવનમાં. દેવને ભા૰—દેવને ગમે એવો સ્વામી તે કન્યાને મળે. કન્યકા ઈ૰—તારી કન્યા એ ગ્રહમાં છે—તેના સ્ત્રીભુવનમાં શુક્ર રહ્યો છે.

(થ) કોટ સામી નજર કરી—કોટે બાંધેલી કુંચી જોઇને. (કુંચી કઢાવવાની આ બધી ખટપટ છે, એમ ગ્રંથકાર શ્રોતાને સૂચવે છે). કૃતિ—અર્થાત્ વર્ત્તન.

**ચારૂમતી**—ગણક ! ત્યારે મારા વશા ગણી જોઇ કહો કે મને કયા ગ્રહ નડે છે ? અને તે નડતર હું કેમ કરૂં તો અટકે ?

**જોશીબુઆ**— ( ધ્યાન ધરી ) જો સાંભળ્ય; તારે આટલા આટલા ગ્રહ વાંકા છે.

શ્લોક.

જો ચોથી સૂર્યરાશિ જનમતણી ગણી, વક્ર એ તો રહી છે,
માઠું તેથી બને છે તન મન તુજને, કષ્ટ ચિંતા કહી છે;
અંગોઅંગે અતિશે અગનિ સળગતી, શાંતિ સ્વપ્ને ન લાધે,
તારા એવા બધા છે ગ્રહ નવ નરતા, કાંતિ તારી ન વાધે. ૩

અપિચ—

શ્લોક.

છે શનિશ્ચર બારે જો, દુઃખ દે તુજને અતિ;
મોટી પનોતિ અર્પે એ, જેની ગહન છે ગતિ. ૪

**ચારૂમતી**—ભગવંત ! એ દોષ નિવારણ થાય એવો કંઇ ઉપાય હશે ?

**જોશીબુઆ**—ઉપાય ન હોય એમ તો સમજવુંજ નહિ.

**ચારૂમતી**—ત્યારે ભૂદેવ ! બતાવો જોઇએ; જો અઘરામાં અઘરૂં હશે તોય પણ હું મારી લાડસઘેલી કુંવરી માટે કરીશ.

**જોશીબુઆ**— બાઇ ! તારે જે જન્મરાશિથી સૂર્યની ચોથી

---

૩ શ્લોક—સ્રગ્ધરા. ચોથી ઇ૦—તારી જન્મરાશિથી ચોથી રાશિએ એટલે મિથુન રાશિએ સૂર્ય વક્રનો થઇને રહેલોછે. નવ અર્થાત્ એ પ્રમાણે તારા બધા નવે ગ્રહ નરતા ( નઠારા ) છે તેથી તારી કાંતિ વધતી નથી.

૪ શ્લોક—અનુષ્ટુપ. છે ઇ૦—જન્મથી બારમી રાશિએ ( કુંભરાશિએ ) શનિશ્ચર રહ્યો છે.

દશા બેઠેલી છે તે તો તારા ઘરમાં અહોરાત્ર સૂર્યનું પૂજન થાયછે એટલે બહુ બાધકારક નથી; પરંતુ જે બારમો શનિશ્ચર તારે થયો છે અને તેના સાથે સાડાસાતી પનોતી બેઠીછે તેનો તો પરિહાર કર્યા વગર છૂટકો નથી. (દ)

**ચારૂમતી—**મહારાજ! જે કરવું પડશે તે હું કરીશ. તમે કહેતાં ખંચાશો નહિ.

**જોશીબુઆ—**અમે શા સારૂ ખંચાઇએ? અમારે નથી લેવું કે નથી દેવું! જો બાઇ! સાંભળ્ય; એક તો તારે લોઢાએ અડકવું નહિ; બીજું જે તારા ઘરનાં જૂનાં માણસ હોય તેને જોયા વગર ખાવું નહિ; કંઇ ખખડાટ ભભડાટ થાય તે જોવા જવું નહિ; શનિશ્ચરના જાપ કરાવવા; કાળાં વસ્ત્ર દાનમાં આપવાં તથા સારો બ્રાહ્મણ જોઇ તેને નિત્ય સવાશેર અડદ આપ્યા કરવા. એટલું યથાર્થપણે કરીશ એટલે તારી જે લોઢાને પાયે પનોતી બેઠેલી છે તે બદલાઇ રૂપાને પાયે થશે. (ધ)

**ચારૂમતી—**(સહર્ષ) અહો દ્વિજદેવ! એમાં તે શું? એટલું તો હું હાલતાં ચાલતાં કરૂં તેવી છું. હવડાંથીજ તમે કહ્યું તેમ વગર ભૂલે કરવા માંડું છું.

**જોશીબુઆ—**અરે બાઇ ગ્રહ તો મોટા મોટાને ભૂલાવે તે-

---

(દ) અહોરાત્ર—રાતદિવસ. સૂર્યનું પૂજન—(સત્રાજિત્ સૂર્યનો ભક્ત હતો તેથી). સાડાસાતી—સાડાસાત વર્ષની. પરિહાર—તજી દેવાનો ઉપાય.

(ધ) લોઢાએ અડકવું નહિ—મતલબ કે કુંચી દૂર કાઢી મૂકવી. જે તારા ઘરનાં ઇ૦—મતલબ કે નાગરિકાને પાછી રાખવી. કંઇ ખખડાટ ઇ૦—મતલબ કે સત્યભામાને મળવા જતાં નાગરિકા દાદરબારી ઉઘાડે તોપણ તારે ત્યાં જવું નહિ. શનિશ્ચરના ઇ૦—શ્રદ્ધા બેસવા માટે પાછલા ત્રણ પ્રકાર બતાવ્યા છે.

વા છે, જો (કોટ ભણી આંગળી કરી) તારે હૈડે ચઢીનેજ લોઢાની પનોતી બેઠી છે અને તું તો ભૂલ્ય ન કરવાનું કહેછે. (न)

**ચારૂમતી**—હા હા મહારાજ! ખરી વાત. (એમ કહી કોટેથી કુંચી કાઢી ગોખલામાં મૂકે છે. અને પછે દેવજ્ઞને પાંચ મોહોરો આપવા જાય છે) લ્યો દ્વિજદેવ! આ દક્ષિણા. "ફૂલ નહિ ને ફૂલની પાંખડી." (એમ કહી પગે લાગે છે).

**જોશીબુઆ**—હે સૌભાગ્યવતિ! અમારે અજાચકવ્રત છે; અમે કોઇનું દાન લેતા નથી. વારૂ અમારા કહેવા પ્રમાણે કરશો અને તે વડે તમારૂં કામ થશે એજ અમે દક્ષિણા સમજીએ છીએ. બેસો હવે અમે જઇશું.

**ચારૂમતી**—(પગે લાગી) મહારાજ! ત્યારે તમે તો ખરેખરો પરમાર્થ કર્યો હો; ઋષિદેવ પધારજો. ઓ પેલું (આંગળી કરી બતાવે છે.) ઊંચું ઘર દેખાય ત્યાંજ રૂક્મિણી દેવી તમને મળશે.

**જોશીબુઆ**—શુભંભવતુ. (એમ આશિર્વાદ દઇ ચાલ્યા જાય છે અને ચારૂમતી પણ પોતાના ઘરમાં પેસે છે.) (प)

(શોચનીય સ્વરૂપે નાગરિકા પ્રવેશ કરેછે). (फ)

**નાગરિકા**—અરે! શ્રીદામાને તે શું થયું! મૂઓ પકડાઇ ગયો કે કેમ? જો એમ કંઇ થયું હશે તો હું તો રઝળીજ મરવાની છું. જેમ "ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો," તેવી મારી દશા થવાની છે. (એવે કોઇ આવ્યાનો ખખડાટ સાંભળી કાન દે છે). (ब)

---

(न) કુંચી કઢાવવાનો યત્ન કરે છેઃ જો ઇ૦. (प) શુભંભવતુ—ભલું થાઓ.

(फ) શોચનીય—શોચના કરવા જેવા. (ब) રઝળીજ મરવાની છું—કેમકે બધો પ્રપચ ઉઘાડો પડી જવાથી પછી મને સત્રાજિત રાખશે નહિ તેથી.

**શ્રીદામો**—( સસ્મિત ) કેમ નાગરિકા ! કંઇ તારે દશા બશા જોવડાવવી છે? અમે દાટેલાં ધન પણ કહી શકિયે એવા છીએ. ( મ )

**નાગરિકા**—હવે કહ્યું કહ્યું ! જો જોશી થયા છો તો કહો જોઇએ? મારી સખીને જે મેડીપર પૂરી રાખી દાદરે તાળું વાસ્યું છે તેની કુંચી હવડાં ક્યાં છે? ( મ )

**શ્રીદામો**—( સહર્ષ ) દક્ષિણ દિશાના મોટા તાકા કનેના નાના ગોખલામાં છે. જા જઇ જો, અને કદાપિ ન જડે તો આવી ફટ કહેજે. ( ય )

**નાગરિકા**—શીશી ને ફટાક. ના જડે તો ફટ કહેજે; એમ કંઇ આપવું કે લેવું છે !

**શ્રીદામો**—( નાગરિકાને ગળે હાથ મૂકી ) જા જા ખચીત. ( પછે કાનમાં વીતી વાત કહેછે ). તું જઇ આવી અને સમાચાર કહીશ ત્યારે મારાથી દેવ કને જવાશે.

**નાગરિકા**—જો એમ તું કુંચીનું નક્કીજ કરી આવ્યો છું તો હું પણ એક પલકમાં ખબર લઇ આવી જાણજે. મને પણ મારી સખીના બાપ મનાવી તેડી જવા આવ્યા'તા પણ હું તારે કાજે ગઇ નહિ

---

( મ ) દાટેલાં ધન ઇ૦—ગુપ્ત મૂકેલી વસ્તુ ક્યાં છે તે કહેવાની અમારી શક્તિ છે; માટે કુંચી ક્યાં છે તે હવે હું તને કહી શકીશ. મતલબ કે આપણે ધારેલું કામ કરીને આવ્યો છું, એ ગર્ભિત ધ્વનિ છે. ( મ ) નાગરિકા તેના કહેવાનો મર્મ ચેતીને પ્રશ્ન કરે છે: હવે ઇ૦.

( ય ) સહર્ષ—( પોતાની ઇશારત નાગરિકા ચેતી માટે ). ફટ—ફટ્ એ શબ્દ અભિચાર મંત્રમાં ઠામઠામ જોવામાં આવેછે. કોઇ નાશ કરવામાં અંતે એ ઉચ્ચાર બોલાયછે. જેમ અગ્નિને આહુતિ આપતી વખતે અંતે 'સ્વાહા' અને પિતૃઓને બલિદાન આપતાં અંતે 'સ્વધા' બોલવામાં આવેછે તેવોજ 'નાશ થાઓ' એવા પ્રસંગમાં અંતે 'ફટ્' બોલવામાં આવે છે. એજ 'ફટ્' ગુજરાતીમાં તિરસ્કારના અર્થમાં દાખલ થયો લાગે છે.

અને પછે જવાનો વાયદો કર્યો છે. જો જોશે તો મળીશું અને જો નહિ જુએ તો તારૂં ધાર્યું કામ કરી પાછાં વળીશું. પણ તું આ તારો વેશ કાઢી નાખી બેસજે હો. ( એમ કહી ચાલી જાય છે અને શ્રીદામો પણ પોશાક બદલવા રવાને થાય છે ). (ર)

( મેડી પર ધ્યાન ધરેલે વેશે બેઠેલી સત્યભામા પ્રવેશ કરે છે. )

**સત્યભામા**—અરે અતનુ ! તું મને હવે તો કંઇ ઓછી પીડા દે ! આ શીતળ સમીરને તેં અગ્નિ જેવો કર્યો; જળમાં વડવાનળ રૂપે પ્રવેશ કરી દેહની આ દશા કરી; એવે એવે અનેક પ્રકારે મજ જેવી વિરહિણીને કનડવાથી તારા હાથમાં શું આવવાનું છે? શું અલ્યા ! તને શિવે બાળ્યો તે વાત પણ તું ભૂલી ગયો, કે મજ જેવી અબળા પર તારાં દુર્ધર શર ભોકવા લાગ્યો છું ! ! ભુંડા ! કંઈ દયા તો લાવ્ય ! મેં તારૂં એવું શું અહિત કર્યું છે ? અરે રે ! મારો એકે ઉપાય કામની શાંતિ અર્થે કામ નજ લાગ્યો ! ! વારૂ ત્યારે લાવ્ય ફરી મહાદૃઢ ધ્યાન-ધારી થઇ મનોજને પ્રસન્ન કરૂં. ( એટલું બોલી ધ્યાન ધરી બેસેછે ). (લ)

---

(ર) મારી સખીના બાપ—સત્રાજિત. તારે કાજે—તારી વાટ જોઇને. પછે—થોડી વાર પછી. જો ઇ૦—હું સત્યભામા પાસે જઇશ ત્યાં મને સત્રાજિત દેખશે તો હું તેમને મળીશ અને કહીશ કે તમે બોલાવી હતી તેથી આવી છું; અને નહિ દેખે તો સત્યભામાની ખબર લેઇ પાછી આવીશ. વેશ—( જોશીનો ). આ પ્રસંગમાં શ્રીદામાએ કપટથી ચારૂમતી પાસેથી કુંચી કઢાવી તેથી એ **અધિબલ** નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે.

( લ ) અતનુ—કામદેવ ! સમીર—પવન. જળમાં ઇ૦—જેમ સમુદ્રમાં વડવાનળ અગ્નિ પ્રવેશ કરીને તેને સૂકવી નાખે છે તેમ તેં મારા દેહમાં પ્રવેશ કરી દેહને સૂકવી નાખ્યો. **રૂપકાલંકાર.** દુર્ધર—ન ખમાય એવાં. શર—તીર. અહિત—ભુંડું. મનોજને—કામદેવને. અહીં પ્રિયના વિયોગમાં કામદેવના આવેશથી થયેલી સત્યભામાની ચેષ્ટાઓ વર્ણાઇ છે માટે **તપન** નામે નાયિકાલંકાર વર્ણાયો છે. સ્ત્રીયુક્ત કામ ફળવાળો કોમળ શૃંગાર વર્ણાય છે માટે અહીંથી **કૈશિકી** વૃત્તિનો આરંભ છે.

( એવે ત્યાં ધીમેથી દ્વાર ઉઘાડી નાગરિકા પ્રવેશ કરેછે ) ( व ).

**નાગરિકા**—( સત્યભામાને ધ્યાનસ્થ જોઇ ) આહા ! આની તે આ દશા ! ! અરે પણ એ આ કોની પ્રતિમા આલેખી તેની સામે ધ્યાન ધરી બેઠીછે ! હાં હાં ઠીક; એ તો એણે કામદેવની પ્રતિમા આલેખી દેખાયછે. ( તેને નમસ્કાર કરી ) પ્રભુ કામદેવ ! મારી સખીને તું સંપૂર્ણ પ્રસન્ન થજે. ( સઆશ્ચર્ય ) અરે ! પણ આ તો કામદેવની છબી નો'ય. કામદેવ તો ગોર હોઇ ગોરીઓનાં મન હરણ કરેછે; પરંતુ આ તો શ્યામમૂર્ત્તિ છતાં અબલાનાં ચિત્ત આકર્ષી લેછે. ઠીક ઠીક, એ તો ઓળખ્યા. મને પણ મારી સખી વીસરી નથી. ( વળી ફરી જોઇ ) અરે ! શ્રીદામો પણ સાથેજ દેખું. ( એવામાં નાગરિકા નાગરિકા એવો એકાએક શબ્દ થાયછે અને તેથી નાગરિકા કંપેછે ). ( श )

**સત્યભામા**—હે વિતનુ મહારાજ ! જો મેં વડી વારથી તારૂં એક નિષ્ઠાએ ધ્યાન ધર્યું હોય તો મેં મારી સખીને પ્રથમ બે વાર બોલાવી, અને હવે ત્રીજી વાર બોલાવું તે સમયે તેને મેળવજે; નીકર આ યૌવનરૂપી અગ્નિમાં બળી મરયા વગર રહેનાર નથી. ( એટલું બોલી મોટેથી નાગરિકા એવો શબ્દ કરેછે ). ( ष )

---

( व ) નાગરિકાનો આ પ્રવેશ એવો જોઇએ કે તે સત્યભામાનું મુખ દેખી શકે નહિ; કેમકે જો મુખ દેખે તો હવે પછી જે સત્યભામાના ઉચ્ચાર થશે તે સત્યભામાના મુખમાંથી નીકળ્યા છે એમ નાગરિકાના જાણવામાં આવવાથી તેને જે ભ્રમ ઉત્પન્ન થયો છે તે સંભવે નહિ.

( श ) આલેખી—ચીતરી. ઓળખ્યા—અર્થાત્ એ તો કૃષ્ણદેવની છબી ચીતરી છે. મને ઇ૦—( ચીતરવામાં ). અર્થાત્ મને પણ ચીતરી છે.

( ष ) વિતનુ—કામદેવ ! બે વાર બોલાવી—પ્રથમ જે 'નાગરિકા, નાગરિકા' એવો અવાજ સાંભળી નાગરિકા કંપી હતી, તે સત્યભામાનોજ શબ્દ હતો, પણ નાગરિકા પાછળ હોવાથી તેને એવો ભાસ થયો કે જાણે મને કોઇ બીજું બોલાવેછે, એમ સૂચન કર્યું છે.

**નાગરિકા**—( સકંપ ) ના ના હું તો અમથીજ આવી છું. મને બોલાવી ત્યારે આવી છું. કુંચી મેં ચોરી લીધી નથી.( પગલખલ- ખાવી ) હવે હું કોઇ દહાડો નહિ આવું. ભૂલી મહારાજ ભૂલી. ( એમ કહી આંખો મીચી દેછે. ) ( स )

**સત્યભામા**—( શબ્દ સાંભળી નયન ઉઘાડી નિરખે છે ) આહા હા ! જાગતો જોધ દેવ તો કામદેવજ છે ! એણે મારી સખીને કેમ કરી અહીં આણી ! દેવને અને તેમાં પણ પુષ્પધન્વાને તો શું અશક્ય છે ! ( એટલું કહી નાગરિકાને દૃઢાલિંગન કરેછે ). ( ह )

**નાગરિકા**—(સભય ) મને કોઇએ મોકલી નથી. હું તો ગાં- ડી છું ( સંકપ ) હવે અહીં નહિ આવું નહિ આવું !

**સત્યભામા**—હલા નાગરિકે ! તું બીશ નહિ બીશ નહિ. મેંજ તને કામદેવનું આરાધન કરી અહીં તેડાવી લીધી છે. હવે તારે કશો પણ ભય રાખવો નહિ. તું મને મળી એ સર્વ સારાં વાનાં થયાં છે. હે માર ! તેં મને કષ્ટના મારથી મૂકાવી મારી સખીનો મેળાપ કરાવ્યો, તે માટે હું તને સહસ્ર વાર શિરસાષ્ટાંગ કરૂં છું. ( એમ બોલી નમન કરે છે ). ( का )

**નાગરિકા**—( નયન ઉઘાડી ) હલા સખિ સત્યભામા ! (આમ તેમ જોઇ ) ત્યારે મને બૂમો કોણ પાડતું'તું ?

**સત્યભામા**—( સઆશ્ચર્ય ) એય તેં શું સાંભળી'તી કે ? વારૂ

---

( स ) સકંપ—( નાગરિકા છાનીમાની ચોરીથી અહીં પેઠી હતી માટે તે પોતે પકડાઇ ગઇ એવા ભયથી ધ્રૂજે છે. ) અહીં નાગરિકાનો શંકા અને ભયથી ઉપજેલો ત્રાસ વર્ણાયો છે માટે **સંભ્રમ** નામે ગર્ભસંધિનું અંગ જાણવું.

( ह ) પુષ્પધ્વન્વા—કામદેવ ! દૃઢાલિંગન કરેછે—મજબૂત ભેટે છે.

( का ) માર—કામદેવ ! શિર સાષ્ટાંગ—માથું નમાવી સાષ્ટાંગ પ્રણામ.

કહે જોઇએ પ્રીતમનો મારા પર પ્રેમ છે એવું તારા જાણવામાં કંઇ આવ્યું છે કે ? ( ખા )

**નાગરિકા**—( સ્વસ્થ થઇ ) હલા સત્યભામા ! મેં તો તારી બૂમોય સાંભળી'તી અને હું તો અહીં ( કાનમાં આ પ્રમાણે ) આવી'તી. તારા વિના કૃષ્ણદેવ અન્ન જળ તજી ઉપોષણ કરે છે અને રાત દિવસ તારોજ જાપ જપી રહ્યા છે. કાલનો મહોત્સવ પણ એમની પિંડપીડા-માટે બંધ રહ્યાનું સંભળાય છે. શિવ શિવ ! શું એમનું દુઃખ. ( ગા )

**સત્યભામા**—સખિ નાગરિકે ! પ્રેમની પીડા એવીજ છે. જો આ મારૂં કંકણ જે તું ભળેભળે ચઢાવતી હતી તે એની મેળે નીકળી જાયછે. આ મારી કનિષ્ઠિકાની મુદ્રિકા તે કાંડે જઇ બેસવા કરે છે. મારૂ રક્તોત્પલ જેવું અંગ તે તને પુંડરીક જેવું નથી લાગતું શું ? સખિ ! હવે એ કષ્ટ કે'વાથી કંઇ ઓછું થાય તેમ છે ? પણ કહે કે હવે હું શું કરૂં ? તું મને સુવર્ણસરોજિકામાં શાકાજે લઇ ગઇ ? હવે તો તને છોડનાર કોણ છે ? ( એમ કહી દઢાલિંગન દેછે ). ( ઘા )

**નાગરિકા**—( સખેદ ) વયસ્યા ! હવે હું નિરૂપાય છું. તું મને અહીંથી હવે વે'લી જવા દે તો ઠીક, નીકર પિતાશ્રી આવશે અને દાદરે તાળું નહિ દેખે તો તારા અને મારા બંનેના ભોગ મળશે. મને એમણે સુવર્ણસરોજિકા ગયા માટે કાઢી મૂકી'તી તે પાછા આજ

---

( ખા ) 'એય તેં શું સાંભળી'તી કે' ? એ વાક્યથી નાગરિકાને સૂચના કર્યું કે તે મેંજ પાડી હતી. ( ગા ) પિંડપીડા—શરીરની અસ્વસ્થતા.

( ઘા ) કનિષ્ઠિકા—છેલ્લી નાની આંગળી. મુદ્રિકા—વીંટી. કાંડે જઇ બેસવા કરે છે—**ચપલાતિશયોક્તિ અલંકાર.** રક્તોત્પલ—રાતું કમળ. પુંડરીક—ધોળું કમળ. સત્યભામાની વિરહથી થયેલી દશાઓનું વર્ણન છે માટે નાયિકાની **કામદશા** વર્ણાઇ છે.

બોલાવવા આવ્યા'તા. હવે હું તને રોજ મળીશ પણ તું મને હવણાં તો જવાદે. (ज्ञ)

**સત્યભામા**—સખિ જો જો ! આ મેં તે દિવસની પ્રતિમા આલેખી છે. તેમાં વનમાલીએ બાંધેલો જે કાળજાને કોરે એવો કેસરી ફેંટો તે આલેખવો બાકી રહ્યોછે, અને એમના પગ આગળ હરિણી કાઢીછે તેની આંખમાંથી જે આંસું ટપકેછે તે ચીતરવાં રહી ગયાં છે. હું જ્યાં ઊભી હતી ત્યાં મેં જે વાઘ કાઢ્યો છે તે તો સર્વ પ્રકારે હું આલેખી રહીછું. હવે હું એટલું બાકીનું પૂરૂં કરી લેઉં ત્યાર પછે તું જજે. એક વાર મહારાજને મિટ ભરી જો તો ખરી ! આહા ! શું નયનશરાસન મારા પર સાંધ્યુ છે ! નાગરિકા તું ખરેખરૂં કહે કે મારાથી પૂર્ણપણે પ્રતિમા આલેખાઇ છે કે નહિ ? ( એમ કહી પ્રતિમાકને જાયછે ).*

**નાગરિકા**—સખિ ! પ્રતિમા તો તેં અનુત્તમ આલેખી છે, પણ તારી કને વાઘ અને કૃષ્ણદેવ કને હરિણી તેં શામાટે ચીતર્યાં છે ? એ હું સમજી શકી નહિ.

**સત્યભામા**—હલા ! જો હું એ તને સમજાવું. ક્ષત્રિય થઇ રડતી હરિણીનું હરણ થવા દે એ કેટલું બધું અઘટિત છે, એ દેવને દેખાડવા માટે. અલિ નાગરિકા ! આ મારા અંતરનો ભાવ આર્યપુત્ર પૂર્ણપણે સમજે તેવા છે પણ એમના જોવામાં આ પ્રતિમા શી રીતે આવે !

**નાગરિકા**—પ્રિય સખિ ! એ તું પૂરી આલેખી લે, પછે જો મારાથી બનશે તો હું એ દેવ કને લઇ જઇ નિવેદન કરીશ. વારૂ એમને પણ તને જોઇ સુખ પ્રાપ્ત થશે !

**સત્યભામા**—સખિ ! મોટાના તેજમાં સર્વે તણાય તેમ તું દેવ-

---

(ज्ञ) વયસ્યા—સખિ ! *નયનશરાસન—નેત્રની ભમરનું ધનુષ્ય. હરિણી ચીતરવાનું કારણ આગળ જણાવશે. વાઘ ચીતર્યો છે તે એમ જણાવવાને કે મારા પિતારૂપી વાઘ મને ઉપાડી લેઈ જાયછે.

નેજ સુખ કરવા ઇચ્છે છે, પણ મારી તે પીડા કોને પડી હોય ! વારૂં ઠીક, એમને પણ સુખ તો થશે. હું પ્રતિમા પૂરી આલેખુંછું અને તું તેમાં જે ભૂલભાલ થતી હોય તે દેખાડજે. ( એમ કહી કેસરી રંગ તથા કલમ હાથમાં લેઇ આલેખવા માંડેછે ).

**નાગરિકા**—વયસ્યા ! હજી જરાક ઘેરો કેસરી જોઇએ. આહા ! હરિણીનાં આંસુ તો તેં જાણે ટપક ટપક મોતી ટપકતાં હોય એવાંજ આલેખ્યાં છે ! ( ચા )

**સત્યભામા**—કેમ સખી આટલો કે હજી વધારે ઘેરો કરૂં.

**નાગરિકા**—હવે તો એટલોજ; પણ સખી પેલી ભૃકુટિ જરા વધારે વાંકી કરે તો ઠીક.

**સત્યભામા**—જા જા; એથી વધારે વાંકી કરૂં તો મારી—( કહી અટકી જાય છે ).

**નાગરિકા**—કહેને કે શોક્યના ભણી નજર જાય. બોલ્ય, એજ કહેવાનું છે કે કંઇ બીજું ? ( છા )

**સત્યભામા**—( લજ્જાપૂર્વક ) હલા નાગરિકા ! તારે જે કહેવું હોય તે કહે મારે તો એથી આગળ કંઇ બોલવું નથી. પણ પેલી તેં એમની આંગળી જોઇ કે ? બળદને હરણ ધાવતું કેવું બતાવી રહ્યા છે.

**નાગરિકા**—સખિ ! હવે હું જઇશ. મારૂં મન ઘણું ગભરાય છે અને ચેન પડતું નથી. વળી થોડીવાર પછી તને આવી મળીશ પણ હવડાં તો મને જવાદે. હજુ તો મારે તારી સાથે ઘણી ઘણી વાતો કરવાની છે. ( એમ કહી જવા માંડેછે ).

**સત્યભામા**—અલિ નાગરિકા ! તું પણ વાલેશરી થઇ વેરીનુંજ

---

( ચા ) ચિત્ર પ્રતિમા પૂરી કરવાનું કામ ચાલી રહ્યુંછે તેનો દેખાવ બતાવવાને આ વર્ણન છે.

( છા ) અધૂરૂં વાક્ય પૂરૂં કરવામાં આવ્યું છે માટે **વાક્કેલી** નામે વીથીનું અંગ વર્ણાયું છે.

કામ કરવા બેઠી કે શું. તું તો જવાની તે જઈશજ પણ મારા પ્રિય-તમનેય સાથે લઇ જાયછે! વારૂ લાવ્ય હું એક વાર એમને ભેટી લઉં.

( એમ કહી પ્રતિમાને હૃદય સરશી દાબેછે તથા ચુંબન કરેછે). (છા)

**નાગરિકા**—વયસ્યા! તારી તે ડાગળી છટકી ગઇછે કે શું? આ ચિત્રને આમ ચોળી નાખવાથી તારો કયો મનોરથ સિધ્ધ થવાનો હતો! એ લાવ્ય મારી કને. હવે તો મને જવાની આજ્ઞા આપ્ય.

**સત્યભામા**—સખિ! જે થવાનું હશે તે થશે પણ હું તો તને હવડાં જવા દેવાની નથી. પિતાએ તો મારાં લગ્ન કૃતવર્મા સાથેજ નક્કી કર્યાં હશે તો પછે બેહેની મને થોડી વાર જીવનારી સમજી તારે જવું ઘટતું નથી. જો દેવ મારે કાજે કંઇ નહિ કરે તો પછે હું તેમનું ધ્યાન ધરી મારૂં સૂઝતું કરીશ. પણ હલા નાગરિકે! આ મારી આલેખેલી પ્રતિમા તો તેમને આજને આજ મળે તેમ તું કરજે, હો! (જા)

**નાગરિકા**—અહો વયસ્યા! તારે એ વિષે કંઇ પણ ચિંતા કર-વી નહિ. જે મારાથી થશે તે હું એ માટે કરીશ. તારી આલેખેલી પ્રતિમા હું આજજ પ્રભુને પહોચાડીશ. ( પછે વિચાર કરી ) પણ સ-ખિ! પેલા લીલા રંગની કલમ તું બોળી લાવ્ય જોઇએ.

**સત્યભામા**—શા સારૂ? હવે એમાં કંઇ પણ કરવા જેવું નથી.

**નાગરિકા**—પણ તું લાવ્ય તો ખરી. જો તને મારૂં કહેવું ગમે તો તે પ્રમાણે કરજે.

**સત્યભામા**—( ઊઠી અવળે મોઢે કલમ લેવા જાયછે ) સખિ! ઘેરી

---

(છા) પ્રિયતમને—છબીમાં ચિત્રેલા કૃષ્ણને. (જા) સૂઝતું કરીશ—મરણ પામીશ. અહીં થોડી વાર જીવનારી કહીને કૃતવર્મા ઉપરની અપ્રીતિનું તથા કૃષ્ણ ઉપરના અનુરાગબીજનું ઉદ્‌ઘાટન કર્યું છે. કૃષ્ણને પ્રતિમા પોહોચાડવાનો પ્રયત્ન છેલ્લા વાકયથી વર્ણાયો છે. એવી રીતે બીજનો પ્રયત્ન સાથે યોગ થવાથી **ગર્ભસંધિ** વર્ણાયો છે.

બોળી લાવું કે ફીકી ? ( એવે નાગરિકા ઉતાવળી પ્રતિમા લઇ ઉતરી પડે છે ).

**સત્યભામા**—( સખેદ ) અરે સખિ ! તેં પણ આમજ કર્યું કે ? મને પતિએ ઠગી, પિતાએ ઠગી, માતાએ ઠગી મેડીએ ચઢાવી અને વહાલી સખી જે તું તે પણ આવી ઠગબાજી રમી નાશી ગઇ ! અરે પ્રભુ ! એમજ થાયછે તો હવે મારે જીવ્યામાં શો સાર છે.

( એટલું બોલી દીર્ઘ નિઃશ્વાસ નાખી ઓરડામાં જઇ બેસે છે ).

( આમતેમ જોતી અને પ્રતિમા સંભાળતી નાગરિકા પ્રવેશ કરેછે. ). ( જ્ઞા )

**નાગરિકા**—( સઆશ્ચર્ય ) અરે કાંત્યું પીંજ્યું કપાસ થયું કે શું ? હું શ્રીદામાને અહીં બેસવાનું કહી ગઇ'તી તે મને વધારે વાર લાગી તેથી ચાલ્યો ગયો કે કેમ ? ( એટલું બોલી શ્રીદામા ! શ્રીદામા ! કહી બૂમ પાડેછે ).

**શ્રીદામો**—( આંખ્યો ચોળતો ચોળતો પ્રવેશ કરીને ) શું છે ? શું છે ? જા રે જા ! આટલી બધી વાર તે લગાડતાં હઇશું ! જોને હું કેવો ઉતાવળો જઇ આવ્યો'તો ?

**નાગરિકા**—તમે શું ધોળકું ધોળી આવ્યા'તા ! જો હું તો આ પ્રમાણે ( કોઇ ન સાંભળે કે ન દેખે તેમ કહી પછે પ્રતિમા દેખાડેછે ) સહુ સિદ્ધ કરી આવી. હવે જા અને દેવનું મન મનાવ્ય. પણ હવે જે કરવાનું હોય તેની ઉતાવળ કરજે હો; નીકર સિંહનો ભાગ શિયાળને લઇ જતાં વાર થવાની નથી. અને હું હવે સત્રાજિત્‌ને ઘેર જઇશ એટલે તને મળી શકાશે પણ નહિ. માટે જે કરવું હોય તે વહેલો કરજે. (ज्ञा)

---

( જ્ઞા ) અહીં પ્રિય વિયોગથી કામના આવેશમાં આવેલી સત્યભામાની વાણીમય ચેષ્ટા વર્ણવી છે માટે એ **તપન** નામે નાયિકાલંકાર વર્ણાયો છે.

(ज्ञा) અહીં અર્થની સાધના કરવાનો નિશ્ચય વર્ણાયો છે માટે યુક્તિ નામે નાટ્યાલંકાર.

**શ્રીદામો**—આઘી આવ્ય. જો એ માટે તો મેં (કાનમાં) આમ યોજના કરીછે. તું પણ સાવધપણે તેમ કરવા ચૂકતી મા.

**જાગરિકા**—પણ અલ્યા મહોત્સવ તો બંધ રહ્યાનું સંભળાય છે ને ?

**શ્રીદામો**—દૈવના કારણથીજ બંધ રહ્યો છે ને? એમ કરવામાં પણ આપણી યુક્તિજ છે ! તું તારે જે કરવાનું તે સાવધપણે કરજે એટલે પોબાર પડ્યા સમજવા. હવે હું જઉં છું અને તું પણ ત્યાં જઇ ધારેલું કામ સિદ્ધિએ પહોચાડવાની યોજનામાં લાગીજા.

( એમ વિચાર કરી બંને જણ ચાલ્યાં જાય છે ).

( વિરહાગ્નિથી બળતા અને શ્રીદામાની વાટ જોતા કૃષ્ણદેવ પ્રવેશ કરેછે ).

**કૃષ્ણદેવ**—દાવાગ્નિથી વ્રજસમૂહને બળતો રાખનાર હું, મુચુકુંદનેત્રાગ્નિથી કાલયવનનો દાહ કરાવી જેવો ને તેવો રહેનાર હું, જરાસંધે પ્રવર્ષણ પર્વતને પાવક લગાડ્યો અને તે જાજ્વલ્યમાન જ્યોતિમાંથી કંઇ પણ કષ્ટ વિના નીકળી નાસનાર પણ જે હું, તેને શું વિરહાગ્નિ દગ્ધ કરવા ધારે છે ! અરે આત્મભૂ ! હું પણ શંકરનો પરમ ભક્ત છું હો ! મને પીડા કરવામાં કાંદા કાઢવાના નથી ! હા કુસુમેષુ ! હવે તો અતિ થયુ !! આ હૃદય મહાસ્ત્ર કે સુરાસ્ત્ર સહન કરવાને તૈયાર છે, કિન્તુ હે મકરધ્વજ ! તારાં કમળ જેવાં કોમળ શર સારાથી સહન થતાં નથી ! ( એમ કહી નિઃશ્વાસ નાખે છે. ) અરે શું શ્રીદામોય પણ અદ્યાપિ સુધી નજ આવ્યો કે ? હોય એમજ હોય; “પડ્ય, પડ્ય, તો કે સદાવડી !” (ટા)

( એવે જય જય મહારાજ કહી શ્રીદામો પ્રતિમા સંતાડતો પ્રવેશ કરે છે. )

---

(ટા) અહીં દાવાગ્નિપાન વગેરે થઇ ગયેલાં કાર્યનું કથન કર્યું છે

**શ્રીદામો**—વયસ્ય ! તમારે કાજે અથડાઇ અથડાઇ મારો તો આટો નીકળી ગયો.

**કૃષ્ણદેવ**—સખા ! પણ કંઇ વળ્યું કે નહિ ?

**શ્રીદામો**—અમે જાણીએજ છિયે કે અમને પડેલું કષ્ટ કોઇ પૂછનાર નથી, પણ કામ થયું કે નહિ તેનીજ ખબર પૂછાશે !

**કૃષ્ણદેવ**—ગોપબંધુ ! તારી પ્રકૃતિ તો સારી છેને ? વારૂં કહે જોઇએ પ્રિયા તને કહીં મળી ? અને એની પ્રીતિ મારા પર છે એવું તને કંઇ વાતચિતમાં જણાયું કે નહિ ? ( ઠા )

**શ્રીદામો**—મારી સાથે વાતચિત તો કરી પણ હું એવો રસજ્ઞ છું કે તેની તમારાપર પ્રીતિ છે કે નહિ તે પૂરેપૂરૂં સમજી શકયો નહિ ! ( એમ કહી પ્રતિમા સંતાડતો જાય છે ). ( ડા )

**કૃષ્ણદેવ**—વયસ્ય ! આ સમય હાસ્યનો નથી. વારૂં જો તું પૂરેપૂરૂં સમજી શકયો નહિ તો જેટલું સમજ્યો, તેટલું કહે જોઇએ ?

**શ્રીદામો**—મહારાજ ! એમાં તે શું કહેવું છે ? હવે તો હું ઘેર જઉછું; મને તો ભૂખ લાગી છે ?

---

માટે ઉત્કીર્ત્તન નામે નાટયાલંકાર વર્ણાયો છે. આત્મભૂ—કામદેવ ! શંકરનો પરમ ભકત ઇ૦— અર્થાત્ શંકરની પેઠે તને બાળી મૂકીશ, એ ધ્વનિ છે. કુસુમેષુ—ફૂલના બાણવાળો—કામદેવ. કુસુમેષુ એ કામતું નામ હોવાથી વિશેષ્ય છે અને એ વિશેષ્ય ઉપરથી કૃષ્ણને તે બાણ પ્રહાર કરે છે એમ સમજાવ્યું છે માટે **પરિકરાંકુરાલંકાર.**

( ઠા ) ગોપને સારૂં લગાડવાને તેની પ્રકૃતિ પૂછી છે, અને એમ કરીને તેને પોતાને અનુકૂળ કરી લીધો છે માટે **સંગ્રહ** નામે ગર્ભસંધિતું અંગ વર્ણાયું છે.

( ડા ) અહીં શ્રીદામાએ પોતાને રસજ્ઞ કહીને અરસજ્ઞતાનું કાર્ય કહી બતાવ્યું તેથી તે **વચોહાસ્યનર્મ** નામે કૈશિકી વૃત્તિનો ભેદ વર્ણાયો છે; તથા પ્રતિમા સંતાડતો જાયછે માટે **ક્રિયાનર્મ** નામે કૈશિકીનો ભેદ વર્ણાયો છે.

**કૃષ્ણદેવ**—બેશ બેશ; તને મોકલવાનું પ્રયોજન શું તે પણ કંઇ સમજે છે કે નહિ? ( પછે તેનું લૂગડું ઝાલી આચકો મારે છે એટલે સંતાડેલી પ્રતિમા પડી જાય છે ) અલ્યા! આ શું? કયાંથી લાવ્યો અને આ પ્રતિમા કોની છે! હાં હાં, એ મેં ઓળખી; પણ કહે એ કોણે આલેખી?

**શ્રીદામો**—મહારાજ મેંજ તો! એવી તો હું ઘણીએ છબીઓ કાઢું છું!

**કૃષ્ણદેવ**—શ્રીદામા બોલ્ય, બોલ્ય; આ તું કયાંથી લાવ્યો અને કોણે કાઢેલી છે?

**શ્રીદામો**—વયસ્ય! એ સુવર્ણસરોજિકાવાળીએ કાઢી છે અને આપનો ગોપ ત્યાં જઇ ચોરને ઠગી મોર મારી લઇ આવ્યો છે. એની કથા જરા લાંબી છે; જો સાંભળવાનો અવકાશ રહ્યો હોય તો કહું.

( કૃષ્ણદેવ પ્રતિમા ભણીથી શ્રીદામા ભણી જોઇ ). ( ઢાં )

**કૃષ્ણદેવ**— ગોપબંધુ! હું આ પ્રતિમામાં આલેખેલા ભાવ જોઇ રહ્યા પછી તારી વાતથી જાણીતો થઇશ. ( એમ કહી પ્રતિમા ભણી નજર કરેછે ).

**શ્રીદામો**—પણ મહારાજ! હું ભૂલી જઇશ ત્યારે?

**કૃષ્ણદેવ**—તે તને ફરી સાંભરી આવે એવું હું કરીશ. પણ સખા જો તો ખરો; આપણે એને છળ કરી બોલાવી તેથી એ કેવી ભૃકુટિ ચઢાવી રહી છે?

**શ્લોક.**

મદને ફેર મરોડી, ખેંચતો શું કમાન,
અતિ અતિ થઇ વાંકી, મિત્ર! આ ભ્રૂ સમાન;

---

(ઢાં) પ્રતિમા જોવાની કૃષ્ણની અતિ ઉત્કંઠાનું હાસ્ય કરે છે: જો સાંભળવાનો અવકાશ રહ્યો હોય તો, ઈ૰ **વચોહાસ્યનર્મ.**

સ્મરધનુ નહિ એ તો, શો કરૂં હું વિચાર,
તિલક હરતણું એ, થાય શંકા અપાર. ૫

અપિચ--

## શ્લોક.

ત્રિપુણ્ડ્ર જે હરતણું, વદતાં ન ફાવે,
રે રે વયસ્ય ! ઉપમા, મનમાં ન આવે;
જો હું શશી સમ વદું, તવ તે કલંકી,
કો ભ્રૂ સમાન નવ હું, ગણું સિંહલંકી. ૬

**શ્રીદામો**—મહારાજ જો એની ભરગુટીને કોઇની ઉપમા અપાય એવી નથી તો પછે એની અપરઘુટી કેવી હશે તે તો કેમજ કહેવાય? (હા)

---

૫ શ્લોક—માલિની વૃત્ત. ચિત્રમાં કાઢેલી સત્યભામાની ભ્રમરનું વર્ણન કરે છે: મદન ઇ૦—મિત્ર ( હો શ્રીદામા ! ) જાણે મદન ( કામદેવ ) હાથ વાંકો કરીને કમાન ખેંચતો હોય તેથી તે અતિ વાંકી થઇ હોય તથા તે આ ભ્રમર જેવી દેખાતી હોય ! અથવા એ સ્મરધનુ ( કામનું ધનુષ્ય) નહોય પણ હરનું ત્રિપુણ્ડ્ર તિલક છે. ત્યારે એ કામનું ધનુષ્ય, હરનું તિલક કે સત્યભામાની ભ્રમર, એ ત્રણમાંથી શું હશે તેની મને શંકા થાયછે. પહેલા ચરણમાં સંભાવના કરી છે માટે **ઉત્પ્રેક્ષા** છે. બીજા ચરણમાં તેને ઉપમેય તરિકે વર્ણીને ભ્રૂને ઉપમાન ગણ્યું છે માટે **ઉપમેયોપમા** છે. વળી કામધનુષ્યનો નિષેધ કર્યો માટે **અપન્હુતિ** છે. છેવટ શંકા બતાવે છે માટે **સંદેહાલંકાર** છે. વળી એમાં માધુર્યાદિ ગુણો હોવાથી અલંકાર અને ગુણનો યોગ થવાથી **ભૂષણ** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

૬ અપિચ—વળી. શ્લોક—વસંતતિલકા. કો ઇ૦—હું આ સિંહલંકીની ભ્રૂ સમાન કોઇ પદાર્થને ગણતો નથી. આ જગોએ ઉપમાન ચંદ્રને કલંકી ગણી દોષ લગાવ્યો માટે **નિંદોપમાલંકાર**. ( હા ) ભરગુટી—ભૃકુટિ. અપરઘુટી—( ? )

**કૃષ્ણદેવ**—મકરંદના સ્વાદની તે મણિધરને શી પરખ! એ તો ભ્રમરજ ભોગવી જાણે. પણ સખા એણે ચંદ્રક કર્યો છે તે તેં જોયો કે જો જો!— (ણ)

**શ્લોક.**

પૂર્ણિમાચંદ્ર જાણે વર વરતુલશી, ધાર બાંધી રહ્યો છે,
શોભા સારી શશીથી કિરણ પસરિયાં, હારી એ તો ગયો છે;
આકાશે એક વિધુ, દ્વય અહિં નિરખું, અભ્ર આવે ન પાસે,
એ પૂરા ચંદ્ર માંહે મલિનપણું દિસે, સ્વચ્છ આ બે પ્રકાસે. ૭

**શ્રીદામો**—કહાનજી! હજુ તારા જોવાના રહ્યા તે દેખાડશો કે? (ત)

**કૃષ્ણદેવ**—(સસ્મિત) તારા જુએ એવાજ દેખાયછે! પણ તારા એય સંશયનું મારી પ્રિયાના અલૌકિક લાવણ્યવડે સહેજ સમાધાન થાય તેવું છે. જો સાંભળ્ય:— (થ)

**શ્લોક.**

વગર કલંકિત ઉગ્યા, એક નહિં પણ વિધુ ભલા બે આ;

---

(ણ) મકરંદ—પુષ્પરસ. મણિધર—સર્પ. ચંદ્રક-ચાંદલો. ૭ શ્લોક—સ્રગ્ધરા. વર—ઉત્તમ. વરતુલશી—વર્તુલ (ગોળાકાર) જેવી. વિધુ—ચંદ્ર. દ્વય— એક કપાળનો ચાંદલો અને બીજો મુખચંદ્ર. અભ્ર— વાદળું. આકાશના ચંદ્રને વાદળું નડે છે, પણ આ બે ચંદ્રને તો તે પણ નડતું નથી. ઉપમાન દોષવાળું વર્ણ્યુંછે માટે **નિંદોપમા.**

(ત) સત્યભામામાં ચંદ્ર વર્ણાય છે ત્યારે તારા પણ હોવા જોઇએ એવા વિચારથી શ્રીદામો કહેછેઃ કહાનજી! ઇ૦. હરણીનાં આંસુનાં ટપકાં ચીતર્યાં છે તે બતાવવાની આ ગર્ભિત સૂચના છે, પણ કૃષ્ણદેવ તેપર લક્ષ્ય દોરતા નથી એમ વર્ણવીને કવિએ કૃષ્ણનો સત્યભામા ઉપરનો અનુરાગ ધ્વનિત કરી બીજનો ઉદ્‌ભેદ કર્યોછે. (થ) તારા—(આકાશમાંના). લાવણ્ય—સુંદરતા.

તારા ઝાંખા થઇને, અંગોઅંગે વશી રહ્યા જો આ. ૮

**શ્રીદામો**—દેવ ! એ જાણે દેવી થવાને એકે પગે ન થઇ રહી હોય એવી દેખાય છે-

**કૃષ્ણદેવ**—વયસ્ય ! એનાં અંગોઅંગની શોભા વર્ણવતા સુધી મનોજ મને ઊભો રહેવા દે એમ લાગતું નથી તથાપિ એ આપણાથી લજ્જા પામે છે તે સમયે એનો દેખાવ કેવો થયો છે તે તું જો:— ( દા )

**શ્લોક.**

નયને નમતી ગમતી ગવરી,
લજવાતી અતિ ગતિ જો શી કરી;
મદને વદને કરી એ છુપવે,
વદતી વનિતા અતિશે ન રવે. ૯

અપિચ—

**શ્લોક.**

સંકોચાયે કાયે, કુમુદિની પેઠે તદા ઘણી શોભે;
પ્રાતર દિનકર થોભે, જોઇ ક્ષોભે પ્રભાવડે લોભે. ૧૦

---

૮ શ્લોક—ગીતિ. તારા—પરસેવાના કણ રૂપી કે મોતીના અલંકાર રૂપી. અલંકારને પણ શોભા આપે એવું એનું રૂપ છે, એ ધ્વનિ. ( દા ) મનોજ—કામદેવ.

૯ શ્લોક—તોટક વૃત્ત. નયને નમતી—નેત્ર નીચાં ઢાળતી. ( લજ્જા નામે ભાવની વ્યંજના ). મદને—મદન( કામદેવ )ને પણ. અથવા મદને—જુવાનીના મદને. અતિશે ન૦—એ અતિશય ઘાંટો કાઢીને બોલતી નથી. ( આ પણ લજ્જા નામે ભાવની વ્યંજના છે. )

૧૦ શ્લોક—ગીતિ. જ્યારે પ્રાતઃકાળનો સૂર્ય ઊગેછે ત્યારે જેમ કુમુદિની ( પોયણી ) પોતાના અંગમાં સંકોચાય છે ( બીડાઈ જાયછે ) તેમ મને જોઇને આ સ્ત્રી પોતાની કાયામાં સંકોચાઇ જાય છે ત્યારે એ ઘણી શોભે છે. વળી જ્યારે પ્રાતઃકાળનો દિનકર ( સૂર્ય ) તેને જોઈને

**શ્રીદામો**—કહાનજી! "ભાભા ભારમાં તો વહુ લાજમાં." એમ તો કંઇ નહિ થતું હોય !

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! તારે અને મારે સ્નેહ શી રીતે થયો હશે એ સમજાતું નથી ! જો જો મિયાની સર્વાંગસુંદરતા શી શોભી રહી છે ! ( ઘા )

શ્લોક.

જ્યોતિષ્મતી કહું ચંદ્રની તો, ધવલતા એમાં લહું,
જ્યોત્સના જો જડી લેઉ હૈડે, ( છે ) શિતળતા એવું કહું;
ના ના નથી છે અધિક એથી, કામકારી કામિની,
સર્વાંગ સુંદરતા સ્વીકારૂં, ( મમ ) હૃદયમેઘની દામિની. ૧૧

---

થોભે છે ( અટકી ઊભો રહે છે ) ત્યારે એ તેનાથી ક્ષોભ પામેછે, પણ તેની પ્રભા( કાંતિ )વડે લોભાય છે. અથવા દિનકર તેની પ્રભાવડે લોભાય છે. અહીં પણ લજ્જા નામે ભાવની વ્યંજના છે માટે એ **મુગ્ધાનું** વર્ણન છે. કાંતિ અતિશય વર્ણી છે માટે **દીપ્તિ** નામે નાયિકાલંકાર વર્ણાયો છે.

( ઘા ) તારે અને મારે ૪૦—અર્થાત્ તું તો કેવળ વિવેક વગરનો અને નીરસ જણાય છે !

૧૧ શ્લોક—હરિગીત. જો એને હું ચંદ્રની જ્યોતિષ્મતી ( ચંદ્રના જેવી કાંતિવાળી ) કહું તો ધવલતા ( ધોળાપણું ) ચંદ્રમાં છે તે એનામાં આવે; જો ચંદ્રની જ્યોત્સ્ના ( કિરણમાળા ) એનામાં છે એમ હું હૈડે જડી લઉં ( માનું ) તો એનામાં શીતળતા છે એવું કહ્યા બરાબર થાય છે; પણ આ તો એના કરતાં પણ અધિક કામકારી કામિની છે; ( ચંદ્રની સાથે સરખાવતાં એક એક અંગની સુંદરતા વર્ણાય છે, તે ઠીક નથી ) અને હું તો એના સઘળા અંગની સુંદરતાનો સ્વીકાર કરવાવાળો છું માટે એને હું મારા હૃદય રૂપી મેઘમાં રહેનારી દામિની ( વીજળી ) કહું છું. **અધિકોપમા.** કામે યુક્ત શોભા વર્ણી છે માટે **કાંતિ** નામે નાયિકાલંકાર. 'હૃદયમેઘની દામિની' એ શબ્દોવડે કૃષ્ણના અનુરાગ રૂપી બીજને ખુલ્લું કર્યું છે.

અપિચ—

### શ્લોક.

ચપળા ચતુરા કેવી, તડિત તરૂણી ગઇ નહિ ભાળી;
કુચઅંકુશે ભેધું, આ કરિવરનું હૃદે અહા બાળી! ૧૨

**શ્રીદામો**—મહારાજ! એ તો બધુંય ખરૂં પણ પેલો વાઘ અને બકરી એ શા કાજે ચીતર્યાં હશે? હું તો ધારૂં છું કે દેવને ચતુરાઇ જણાઇ આવે કે દેવીને વાઘ બકરીનાં ચિત્રામણ પણ ચીતરતાં આવડે છે ખરાં! એટલાજ કાજે એ બે ચીતર્યાં હશે બાકી બીજું શું? (ના)

**કૃષ્ણદેવ**—(તે બે ચિત્ર ભણી જોઇ) સખા! મારી કને જે ચિત્ર છે અને તું જેને બકરી કહે છે તે બકરી નથી પણ હરિણી છે (વિચાર કરી) હા હા હું સમજ્યો! અરે આ શું!! (નિઃશ્વાસ નાખી) પ્રિયાએ મને આવોજ ગણ્યો કે? (પા)

---

૧૨ શ્લોક—ગીતિ. કોઈ પુરૂષ એકાએક તેને લેઇ ગયો તે યાદ આણીને કહે છે: ચપળા ઇ૦—એ ચતુરા કેવી ચપળ છે કે જે તરૂણી તડિત-(વીજળી)ની પેઠે ગઈ અને મારા જોવામાં પણ ન આવી! કરિવરનું—ઉત્તમ હાથીનું 'કુચઅંકુશે' એ શબ્દથી શૃંગારભાવ ઉઘાડી રીતે જણાઇ આવ્યોછે, માટે **હેલા** નામે નાયિકાલંકાર. ચપળા અને તડિત, તથા ચતુરા અને તરૂણી, એવા એકજ અર્થના શબ્દો મૂકી અર્થની પુનરૂક્તિ દેખાડી છે **વ્યપેતઅર્થયમક.** જેમ કાવ્યપ્રકાશમાં, "तनुत्रपुरजघन्योसौ कारिकुंजररुधिररक्तखरनखरः । तेजोधाममहःपृथुधाम्नामिन्द्रोहरिर्जिष्णुः ॥ એમાં तनु–वपु, कारि—कुंजर, रुधिर—रक्त, तेजः—धाम—महः इंद्र, हरि, जिष्णु, એ એક અર્થના શબ્દોની રચના કરી તે જૂદા જૂદા અર્થે વાપર્યા છે. ચિત્રચંદ્રિકામાં પણ "द्वारपर ઇ૦" કવિતા એજ જાતની છે.

(ના) શ્રીદામો હરણીને બકરી માની 'વાઘ અને બકરી' વગેરે બોલેછે. (પા) શ્રીદામો ક્યા ચિત્રને ઉદ્દેશીને કહેછે તે સ્પષ્ટ કરેછે: સખા ઈ૦

**શ્રીદામો**—વયસ્ય ! આ વળી લગનમાં વિઘ્ન કેવું ? એમાં-થી વળી કંઇ ' ઇદં તૃતીયં ' નીપજે એવું છે કે શું ? ( फा )

**કૃષ્ણદેવ**—( સખેદ ) ગોપબંધુ ! એ ચિત્રવડે પ્રિયાએ આ-વા ભાવનું સૂચન કર્યું છે. સાંભળ્યઃ–

### શ્લોક.

હરણ હરિણીકેરૂં, અશ્રુ ચાલે કરેછે,
મૃગઅરિ જીતી જાયે, સ્મશ્રુ શૂરા ધરેછે !
નથી ઘટિત થયું એ, એમ કાંતા કહેછે,
બળ કળ છળ વા'લા, વ્યર્થ આ દે' દહેછે ! ! ૧૩

અપિચ—

### શ્લોક.

અરે એવું કોણે કર્યું આજ આવી,
ખરે કીર્ત્તિ મારી અતિશે લજાવી !
હવે હું હણું ચક્રથી શક્ર હોયે,
ભલે જાય નાશી ભૂ પાતાળ તોયે. ૧૪

---

—મારા તરફ જે ચિત્ર છે, તેનેજ તું બકરી કહેછે; પણ તે બકરી નથી. સમજ્યો—( શું સમજ્યા તે આગળ સ્પષ્ટ કરશે ). ( फा ) इदं तृतीयं—આ વળી ત્રીજું.

૧૩ શ્લોક—માલિની. હરણ ઇ૦—હરિણીના નેત્રમાંથી અશ્રુ ચાલેછે અને એવી અવસ્થામાં તે હરણીનું મૃગઅરિ ( વાઘ—વાઘ જેવો કાળી કામળ ઓઢી આવેલો પુરૂષ—સત્રાજીત ) હરણ કરીને જીતી જાય છે; એમ છતાં શૂરા ( કૃષ્ણ જેવા ) સ્મશ્રુ ( દાઢી મૂછ ) ધરે છે એ ઘટિત નથી થયું. ચિત્રમાં હરિણી અને વાઘનું ચિત્ર કાઢીને કાંતા એમ કહેછે—સૂચવે છે. હે વહાલા શ્રીદામા ! હવે મારાં બળ, કળ અને છળ ( પ્રપંચ—યુક્તિપ્રયુક્તિ ) વ્યર્થ છે અને તે આ મારા દેહને દહે છે.

૧૪ શ્લોક—ભુજંગી. એવું—હરણ રૂપ કાર્ય. ભૂ ઇ૦—તે ગમે તો ભૂમિમાં કે પાતાળમાં નાશી જાય તોય તેને હણું. અથવા તોયે—જળમાં.

**શ્રીદામો**—(ખખડાટ સાંભળી ગભરાયલાની પેઠે) દેવ ! દેવ ! નાસો નાસો ! નાગણ નાગણ ! નાગણ આવી નાગણ ! ! (वा)

( એવે એકદમ ઉતાવળે ચાલતી રૂક્મિણી પ્રવેશ કરેછે. )

**રૂક્મિણી**—( સકોપ ) અલ્યા ગોપબંધુ ! એ શું બોલ્યો ? ફરી બોલ્ય જોઇએ. તું લાડકો તારા દેવનો ! જો બીજાંને કંઇ અવળું કહીશ, તો જોવા જેવું થશે. ( मा )

**શ્રીદામો**—( નમન કરી ) દેવિ ! મેં તો મારા વયસ્યને કહ્યું કે તમને નંદ યશોદાનો કે સુદામા જેવા મિત્રનો ના ગણ, ના ગણ કે પાડ ! એમાં તે અમે શું જૂઠું કહ્યું ? અરે પ્રભુ ! ગરીબનો બેલી રામજ છે. 'ખરા બોલો માએ માર્યો' ! વારૂ દેવિ ! અમે હવેથી એવું નહિ બોલિયે. અને જો તમને અમારાં પગલાં ન ગમતાં હોય તો અમે અમારા વ્રજમાં જતા રહિયે. ( मा )

---

( वा ) નાગણ—રૂક્મિણીને આવતી જોઇને શ્રીદામાની શ્લિષ્ટ અર્થવાળી સૂચના. શ્લિષ્ટ અર્થ આગળ ખુલ્લો કરવામાં આવશે.

( मा ) દેવીનાં ક્રોધયુક્ત વાક્ય વર્ણાયાં છે માટે તોટક નામે ગર્ભસંધિનું અંગ થયું.

( मा ) વયસ્ય—મિત્ર ( કૃષ્ણ ). નાગણનો અર્થ ફેરવીને ના ગણ ( ગુણ—ઉપકાર નહિ ) એવો અર્થ કર્યો માટે **પતાકાસ્થાન** વર્ણાયું છે. પતાકાસ્થાન વિષે સાહિત્યદર્પણમાં લખેછે કે

" यत्रार्थे चिन्तितेन्यस्मिन् तल्लिंगोन्यः प्रयुज्यते ।
आगंतुकेन भावेन पताकास्थानकं तु तत् ॥ "

" જ્યાં કોઇ એક અર્થનું ચિંતન કર્યું હોય અને ત્યાં તેનાજ જેવા બીજા અર્થની યોજના આગંતુક ભાવવડે કરવામાં આવે તેને પતાકાસ્થાનક કહેછે. "

**રૂક્મિણી**—( સકોપ ) ગોપબંધુ ! હું તને સારીપેઠે ઓળખુંછું અને જાણુંછું કે મારા આવ્યાથી તને અંગેઅંગે કીડિયો કરડ્યા જેવું થશે. અહા ! વાક્ચાતુર્યમાં તો કંઇ મણા નથી !! "છાણના દેવ અને કપાશિયાની આંખ્યો." ઠીકજ છે. ( या )

**શ્રીદામો**—જો એમજ છે તો અમે અમારે આ ચાલ્યા. ( એમ કહી જતો રહે છે. )

**રૂક્મિણી**—( કૃષ્ણદેવ પાસે જઇ ) કેમ આર્યપુત્ર ! તમે કહેતા'તા ને કે હું તો કશાયમાં નથી ! ત્યારે ચક્ર કોના પર ચઢાવવાનો વિચાર કરોછો ?

**કૃષ્ણદેવ**—અહો દેવિ ! તમારૂં મન તો શંકાશીલ રહેવાનું તે રહેવાનુંજ. મને આજે જ્વરવ્યાધિ પીડે છે તેનો નાશ કરવાને હું ચક્રનું સ્મરણ કરતો'તો એટલામાંય પણ તમને જો શંકા પડી ત્યારે તો હવે પ્રારબ્ધ ! ( रा )

**રૂક્મિણી**—દેવ ! દાવ તો ઠીક લડાવતાં આવડે છે. 'જેવા ચાકર એવા ઠાકર' પણ પહેલા પ્રેમની વાતો કરતા'તા તે આવા હડહડતા વ્યાધિમાં શી રીતે થતી'તી ? ( ला )

**કૃષ્ણદેવ**—દેવિ ! શ્રીદામો રાધા આદિકની વાતો સંભારી અને તેનો ત્યાગ કહી મારી નિંદા કરવા લાગ્યો, ત્યારે મેં તેને બે પૂર્વની વાતો ગણાવી ટાઢો પાડ્યો ! એમાં તે અમે શું કર્યું કે તમે આટલાં બધાં તપી ગયાંછો ?

---

( या ) છાણના ઇ૦—અર્થાત્ કૃષ્ણ જેવા સ્ત્રીલંપટને તારા જેવોજ સખા હોય તો ! "

( रा ) ચક્રની યોજના શત્રુ પર કરવાને સંભારી છતાં તેની યોજના જ્વર ઉપર કરી બતાવી, માટે આ પણ **પતાકાસ્થાન** વર્ણાયું છે.

( ला ) જેવા ચાકર ઇ૦—શ્રીદામાએ નાગણને દામે ના ગણુ અર્થ ઘટાવ્યો ત્યારે તમે ચક્રની યોજના જ્વરપર ઘટાવી !

રુક્મિણી—આર્યપુત્ર! આ કંઈ નરકાસુરને હણવા જવા જેવું તો નથી? (त्र)

કૃષ્ણદેવ—જો પ્રિયા એમ લાગતું હોય તો તમે પણ સ્હારે બેસી રહો; અથવા આ અંતઃપુરમાં જઈ ચિકિત્સા કરીએ.

રુક્મિણી—આર્યપુત્ર! મારે એટલું બધું કરવાની શી ગરજ છે? 'જેવું વાવશો તેવું લણશો.' (એવું બોલતાં કાશ્યપ સાથે વસુદેવ પ્રવેશ કરે છે અને રુક્મિણી ચાલી જાય છે.)

વસુદેવ—અહો કુલદીપક! તારી પ્રકૃતિ કેવીછે? મને તો અધુના શ્રીદામાએ કહ્યું કે કૃષ્ણદેવની પ્રકૃતિ જ્વરવડે અતિ પીડિત છે અને આવતી કાલનો દ્વારકાગમોત્સવ પણ એના કારણથી બંધ રહેવાનો છે. મેં એ વાત સાંભળી કે હું તો તરત તારી કને આવ્યો. કુળદેવી સર્વ સારાં વાનાં કરશે. (ज्ञ)

---

(त्र) શ્રીદામાની પાછલી યુક્તિ યાદ આણીને કહેછે: આર્યપુત્ર ક૦.

(ज्ञ) અધુના—હમણાં.

**કૃષ્ણદેવ**—પિતાશ્રી શ્રીદામાએ કહી તેવી મારી પ્રકૃતિ પૂર્વે થઇ ગઇ હતી; કિન્તુ અધુના તો મને સારો આરામ છે. મને હવે ઘરમાં ગમતું નથી માટે હું પણ તમારી સાથે મહારાજાને મળવા આવુંછું. ( પછે ઊઠી પ્રતિમાને ગુપ્ત સ્થળે સંતાડી દેછે, અને શ્રીદામાનાં મનથી વખાણ કરેછે ). ( સા )

**વસુદેવ**—અહો કષ્ટમોચન! જો તને સદ્મમાં નથી સુહાતું તો ચાલ્ય આપણે શનૈઃ શનૈઃ સભાસ્થાનમાં જઇએ. ( હા )

**કૃષ્ણદેવ**—હા પિતાશ્રી એમજ કરીએ તો ઠીક. ( એટલું બોલી બંને જણ ધીમા ધીમા ચાલ્યા જાય છે ).

## તૃતીયાંક સમાપ્ત.

---

( સા ) કિન્તુ—પણ. શ્રીદામાનાં મનથી વખાણ કરેછે—રૂક્મિણી રૂપી વિઘ્ન ટાળવાને શ્રીદામાએજ વસુદેવને મોકલ્યા હતા, એમ વ્યંજિત કર્યું છે

( હા ) કષ્ટમોચન—કષ્ટમાંથી છોડાવનાર ( કૃષ્ણનું સંબોધન ). સદ્મ—ઘર. શનૈઃ શનૈઃ—ધીમે ધીમે.

# અંક ૪ થો.

( કૃતવર્મા અને પદ્મપ્રભા વાતચીત કરતાં પ્રવેશ કરે છે ).

**કૃતવર્મા**—અરે પદ્મપ્રભા! તું આજ અહીં ક્યાંથી? કેમ, રાજ્ઞી રૂક્મિણી તો આનંદમાં છેને. ( अ )

**પદ્મપ્રભા**—અહો હાર્દિક્ય! સ્વામિની અત્યાનંદમાં છે અને તમને કંઇ કામ માટે બોલાવે છે. મને કહ્યું છે કે ગમે તે કામ કરતા હોય તો તે બંધ રખાવી એકદમ વિનયપૂર્વક તેમને અહીં બોલાવી લાવજે.( आ )

**કૃતવર્મા**—( સઆશ્ચર્ય ) શું મને રાજ્ઞી અને તે પણ રૂક્મિણી બોલાવે છે! ના ના, એમ હોય નહિ; તમે દેવીનાં સખી પદ્મપ્રભા-જની ?

**પદ્મપ્રભા**—અહો નરશાર્દૂલ! શું ઓળખાણ પણ પડતું નથી કે? તમને રૂક્મીની ભગિની અને પરમ ઐશ્વર્યવાન કૃષ્ણદેવની પ્રિયા જે રૂક્મિણી તેજ બોલાવે છે; અને હું તેમની મુખ્ય સખીમાંની એક સખી છું તે તો તમે જાણોજ છો. ( इ )

**કૃતવર્મા**—વારૂ ઠીક ચાલો ત્યારે. પણ પદ્મપ્રભા! શા કાર્ય-માટે બોલાવે છે તે જો તું કંઇ જાણતી હોય તો કહે, જેથી મારે સાથે રાખવા જેવું હોય તે હું સાથે રાખું.

**પદ્મપ્રભા**—( કાને હાથ દઇ ) કેમ બોલાવે છે તે વિષે હું કંઇ પણ જાણતી નથી.

**કૃતવર્મા**—હમણા નહિ તો ઘડી રહીને અથવા આજ નહિ તો કાલે પણ મને બોલાવવા વિષેની કંઇ ચર્ચા થયાનું તારા જાણવામાં હોવુંજ જોઇએ.

---

( अ ) રાજ્ઞી—રાણી. ( आ ) હાર્દિક્ય—કૃતવર્મા. ( इ ) નરશાર્દૂલ—મનુષ્યોમાં વાઘ જેવો પરાક્રમી.

**પદ્મપ્રભા**—હે હાર્દિક્ય ! તમે જેમ મારે વિષે જાણવાપણાનું અનુમાન કરોછો તેમજ હું એ વાતથી જાણીતી હોત, પણ મારી પ્રકૃતિ બે દિવસથી સારી નહોતી તેથી ક્યાં ઉગ્યો અને ક્યાં આથમ્યો તે પણ મારા જાણવામાં નથી. ચાલોને, ત્યાં ગયેથી સર્વે સમજાશે.

**કૃતવર્મા**—હાં હાં, એ તો જણાશેજ; તોપણ પેહેલેથી કંઇ જણાયું હોત તો ઠીક પડત. વારૂ ત્યારે ચાલો આપણે ઉતાવળે જઇ તર્કવિતર્ક થતા અટકાવીએ. ( એમ કહી બંને જણ જાય છે. )

( સુખાસનારૂઢ કનકમાલિકા સહ રૂક્મિણી પ્રવેશ કરે છે ). ( ई )

**કનકમાલિકા**—( આંગળીવડે ) દેવિ ! જુઓ પેલી પદ્મપ્રભા હાર્દિક્યને તેડી ઉતાવળે ઉતાવળે આવતી જણાય છે.

**રૂક્મિણી**—હા સખી ખરૂં; હવે પેલો ( કાનમાં કહેછે ) તાલ આપણે ખરેખરો મચાવવો જોઇએ.

**કનકમાલિકા**—વયસ્યા ! એ માટે તમે વધારે ચિંતા રાખો મા. તમે કહેજો એમ ( કાનમાં ), અને હું કરીશ આમ ( કાનમાં ) ( એવે કૃતવર્મા તથા પદ્મપ્રભા કને આવે છે ). ( उ )

**કૃતવર્મા**—( નમન કરી ) રાણીનો જય જયકાર હો.

**રૂક્મિણી**—( સવિનય ) અહો હાર્દિક્ય; આવો પધારો ! આજ કંઇ આ ગમ આવવું થયું દેખું ! ( પદ્મપ્રભા ભણી જોઇ ) કેમ સખિ ! કૃતવર્મ મળ્યા કે નહિ.

**પદ્મપ્રભા**—( વિચારમાં પડી ) હેં હેં દેવિ ! તમે શું કહ્યું ?

**કનકમાલિકા**—કેમ કંઇનું કંઇ કરી આવી કે શું ? ગાયનું ડા તળે અને ઘોડાનું ગાય તળે નાખવાની જેને ટેવ હોય તે શી રીતે ટળે ?

---

( ई ) સુખાસનારૂઢ— સુખાસન ઉપર બેઠેલી. ( उ ) વયસ્યા— મૈત્રિણી—સખી.

**કૃતવર્મા**—( નમન કરી ) રાજ્ઞિ ! કૃતવર્મને બદલે પદ્મપ્રભા મારૂં નામ સમજી હશે. હવે એના પર રીસ કરવાનું કંઇ કારણ નથી. હોય ભૂલ્ય તો બ્રહ્માની પણ થાય. વારૂ મને આપનો અનાયાસે મેળાપ થયો એજ હું ધન્યતા માનું છું.

**રૂક્મિણી**—અહો હાર્દિક્ય ! એ તો ઠીકજ છે કે તમને બોલાવી લાવી; પણ કંઇ બીજુંજ ઓઢનું ચોઢ વેતરી બેસે તો કેમ કરીએ ? હવે એ તો મારા કામનીજ નહિ. એને આવડો મોટો 'આ'નો ભેદ સમજાયો નહિ ત્યારે એ બીજું શું સમજવાની હતી. ( ऊ )

**કૃતવર્મા**—અહો રાજ્ઞિ ! એમ એના પર કોપ કરવો ઘટે નહિ. તેમ એને આ પ્રાસાદ તજાવો અને તેનો નિમિત્ત કારણ હું બનું એ ઠીક નહિ. હોય 'ભણ્યા ભૂલે અને તારા ડૂબે' આ સમયે તો એને મારે કાજે ક્ષમા કરવી ઘટે છે. ( પદ્મપ્રભા ભણી જોઇ ) અહો પદ્મપ્રભા ! તું હવેથી ભૂલ કરતી મા. જા જઇ કૃતવર્મને બોલાવી લાવ્ય.

**રૂક્મિણી**—( સકોપ ) જોજે કૃતવર્મને બદલે કૃતકને બોલાવી લાવતી ! શું કરૂં ? હાર્દિક્યના મોંને મારાથી કંઇ કરાતું નથી, બાકી સર્વે સારાંવાનાં થાત ! ( ऋ )

**કૃતવર્મા**—જા જા ! જઇ સત્વર બોલાવી લાવ્ય. ( પદ્મપ્રભા જાયછે ). રાજ્ઞિ ! હવે હું પણ જઇશ ( એમ કહી કૃતવર્મા ઊઠેછે )

**રૂક્મિણી**—( સવિનય ) હાર્દિક્ય આવજો હો, અને તમારે નકામો ધક્કો પડ્યો તેનું કંઇ મનમાં લાવશો મા.

---

( ऊ ) 'આ'નો—' આ'કારનો. કૃતવર્મ અને કૃતવર્મા, બે શબ્દોમાં જે અંત્ય 'આ' સ્વરનો ભેદ છે તે.

( ऋ ) હાર્દિક્યના મોં૦—અર્થાત્ હાર્દિક્યની શરમ છંડાતી નથી માટે હું તને કાઢી નથી મૂકતી. સારાં વાનાં થાત !—એને કાઢી મૂકત, અને તેથી એક મૂર્ખ દાસીની પીડા ટળત ! ( અથવા વક્રોક્તિમાં ).

**કૃતવર્મા**—( નમન કરી ) એમાં તે અમારા જેવાએ મનમાં શું લાવવા જેવું છે ? ધન્ય ભાગ્ય કે મારા જેવાને અનાયાસે આપના દર્શનનો લાભ થયો. ( હવે તો હું રજા માગું છું એમ કહી ચાલવા માંડેછે ).

**રૂક્મિણી**—( સાંભરી આવ્યાની પેઠે અભિનય કરી ) હાં હાં, હાર્દિક્ય ! તમારાં તો લગ્ન થવાનાં છે ને શું ?

**કૃતવર્મા**—( સલજ્જ ) હા રાજ્ઞિ ! એમ કહેવાય છે ખરૂં.

**રૂક્મિણી**—એમ છે, એવું કેમ નથી કહેતા ?

**કૃતવર્મા**—તે તો તમને વિદિત હશેજ કે સત્રાજિતનું મન સરોજપત્ર જલવત્ સ્થિર છે. જો એવું છે તો પછે 'એમ છે' એમ કેમ કહેવાય ? ( ऋ )

**રૂક્મિણી**—હાર્દિક્ય ! એ તો તમારૂં કહેવું ખરૂં છે. મેં પણ કાલે સાંભળ્યું હતું કે જો સત્રાજિત્ તમને કન્યાર્પણ કરે તો શતધન્વા મોટું દ્વંદ્વ મચાવવાને સજ થઇ રહ્યો છે. ( ऌ )

**કૃતવર્મા**—રાજ્ઞિ ! એ વિષે તો કંઇ બહુ વિચાર કરવા જેવું નથી. શતધન્વા તો મૂર્ખ છે અને ખાલી ઘટવત્ ગર્જના જન્મથીજ કરતો આવ્યો છે. એનામાં તે શું પૌરૂષ છે ? ( ॡ )

**રૂક્મિણી**—પણ હાર્દિક્ય ! મેં એવું સાંભળ્યું છે કે જો તેનો દાવ ફાવે તો તે કન્યાહરણ કરવાનેય સજ થઇ રહ્યો છે અને વળી વયોવૃદ્ધ ( સલજ્જ ) પણ ઉઘલવાના સંભળાય છે ! ( ए )

---

( ऋ ) વિદિત—માલમ. સરોજપત્ર જલવત—સરોજ( કમળ )ના પાંદડા ઉપર પડેલા જળના બિંદુના જેવું. અર્થાત્ જેમ કમળના પાંદડા ઉપર પાણીનું ટીપું સ્થિર રહેતું નથી તેમ સત્રાજિતનું મન પણ સ્થિર નથી.

( ऌ ) દ્વંદ્વ—દ્વંદ્વયુદ્ધ. ( ॡ ) ખાલી ઇ૦—જેમ ખાલી ઘડાના મુખ ઉપર હાથ મારવાથી ઘોર અવાજ નીકળે છે તેની પેઠે પૌરૂષ ન છતાં મોઢે બડાઇ મારેછે.

( ए ) કન્યાહરણ—અર્થાત્ તમે સાવચેત રહેજો કે કોઇ હરણ

**કૃતવર્મા**—શતધન્વાથી કન્યાહરણ તો થઇ શકે, એવું નથી કારણ કે મેં જ્યારે એ વાત સાંભળી ત્યારે તેમ ન થવા માટેની સર્વ યોજના મારા આપ્તવર્ગને ભેળવી યથાર્થ કરી રાખી છે. ( સસ્મિત ) અક્રૂરનું પણ સંભળાય છે ખરૂં. ( ઐ )

**રૂક્મિણી**—અમારે તો કહેવાનું એજ છે કે રહેવાય તેટલા સાવધ રહી કન્યારત્ન બીજા કોઇને હાથ ન જાય તેમ કરજો. સારા કામને અણધાર્યાં અનેક વિઘ્ન થાય છે. તમારે પ્રભુનો પાડ માનવા જેવું એ પણ ઠીક થયું કે દ્વારકાગમોત્સવ અટક્યો. ( એવે જવનિકાંતર્ગત શબ્દ થાય છે કે " દેવની પ્રકૃતિને સંબંધે દ્વારકાગમોત્સવ બંધ રહ્યો'તો તે કુળદેવીની કૃપાથી મહારાજને આરામ લાગ્યે આજે આરંભાયો છે માટે હાલી મુવાલી અથવા સમસ્ત પુરજને અત્યારથીજ પદ્મપરાગોદ્યાનમાં જવા માંડવું. જે કોઇ એમ નહિ કરે તેને માટે ઘટિત શાસનની યોજના કરવામાં આવશે, માટે સાંભળજો સાંભળજો; જજો જજો જજો હો !!! " એમ બોલી ઢોલ વગાડે છે. તે સાંભળી રૂક્મિણી સઆશ્ચર્ય ) અરે કનકમાલિકા આ શું ! હાર્દિક્ય ! આ મહોત્સવ ક્યારે ઠર્યો તે કંઇ તમારા જાણવામાં છે કે ? ( ઓ )

**કૃતવર્મા**—રાજ્ઞિ ! કાલેજ રાત્રે સભાસ્થાનમાં મહારાજ કૃષ્ણદેવની ઇચ્છા ન છતાં શ્રીદામાએ તેમને આગ્રહપૂર્વક સમજાવી મહો-

---

જાય નહિ ! ( સત્યભામા કૃષ્ણને પરણી જાય નહિ માટે રૂક્મિણીએ આ તાલ મચાવ્યો છે. એમ સમજાય એવું જ છે ). વૃયોવૃદ્ધ—ઘરડા. ( અક્રૂરને ઉદ્દેશીને આ શબ્દ કહ્યો છે ). સલજ્જ—લાજવાનો અભિનય કરીને. ( ઐ ) આપ્તવર્ગને—સ્વજનને. સસ્મિત—લગાર હસીને. અક્રૂરનું—( વયોવૃદ્ધનો ઈસારો સમજીને ).

( ઓ ) રૂક્મિણી મહોત્સવ સંબંધી તર્ક કરે છે માટે ગર્ભસંધિનું ૩૫ નામે અંગ વર્ણાયું છે.

ત્સવનું ઠરાવ્યું'તું. વારૂ એણે પણ સકલ જનનો આશિર્વાદ ઠીક લીધો! હવે તો હું જઇશ. મને આવ્યે ઘણી વાર થઇ. ( એમ કહી જવા માંડેછે)

**રૂક્મિણી**—અહો હાર્દિક્ય! આવજો હો; અને મારી એક વાત ગાંઠે બાંધતા જજો. હું તમારા હિતને કાજે કહુંછું કે શતધન્વાએ શ્રીદામાને પણ મારા સમજવા પ્રમાણે સાધનરૂપ કર્યો છે માટે કન્યાનું રક્ષણ કરવામાં હુંશિયારી રાખજો.

**કૃતવર્મા**—( નમન કરી ) રાજ્ઞિ! તમે મને આવી ગુપ્તગોષ્ટિ પણ જણાવોછો અને મારે વિષે આટલો બધો ભાવ છે એ મારા શુભ ચિન્હની હું ઓછી નિશાની માનતો નથી. હવે હું જઉંછું, બેસો. ( એમ કહી જાયછે ).

**રૂક્મિણી**—( સખેદ ) હલા કનકમાલિકા! આ દાવ રમવામાં ગોપબંધુએ શો વિચાર કર્યો હશે? મને એમ લાગેછે કે આપણ સર્વની આંખ્યોમાં ધૂળ નાખી એ એનું ધાર્યું કરશે. જો સખિ! એમ થાય તો તો સામા થવામાં શો માલ રહ્યો? આર્યપુત્રની અપ્રસન્નતા પ્રાપ્ત કરવી અને આખરે આંખ્યો ચોળી રહેવું. અરે પ્રભુ! ગોપબંધુને તે તેં શેનો ઘડ્યો છે? ( એમ કહી નિઃશ્વાસ નાખેછે. )

**કનકમાલિકા**—વયસ્યા! હવે મનમાં ઓછું લાવ્યાથી શું વળવાનું છે? આપણે પણ એની ધારણામાં વિઘ્ન કેમ પડે તેના ઉપાયની યોજના કરી રહ્યાં છીએ. ( જુઓ પેલી પદ્મપ્રભા હાર્દિક્યને ગયો જોઇ આવેછે. )

**પદ્મપ્રભા**—અહો સખિ! મહોત્સવ તો ગોપબંધુએ મહામહાયત્ને ઠરાવ્યાનું કહેવાયછે. કહે કહે કનકમાલિકા! હવે એ કાજે કેમ કરવું?

**કનકમાલિકા**—તું પણ એમ ગભરાય છે કેમ? જેણે ગોપબંધુની સુવર્ણસરોજિકાવાળી જુક્તિ ઝાકળના જળ જેવી કરી તો તેની આ ધારણામાં ધૂળ નાખતાં શી વાર લાગવાની છે? જો હાર્દિક્યને કહ્યું છે

તેથી તે પૂર્ણપણે સાવધ રહેશે અને આપણી હેમપુષ્પિકા આદિક સર્વે સહચરીઓને શસ્ત્ર સજાવી સત્રાજિત્‌ના ભોજનમંડપ આગળ કોઇ ન જાણે તેમ ઊભી રાખવી. તેમને આજ્ઞા કરવી કે ગોપબંધુ ત્યાં આવે તો તેનો ઘાટ ઘડી નાખવો અને જો સત્રાજિત્‌સુતા કંઇ જતી જણાય તો તેને કેદ કરી લેવી. નાગરિકા જો કંઇ મળી જાય તો તેને મહોત્સવમાં જવાજ દેવી નહિ. ( औ )

**પદ્મપ્રભા**—સખિ ! તેં ઘાટ તો ઠીક ગોઠવ્યો છે; પણ કહે જોઇએ દેવની ચર્ચા જોવા તેં કોની યોજના કરી રાખી છે ?

**કનકમાલિકા**—એ માટે મેં એવો વિચાર કર્યો છે કે હવડાં આપણી વયસ્યાએ જઇ દેવે અમુકસ્થળે આવી આજનો આનંદમય કાળ ગત કરવો, એવું નક્કી કરવું; અને દેવ તેમ આચરે છે કે નહિ તે તારે જોતાં રહેવું. જો કંઇ અવળું આચરણ જણાય તો તેથી અમને ઉતાવળે જાણીતાં કરવાં. મારે વયસ્યા કને રહેવું અને ઉભય મળ્યા પછે તેમને વિખુટાં પડવા દેવાં નહિ. ( क )

**રૂક્મિણી**—( નિઃશ્વાસ નાખી ) અહો સખિઓ !, તમે જે વિચાર કર્યો છે તે ઘણાજ ઉત્તમ વિચાર છે. હું પણ જઇ આર્યપુત્ર સાથે પદ્મપરાગોદ્યાનમાં કયે સ્થળે વિહાર કરવો તે સહુ નક્કી કરી આવું છું; પણ મને ગોપબંધુ હૃદયામાં આડો અને અવળો સાલ્યા કરેછે ! !

**કનકમાલિકા**—વયસ્યા ! એમ હિમ્મત હારી જવાથી ઉલટો

---

( औ ) અહીં કનકમાલિકા ઉત્સાહયુક્ત વચનોથી અર્થની સાધના કરવાનો નિશ્ચય બતાવે છે માટે **પ્રોત્સાહન** તથા **યુક્તિ** નામે નાટ્યાલંકાર વર્ણાયા છે.

( क ) વયસ્યાએ—દેવીએ. અહીં કાર્યની યોજના સારી રીતે કરી બતાવી છે માટે **પ્રવર્ત્તન** નામે નાટ્યાલંકાર વર્ણાયો છે.

આરંભેલા કાર્યનો ઉત્સાહ મંદ પડેછે. માટે ધીરજ ધરી તમે દેવ કને જઇ સહુ નક્કી કરી આવો, અને અમે પણ અમારે કરવાનું કારજ કરી આવીએ. (એમ કહી ત્રણે જણાં છૂટાં પડી ચાલ્યાં જાયછે.)

( પ્રિયાની પ્રતિમા જોતા કૃષ્ણદેવ પ્રવેશ કરેછે. )

**કૃષ્ણદેવ**—અરે પ્રિયા! કોપક્રિયા—ના ના, ક્રીડા કરવી તું જવાદે. હવેથી હું એવો પણ છળ કરનાર નથી. ( ख )

**શ્લોક.**

મૃગમદતિલક તરૂણી, કોપ કરંતાં વળી જરા જાયે;
ઓપેછે તે અતિશે, તોયે જીવ આ પ્રિયા! અમુંઝાયે! ૧

અપિચ—

**શ્લોક.**

દાબે છે સખિનો પ્રિયા કર જરી, આનંદ અંગે ધરી,
વીસારે વનિતા ન જે વીસરવું, આવા કટાક્ષે કરી;
દે આલિંગન દે પ્રિયા કર ગ્રહી, આથી ન કાંઇ વધુ,
યાચુંછું અનુદિન દીન થઇને, અર્પું તને આ બધું! ૨

( એવે ઉતાવળો ઉતાવળો દ્વારપાલક પ્રવેશ કરે છે ).

**દ્વારપાલક**— દેવનો જયજયકાર હો. મહારાજાધિરાજ!

---

( ख ) છળ—( સુવર્ણસરોજિકામાં કર્યો હતો તેવો ). ૧ શ્લોક—ગીતિ. મૃગમદતિલક—કસ્તુરીનું તિલક. હે તરૂણી તું કોપ કરે છે તેથી તારા કપાળમાં કરેલું કસ્તુરીનું તિલક જરા જાયે ( થોડે ભાગે અદર્શ થાયછે ), તેમ છતાં તે અતિશય ઓપે છે. હે પ્રિયા! એમ તારા સુંદર મુખની છબી જોતાં છતાં પણ આ જીવ અમુઝાય છે.

૨ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. દાબે છે ઇ૦—સત્યભામા જાણતી કે- બન્નેની સમક્ષ કોઇ વાત ન કરી દેવાની પોતાની સખીને હાથ દાબીને સૂચના કરે છે. કૃષ્ણ સત્યભામાના ચિત્તને જોઇને કહે છે: દે ઇ૦—કૃષ્ણની ઉન્માદ નામે કામદશા વર્ણવી છે.

ઉભય સચિવ દ્વારે આવી ઊભા છે અને દેવને મળવાની ઇચ્છા રાંખેછે. ( ग )

**કૃષ્ણદેવ**—( કચવાતે મને ) દ્વારપાલક ! જા જઇ તેડી લાવ્ય. ( પછે પ્રતિમાને આલિંગન દઇ ગુપ્ત સ્થળે મૂકતાં નિઃશ્વાસ નાખી કહેછે કે—)

**શ્લોક.**

કુમુદ હિમાંશુ લહે દિન રાત,
પ્રિયા ! પણ થાય જુઓજ પ્રભાત;
ગ્રહાય સુધાંશુ કુમુદ મુઝાય,
વિયોગ દહો હરિવક્ત્રિ ! કદાય ? ૩

અપિચ—

**શ્લોક.**

નૌતમ આ નીલોત્પલ, પુંડરીક થયું જુઓ જુઓ જુવતી;
તાદ્રૂપે તારૂણી, મીલન માલા કદા કરો દ્રવતી. ૪

---

( ग ) ઉભય—બન્ને. સચિવ—પ્રધાન ( અક્રૂર અને સાત્યકિ ).
૩ શ્લોક—મોતીદામછંદ. કૃષ્ણને કુમુદનું અને સત્યભામાને ચંદ્રનું રૂપ આપીને કવિ વર્ણેછે: કૃષ્ણ કહેછે કે મુજરૂપી કુમુદ ( પોયણું ) તુજરૂપી હિમાંશુ( ચંદ્ર )ને દિનરાત લહે ( જુએછે ); પણ હે પ્રિયા ! હવે પ્રભાત થાય છે તે જુઓ. અર્થાત્ પ્રભાત થવાથી જેમ ચંદ્ર અદર્શ થાય છે અને પોયણીને તેનાં દર્શન થતાં નથી, તેમ આ બે સચિવો આવી લાગવારૂપ પ્રભાત થવાથી મારાથી તારાં ( તારી છબીનાં ) દર્શન કરી શકાતાં નથી. જેમ સવાર થવાથી સુધાંશુ ( ચંદ્ર ) ગ્રહાય છે, ( સૂર્યની કાંતિમાં અસ્ત થાયછે ) અથવા ગ્રહણ થવાથી જેમ ચંદ્ર ગ્રહાય છે—ઢંકાય છે અને તેથી કુમુદ મુઝાયછે, તેમ તારી છબીને સંતાડવા રૂપ ચંદ્રગ્રહણ લાગવાથી મુજરૂપી કુમુદ મુઝાયછે; હે હરિવક્ત્રિ ! ( ચંદ્રમુખિ ! ) હવે તમે એ વિયોગને કદાય ( ક્યારે ) દહોછો ?—અર્થાત્ મટાડોછો ? રૂપક. સત્યભામાના મેળાપની કૃષ્ણે ઉત્કંઠા બતાવીછે માટે **આશંસા** નામે નાટ્યાલંકાર.

૪ શ્લોક--ગીતિ. નૌતમ ઇ૰—હે જુવતી ! આ નૌતમ નીલોત્પલ

( એવે અક્રૂર, સાત્યકિ અને દ્વારપાલક પ્રવેશ કરેછે ).

**સાત્યકિ**—( નમન કરી ) દેવશ્રીનો જય હો.

**કૃષ્ણદેવ**—( અક્રૂરને જોઇ ઊભા થઇ ) અહો ધર્મજ્ઞ! પધારો પધારો.

**અક્રૂર**—અહો કુલમણિ! આપની પ્રકૃતિ અતિ શ્રમ લઇ આદર આપવા યોગ્ય નથી. અલં અલં, હવે સુખાળા થાવ. ( ઘ )

**સાત્યકિ**—સત્ય છે સત્ય. યદુમણિ! આપ બેસો બેસો.

**કૃષ્ણદેવ**—વારૂ હુ બેસુંછું અને તમે પણ બેસો.

**સાત્યકિ**— દેવ! દેહકષ્ટ વેઠી દ્વારકાગમોત્સવની આજ્ઞા આપી તેથી આખા પુરમાં આપની પ્રશંસા અમો શ્રવણ કરીએ છીએ. ( ङ )

**શ્લોક.**

રઘુકુલકેતુ રામે, કીરતિ કારણ સતી વને મેંલી;

---

( કાળું કમળ ) પુંડરીક ( ધોળું કમળ થયું )! હું શ્યામવર્ણનો કૃષ્ણ તારા વિયોગાગ્નિથી ધોળો (ફીકો) બની ગયો! માટે તાદ્રૂપે ( તે રૂપે—પુંડરીક જેવા રંગે રહેલી ) હે તારૂણી!—હે ગૌરવર્ણની સત્યભામા! મારી મીલનમાળા( તમને મળવાને હું જે જપમાળા જપુંછું તે માળા )ને તમે હવે ક્યારે દ્રવતી ( હાથમાંથી પડી જતી ) કરોછો?—મારી જપમાળા ક્યારે પૂરી કરાવશો—ક્યારે મળશો? એ તાત્પર્ય. પ્રિયાને પુંડરીકસમાન વર્ણીને તેને વિષે કૃષ્ણની આકાંક્ષા વર્ણી છે માટે સ્પૃહા નામે નાટ્યાલંકાર.

( ઘ ) અતિ શ્રમ ઇ૦—તમે ઊભા થવારૂપ અતિશય શ્રમ લેઇને અમને આદર આપો એવું તમારૂં શરીર નથી—તમે શરીરે અશક્ત છો માટે ઊભા નહિ થાઓ તોપણ ચાલશે. અલં અલં—બહુ થયું, બહુ થયું! સુખાળા થાઓ—બેસો.

( ङ ) દેહકષ્ટ વેઠી—શરીરે અશક્ત છતાં પણ ઉત્સવમાં ભાગ લેવાનું કબૂલ કરી.

યદુકુલકેતુ કૃષ્ણે, ઉત્સવ કારણ વપુર્પીડા ઠેલી. ૫

**અક્રૂર**—સાત્યકિ ! તમારૂં કહેવું સત્ય છે. રઘુકુલ કરતાં યદુકુલની કીર્ત્તિ ભૂમંડલમાં યાદવેંદુએ અતિ પ્રસારી છે. ( च )

## શ્લોક.

રામે રાવણ રોળિયો રણ વિષે, સુગ્રીવ સા'યે સહી,
કૃષ્ણે કંસ વિડારી ડારી પુરમાં, માર્યો ન સા'યે ગ્રહી;
શસ્ત્રાસ્ત્રો શિખિયા વસિષ્ઠમુનિથી, મારીચ તોયે બચ્યો,
યાતુધાન ગયા દહ્યા વ્રજ વિષે, પ્રેમે પ્રભુ આ પચ્યો. ૬

**કૃષ્ણદેવ**—અહો શિનિપુંગવ ! આજના મહોત્સવ સંબંધીની સર્વ રચના પદ્મપરાગોદ્યાનમાં થઇ ગઇ કે અદ્યાપિ કરવાની કંઈ બાકી છે. ( छ )

---

૫ શ્લોક—ગીતિ. કેતુ—ધજા. રઘુકુળમાં ધજા રૂપ રામે કેવળ કીર્ત્તિને માટે સતી—સીતાને વનમાં મેલી ( ગર્ભવતી છતાં વનમાં મોકલી ), તેમજ યદુકુળમાં કેતુરૂપ કૃષ્ણે ઉત્સવને માટે પોતાના શરીરની પીડાને પણ ઠેલી—તેની દરકાર ન કરી. અહીં રામે કીર્ત્તિરૂપ પોતાના હિત માટે સતીનો ત્યાગ કરી તેને ( એટલે અન્યને ) પીડા ઉત્પન્ન કરી, ત્યારે કૃષ્ણે પ્રજાહિત માટે પોતાના શરીરની પીડાની દરકાર ન કરી, એમ રામ કરતાં કૃષ્ણની અધિકતા વર્ણવી છે માટે **અધિકાલંકાર.** ( च ) યાદવેંદુએ—યાદવોમાં ચંદ્રરૂપ કૃષ્ણે.

૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. અહીં પણ રામ કરતાં કૃષ્ણની અધિકતા વર્ણી છેઃ રામે રાવણને રણસંગ્રામમાં રોળ્યો અને તે પણ સુગ્રીવની સહાયથી; ત્યારે કૃષ્ણે કંસને નગરમાંજ માર્યો અને તે પણ બીજાની સહાય વગર. રામ વસિષ્ઠમુનિ પાસેથી શસ્ત્ર અને અસ્ત્ર શીખ્યા તોય મારીચ-( સોનાનો મૃગ થઇને આવ્યો હતો તે )ને ન મારી શકાયો; અને કૃષ્ણ કશું શીખ્યા નહોતા તથાપિ વ્રજમાં ગયેલા યાતુધાન( રાક્ષસો )ને દહ્યા-નાશ કર્યા. એવો આ પ્રભુ—કૃષ્ણ પ્રેમમાં પચેલો છે. **અધિકાલંકાર.** ( छ ) શિનિપુંગવ—શિનિ વંશમાં શ્રેષ્ઠ —સાત્યકિ.

**સાત્યકિ**—અરિપ્રતાપાનલ! અમે ઉભય પદ્મપરાગોદ્યાનમાંથીજ અહીં આવ્યા છીએ. દેવશ્રીની આજ્ઞાનુસાર પ્રતિવર્ષ પ્રમાણે જ્યાં ત્યાં વંશગ્રહ જોતજોતામાં બંધાઈ ગયાં છે, રાજભુવનો પણ તૈયાર થયાં છે તથા સામાન્ય પુરજન કાજે પ્રભાકરનાં પ્રખર કિરણો અટકે એવી પણ યોજના કરાઇ ચૂકીછે. આપના હકાર શબ્દથી ઘણાજ થોડા સમયમાં ઉદ્યાનની શોભા ઇંદ્રોદ્યાનથી પણ અધિક દેખાયછે.(જ)

**શ્લોક.**

શા આકાશે અડકી અડકી વંશ હર્મ્યો રહ્યા છે,
શા લોકોએ મુદમન થઇ વ્યાધિ આધિ દહ્યા છે;
શો લક્ષ્મીનો વ્યય વધુ બને કો ગણે આજ રાગે?
જાણે દેવો કલ્પતરૂથી વાંચ્છિતા વસ્તુ માગે.　　૭

**અક્રૂર**—યાદવેંદ્ર! સર્વ પ્રકારની મહોત્સવસજાઇ પૂર્ણપણે સજાઇ ગઇછે. હવે માત્ર એ મધ્યે ન્યૂનતા છે તે એટલીજ કે—

**શ્લોક.**

ગ્રહો મોટા નાના, નિજ નિજ થળે આવી વસિયા,
પ્રકાસે હાસે તે, મદ ઉનમદે રંગરસિયા;

---

( જ ) અરિપ્રતાપનલ!—શત્રુઓને બાળનાર પ્રતાપ રૂપ અગ્નિવાળા. ( મધ્યમપદલોપી તથા બહુવ્રીહિ ). વંશગૃહ—વાંસના માંડવા. પ્રભાકરના—સૂર્યના. પ્રખર—તીવ્ર. ઉદ્યાનની— બાગની. ઇંદ્રોદ્યાન—નંદનવન.

૭ શ્લોક—મંદાક્રાંતા. વંશહર્મ્યો—વાંસની બનાવેલી હવેલીઓ. આકાશને અડવાનો અસંભવ છતાં સંભવ વર્ણ્યો છે માટે **અતિશયોક્તિ.** સુદમન થઈ—મુદ ( હર્ષ ) યુક્ત મનવાળા થઇને. વ્યય—ખરચ. વધુ—વધારે. રાગે— પ્રીતિમાં— આનંદમાં. જાણે ઇ૦—જાણે દ્વારકાનગરવાસીરૂપી દેવો ઉત્સવરૂપી કલ્પતરૂથી વાંચ્છિતા ( ઇચ્છેલી ) વસ્તુ માગતા હોયની! અર્થાત્ જેને જે જોઇએ તે ત્યાં મળેછે. બજારની રચના પણ ત્યાં સારી થઇ ગઇ છે, એ વ્યંજના.

દીપાવો આવો ત્યાં, નભમણિ વિધુરૂપ લઇને,
કુમુદો ત્યારે તો, વિકસિત થશે દુઃખ દહીને. ૮

**કૃષ્ણદેવ**—તો શું મારે આવવાનુંજ ત્યાં બાકી છે. ભલે! હું આવ્યો !! (એમ કહી ઊઠે છે અને બંને સચિવો અનુક્રમે આશિર્વાદ આપી તથા નમન કરી ચાલ્યા જાય છે).

(ફેંટામાં ફૂલ ખોશી કમર બાંધી હાથમાં લાકડી ઝાલી મેળામાં જવાને વેશે શ્રીદામો પ્રવેશ કરેછે).

**શ્રીદામો**—ચલિયે ચલિયે; ચલા ચલા; ચાલહો ચાલહો; આવશો કે કહાનજી! ચાલવું છે કે? જાતં જાતં, પાતં પાતં, અને ખાતં ખાતં. કયમ દેવ! દયિતા જોઈએ છે કે? (ज्ञ).

**કૃષ્ણદેવ**—(સખેદ) અરે ગોપબંધુ! આમ ગાંડાં શું કાઢે છો મારૂં કાર્ય કરનાર તુંજ કે? ખરેખર મોટા થવામાંજ મરો છે. બાકી શું મારો કાર્યનિયંતા આ બંને અને હું શું આમ દુઃખમાં દિન ગાળું? હર હર! "જેવી વેળા એવી રક્ષા." (ञ)

---

૮ શ્લોક—શિખરિણી. હાસે—હાસ્યથી અર્થાત્ હર્ષથી. મદ ઉનમદે—જુવાની વગેરેના મદથી ઉન્મત્ત થઇને. એ બધા ગ્રહો(તારા)માં તમે નભ(આકાશ)ના મણિ વિધુ (ચંદ્ર) રૂપ લેઇને ત્યાં આવો. અર્થાત્ તમે તે સૌમાં ચંદ્ર જેવા શોભાયમાન છો. કુમુદો—(ઇષ્ટજન રૂપી). વિકસિત—પ્રફુલ્લ.

(ज्ञ) દયિતા—પ્યારી. શ્રીદામાની વિચિત્ર વાણીથી તેનું વિદૂષકપણું વ્યંજિત કર્યું છે. કૃષ્ણને અર્થે હાસ્યજનક તથા લોભકારક વાક્ય શ્રીદામે ઉચ્ચાર્યાં છે માટે **વ્યાહાર** નામે વીથીનું અંગ વર્ણાયું છે.

(ञ) મારૂં ઇ૦—(વક્રોક્તિ). અર્થાત્ તારાથી મારૂં કાંઈ કાર્ય ન થયું! ખરેખર ઇ૦—અર્થાત્ જો હું મારી વ્રજની અવસ્થાવાળો હોત તો સત્યભામાને લાવવી એ કાંઇ મારે કઠણ નહોતું; પણ અહીં હું મોટો ગણાયો છું તેથી મારે બીજાની સહાય લેવી પડેછે!

**સાત્યકિ**—અરિપ્રતાપાનલ! અમે ઉભય પદ્મપરાગોદ્યાન-માંથીજ અહીં આવ્યા છીએ. દેવશ્રીની આજ્ઞાનુસાર પ્રતિવર્ષ પ્રમાણે જ્યાં ત્યાં વંશગ્રહ જોતજોતામાં બંધાઇ ગયાં છે, રાજભુવનો પણ તૈયાર થયાં છે તથા સામાન્ય પુરજન કાજે પ્રભાકરનાં પ્રખર કિરણો અટકે એવી પણ યોજના કરાઇ ચૂકીછે. આપના હકાર શબ્દથી ઘણાજ થોડા સમયમાં ઉદ્યાનની શોભા ઇંદ્રોદ્યાનથી પણ અધિક દેખાયછે.(ज)

**શ્લોક.**

શા આકાશે અડકી અડકી વંશ હર્મ્યો રહ્યા છે,
શા લોકોએ મુદમન થઇ વ્યાધિ આધિ દહ્યા છે;
શો લક્ષ્મીનો વ્યય વધુ બને કો ગણે આજ રાગે?
જાણે દેવો કલ્પતરૂથી વાંચ્છિતા વસ્તુ માગે. ૭

**અક્રૂર**—યાદવેંદ્ર! સર્વ પ્રકારની મહોત્સવસજાઇ પૂર્ણપણે સજાઇ ગઇછે. હવે માત્ર એ મધ્યે ન્યૂનતા છે તે એટલીજ કે—

**શ્લોક.**

ગ્રહો મોટા નાના, નિજ નિજ થળે આવી વસિયા,
પ્રકાસે હાસે તે, મદ ઉનમદે રંગરસિયા;

( ज ) અરિપ્રતાપનલ!—શત્રુઓને બાળનાર પ્રતાપરૂપ અગ્નિવાળા. ( મધ્યમપદલોપી તથા બહુવ્રીહિ ). વંશગૃહ—વાંસના માંડવા. પ્રભાકર-ના—સૂર્યના. પ્રખર—તીવ્ર. ઉદ્યાનની— બાગની. ઇંદ્રોદ્યાન—નંદનવન.

૭ શ્લોક—મંદાક્રાંતા. વંશહર્મ્યો—વાંસની બનાવેલી હવેલીઓ. આકાશને અડવાનો અસંભવ છતાં સંભવ વર્ણ્યો છે માટે **અતિશયોક્તિ.** મુદમન થઈ—મુદ ( હર્ષ ) યુક્ત મનવાળા થઇને. વ્યય—ખરચ. વધુ—વધારે. રાગે— પ્રીતિમાં— આનંદમાં. જાણે ઇ૦—જાણે દ્વારકાનગર-વાસીરૂપી દેવો ઉત્સવરૂપી કલ્પતરૂથી વાંચ્છિતા ( ઇચ્છેલી ) વસ્તુ માગ-તા હોયની! અર્થાત્ જેને જે જોઇએ તે ત્યાં મળેછે. બજારની રચના પણ ત્યાં સારી થઇ ગઇ છે, એ વ્યંજના.

દીપાવો આવો ત્યાં, નભમણિ વિધુરૂપ લઇને,
કુમુદો ત્યારે તો, વિકસિત થશે દુઃખ દહીને. ૮

**કૃષ્ણદેવ**—તો શું મારે આવવાનુંજ ત્યાં બાકી છે. ભલે ! હું આવ્યો ! ! ( એમ કહી ઊઠે છે અને બંને સચિવો અનુક્રમે આશિર્વાદ આપી તથા નમન કરી ચાલ્યા જાય છે ).

( ફેંટામાં ફૂલ ખોશી કમર બાંધી હાથમાં લાકડી ઝાલી મેળામાં જવાને વેશે શ્રીદામો પ્રવેશ કરેછે ).

**શ્રીદામો**—ચલિયે ચલિયે; ચલો ચલો; ચાલહો ચાલહો; આવશો કે કહાનજી ! ચાલવું છે કે ? જાતં જાતં, પાતં પાતં, અને ખાતં ખાતં. કયમ દેવ ! દયિતા જોઇએ છે કે ? ( झ ) .

**કૃષ્ણદેવ**—( સખેદ ) અરે ગોપબંધુ ! આમ ગાંડાં શું કાઢે છે મારૂં કાર્ય કરતાર તુંજ કે ? ખરેખર મોટા થવામાંજ મરો છે. બાકી શું મારો કાર્યનિયંતા આ બંને અને હું શું આમ દુઃખમાં દિન ગાળું ? હર હર ! "જેવી વેળા એવી રક્ષા." ( ञ )

---

૮ શ્લોક—શિખરિણી. હાસે—હાસ્યથી અર્થાત્ હર્ષથી. મદ ઉનમદે —જુવાની વગેરેના મદથી ઉન્મત્ત થઇને. એ બધા ગ્રહો( તારા )માં તમે નભ( આકાશ )ના મણિ વિધુ ( ચંદ્ર ) રૂપ લેઇને ત્યાં આવો. અર્થાત્ તમે તે સૌમાં ચંદ્ર જેવા શોભાયમાન છો. કુમુદો—( ઇષ્ટજન રૂપી ). વિકસિત—પ્રફુલ્લ.

( झ ) દયિતા—પ્યારી. શ્રીદામાની વિચિત્ર વાણીથી તેનું વિદૂષકપણું વ્યંજિત કર્યું છે. કૃષ્ણને અર્થે હાસ્યજનક તથા લોભકારક વાક્ય શ્રીદામે ઉચ્ચાર્યાં છે માટે **વ્યાહાર** નામે વીથીનું અંગ વર્ણાયું છે.

( ञ ) મારૂં ઇ૦—( વક્રોક્તિ ). અર્થાત્ તારાથી મારૂં કાંઈ કાર્ય ન થયું ! ખરેખર ઇ૦—અર્થાત્ જો હું મારી વ્રજની અવસ્થાવાળો હોત તો સત્યભામાને લાવવી એ કાંઇ મારે કઠણ નહોતું; પણ અહીં હું મોટો ગણાયો છું તેથી મારે બીજાની સહાય લેવી પડેછે !

**શ્રીદામો**—દેવ ! આટલા દુઃખી શેણે થાવ છો ? ગાંડા કે ઘેલા, પણ પ્રભુને પ્રતિમા તો અમેજ આણી આપીકની ! જે પ્રતિમા લાવે તે અણિમાદિક કેમ ન લાવે. ( ટ )

**કૃષ્ણદેવ**—( પ્રતિમા શબ્દ સાંભળતાં ) અરે ગોપબંધુ ! હવે આપણે પદ્મપરાગોદ્યાનમાં જવું પડશે, માટે તું દ્વારપાલક થા અને હું પ્રિયાને પ્રેમાલિંગન દઇ લઉં. ( ઠ )

**શ્રીદામો**—મા'વજી ! મૌક્તિકમાલા પ્રત્યક્ષ પેહેરવી તે ઠીક કે મરિચિકા જળનાં મૌક્તિક વીણી માળા કરવી તે ઠીક? ( ડ )

**કૃષ્ણદેવ**—વયસ્ય ! પ્રત્યક્ષને અભાવે કંઇ અપ્રત્યક્ષરૂપ ઉતરે નહિ. જા જા તને કહ્યું તેમ તું કંઇ પણ હવે પ્રશ્ન કર્યા વગર જઇ સાવધપણે કરચ, અને પછે મને પ્રત્યક્ષ પ્રિયા મેળવ્ય એટલે હું ઉભય અર્થનો ભોક્તા તારી કૃપાવડે થઇશ. ( ઢ )

**શ્રીદામો**—"ધણીને સૂઝયું ઢાંકણીમાં અને પાડોશીને સૂઝયું આરશીમાં." આ અમે તો અમારે દ્વારપાલક બન્યા પણ જો જો મહારાજ હો ! વાર લાગશે તો તો વેળા વટી જશે અને અમે બંધ રહેલો

---

( ટ ) અણિમાદિક—અણિમા વગેરે સિદ્ધિઓ. ( સત્યભામાને ઉદ્દેશીને અણિમાદિક શબ્દ યોજયોછે ).

( ઠ ) પ્રતિમા શબ્દવડે સત્યભામાની ચિત્રેલી છબી સાંભરી આવેછે માટે **સ્મૃતિ.** આ સ્મૃતિ બીજનો અહીં નિક્ષેપ કર્યોછે તે રૂક્મિણીના હાથમાં છબી જવાથી ફળવાન્ થશે. ( ડ ) મૌતિકમાળા—મોતીનો હાર. મરીચિકા જળ—ઝાંઝવાંનું પાણી.

( ઢ ) અભાવે—ન હોવાથી. ઉતરે નહિ—ઓછું ગણાય નહિ. અહીં કૃષ્ણ તથા શ્રીદામાના ઉત્તરપ્રત્યુત્તર વર્ણવ્યા છે માટે **વાકકેલી** નામે વીથીના અંગની યોજના થઇછે.

મહોત્સવ કરાવ્યો તે અમારો ભારવક્કર ઘટી જશે. ( એમ બડબડ કરતો દ્વાર કને બેસે છે ). (ण)

કૃષ્ણદેવ—( પ્રતિમાને આલિંગન દઇ ) અહો અનન્યજ ! જો આજ તું મારી પ્રિયાનો મેળાપ કરાવીશ અને તેને મારી પ્રતિદિવસની પ્રાણપ્રિયા કરીશ તો હું તારૂં રતિસહ આ પ્રમાણે પૂજન કરીશ. (त)

## શ્લોક.

રતિપતિ ! ગજગતિ મહિલા, મેળવ્ય ચુંબન કરાવ્ય વેસરનું;
કમળકુસુમ ચઢાવું, અપાંગ મૃગમદ કરાવું કેસરનું. ૯

અપિચ—

## શ્લોક.

અખર નખર પાતે, પૃષ્ઠ આ જો ઘવાવું,
સદન સદન પૂજા, કામ ! તારી કરાવું;
મદન ! કદન તારૂં, શંભુથી જે થયું છે,
વદન નવ વદે કો, કષ્ટ જાણે ગયું છે !! ૧૦

---

(ण) વેળા વટીજશે—સત્યભામાને પ્રાપ્ત કરવાની તક જતી રહેશે, એ ધ્વનિ છે. ભારવક્કર ઘટી જશે—સત્યભામા અને નાગરિકા આગળ હું જૂઠો ઠરીશ, એ ધ્વનિ.

(त) અનન્યજ !—બીજાથી ઉત્પન્ન નહિ થયેલો—કામદેવ. ૯. શ્લોક—ગીતિ. મેળવ્ય—( ગજગતિ મહિલા ). વેસરનું—નાકની વાળીનું. અર્થાત્ તેના મુખનું. અપાંગ—તિલક. તને મૃગમદ ( કસ્તુરી ) અને કેસરનું તિલક કરાવીશ.

૧૦ શ્લોક—માલિની. અખર ઈ૦—જો તું સત્યભામાના અખર ( કોમળ ) નખરપાતે ( નખ વાગવાથી ) આ ( મારા ) પૃષ્ઠ( પીઠ )ને ઘવાવું ( ઘાયલ કરાવું ) તે મને આલિંગન કરે એમ થાય, તો હે કામ ! હું તારૂં સદન સદન ( ઘેર ઘેર ) પૂજન કરાવું, અને વળી હે મદન ! તારૂં જે

**શ્રીદામો**—( વિચારમાં ગરકાવ થઈ ગયેલો વેશે ડોલતો ડોલતો બરબડે છે ) નાગરિકા ! જોજે હો; આ ઘડી આખરની છે ! ( ગોપબંધુને દ્વાર વચ્ચે બેઠેલો અને વિચાર કરતો જોઇ રૂક્મિણી તથા કનકમાલિકા તે ન જાણે તેમ તેની પાછળ ઊભાં રહેછે ). જોજે હો; તું એમ કરતાં ચૂકીશ તેમાં તારૂં બગડશે. અહીં તો ઉધ્ધવને લેવું શું અને માધવને દેવું શું ? એમાંનાં બેય છે માટે જોજે હો; નાગરિકા ! નાગરિકા ! ( એ ન સહન થવાથી એકદમ કોપાવેશમાં આવી જઇ રૂક્મિણી પ્રવેશ કરે છે ). ( થ )

**રૂક્મિણી**—કેમ ગોપબંધુ ! આજે શી તાલમેલ કરી છે ? નરકાસુરને મરાવવો છે કે પિતાશ્રી વસુદેવજીને અહીં મોકલી અમને કઢાવવાં છે. બારણા વચ્ચે રસ્તો રોકી કેમ બેઠો છું ? ( એમ કહી પદપ્રહાર કરે છે અને શ્રીદામો દેવને જણાવવા ઓ બાપ રે કહી મોટી બૂમ પાડી નાશી જાય છે ). ( દ )

**કૃષ્ણદેવ**—( એકદમ દોડી આવી ) હાં હાં ! શું છે ? શું છે ? ( એવે રૂક્મિણીને જોઇ સાવધ થઇ ) દેવિ ! આમ દુઃખ દેવું અમારા વયસ્યને ઘટે નહિ. એ બિચારો ગોપ કોપાગ્નિથી દગ્ધ કરવા યોગ્ય નથી !

---

કદન ( નાશ ) શંભુથી થયું છે તે કોઈ મુખથી બોલે નહિ અને જાણે તારૂં કષ્ટ ગયું છે એમ કરૂં. સામદાનના કથનથી પોતાનું પ્રિય કરનાર કામને અનુકૂળ કરી લેવાનું વર્ણાયું છે માટે **સંગ્રહ** નામે ગર્ભસંધિના અંગનો નિક્ષેપ સમજવો.

( થ ) એમાંનાં બેય છે—ઉદ્ધવને લેવાનું છે અને માધવને દેવાનું છે. અહીં સ્ત્રીયુકત કોમળ શૃંગારનો વ્યાપાર વર્ણાયો છે માટે **કૈશિકીવૃત્તિ** વર્ણાઈ છે, અને ઇષ્ટ જન પ્રસન્ન થાય એમ ડોલવાની ચતુરાઈ ભરેલી ક્રીડા કરી છે માટે **ક્રિયાનર્મ** નામે કૈશિકીનો ભેદ પણ વર્ણાયો છે.

( દ ) નરકાસુરને મરાવવા સંબંધી તથા વસુદેવજીને મોકલવા સંબંધી તાલમેલ શ્રીદામાએ કરી હતી તે કહી બતાવી છે માટે **ઉત્કીર્ત્તન** નામે નાટ્યાલંકાર.

**રુક્મિણી**—( સકોપ ) કિયા બળદે ચાંપ્યો છે કે બિચારો કહો છો ? એ તો મોટા કેસરીની કુમકવાળો છે. ( એવે રુક્મિણીની પ્રતિમા ભણી નજર જાય છે અને કૃષ્ણદેવ તેની નજર ચૂકાવવાને આમ તેમ ફરેછે )( ઘ )

**કૃષ્ણદેવ**—કેમ પ્રિયા ! આજ તો નવલનિકરકુંજમાં વિહાર કરવાનો છે. હવે કેટલી વાર છે.

**રુક્મિણી**— ( પ્રતિમા લેવા માટે ) આર્યપુત્રની વારેવાર અને થોડામાં ઘણું જે કહેવાનું છે તે એજ છે કે, જો આજ પદ્મપરાગોદ્યાનમાં દેવનાં દર્શન નહિ થાય તો આ રુક્મિણી દેહધારી રહેનાર નથી. ભલે શ્રીદામો નાગરિકાનું ભજન કરે અને દેવ મનમાનતી દયિતાઓ વરે પણ આવા ઉત્સવ સમયે જો અમને નિરાશ કરવામાં આવે તો મારા જેવી કદી પણ જીવતી રહે નહિ. ( ન )

**કૃષ્ણદેવ**—દેવિ ! એમ ઓછું લાવવાનું કંઇ કારણ નથી. હું અધુનાજ તમારી સાથે આવવા તૈયાર છું.

**રુક્મિણી**—બાળમુકુંદને બોલે બોલે અમૃત ઢાળતાં આવડેજ છે. પણ મારે કહેવાનું છે તે એજ છે કે જો તમે આજના ઉત્સવમાં મને દર્શન નહિ દ્યો તો હું મારા જીવિતનું દાન તમને દઇશ. ( એટલું બોલી બરડે કંઇ કરડ્યા જેવું કરી બૂમ પાડે છે અને પોતેજ પોતાનાં વસ્ત્ર ખેંચે છે. ( પ )

---

( ઘ ) બળદે—( ગોપને બળદનોજ સંબંધ હોય અને તમે તેના સંબંધવાળા છો માટે તેવા ઠરોછો, એ ધ્વનિ ). ચાલતી કહેવતનો ઉપયોગ કરી બતાવ્યો છે માટે **લોકોક્તિ.** કેસરીની—તમોરૂપ સિંહની.

( ન ) દેહધારી ૬૦—અર્થાત્ જીવતી રહેનાર નથી. રુક્મિણીના રોષનું ભાષણ છે માટે **સંફેટ** નામે અવમર્શસંધિનું અંગ.

( પ ) બાળમુકુંદને—કૃષ્ણને. અહીં કપટવડે છબી લેઇ લેવાનો યત્ન રુક્મિણીએ કર્યો છે માટે **અધિબલ** નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે.

કૃષ્ણદેવ—( કને જઇ ) હાં હાં પ્રિયા ! કોઇ જંતુએ દંશ કર્યો કે શું? ઊભી રહે ઊભી રહે, જોવા દે જોવા દે. ( એમ કહી વસ્ત્ર આઘું પાછું કરી જુએ છે. )

રૂક્મિણી—( ઉરજ આગળ કરી ) આર્યપુત્ર છોડો છોડો, આ અહીં આગળ કંઇક છે. ( કૃષ્ણ ઝાલેલું વસ્ત્ર છોડી દે છે એટલે રૂક્મિણી હડી કાઢી પ્રતિમા ઉપાડી લઇ કનકમાલિકાને મોટેથી હાંક મારે છે ). ( फ )

કૃષ્ણદેવ—( સકોપ ) પ્રિયા ! એ પ્રતિમાને તમારે અડકવું નહિ. ( કનકમાલિકા આવી જોઇ ) જા તું અહીં કેમ આવી ? ( કૃષ્ણનો કોપ જોઇ કનકમાલિકા જતી રહે છે ). ( ब )

રૂક્મિણી—( પ્રતિમાને સજડ પકડી ) આર્યપુત્ર ! મારી વયસ્યા ઉપર આવા ક્ષુલ્લક કાર્ય માટે કોપ કરો તેની તો કંઇ ચિંતા નહિ. હોય સોંઘાં અને સફરાં તો અમેજ છીએને. વારૂં એ નહિ તો હું આજનો દહાડો નવલનિકરકુંજમાં જોવા આ પ્રતિમા લઇ જઇશ અને જો દેવ તહીં નહિ પધારે તો આ પ્રાણ આર્યપુત્રને અર્પણ કરીશ.
( એમ કહી જવા માંડે છે અને કૃષ્ણદેવ તેને જવા દેતા નથી ).

કૃષ્ણદેવ—પ્રિયા ! હુંજ આ પ્રતિમા વિહારસ્થાનમાં લેતો આવીશ. ( એવે દ્વારપાલક પ્રવેશ કરી દેવકીજી આવ્યાનું વિદિત કરે છે ). ( भ )

રૂક્મિણી—આર્યપુત્ર ! છોડો છોડો; જુઓ માતુશ્રી પધાર્યાં.

---

( ब ) કૃષ્ણનું ક્રોધયુક્ત વાક્ય છે માટે તોટક નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે.

( भ ) કનકમાલિકાએ જઇને દેવકીજીને મોકલ્યાં; એવા હેતુથી કે કૃષ્ણ શરમાઇને રૂક્મિણીને છોડી દે અને રૂક્મિણીને પ્રતિમા લેઇને જતાં રહેવાનો લાગ મળે. યુક્તિ નામે નાટ્યાલંકાર. ગુરૂજન( દેવકીજી )નું આગમન વર્ણાયું માટે પ્રસંગ નામે અવમર્શસંધિનું અંગ.

લ્યો આ તમારી પ્રતિમા ( એમ કહી પ્રતિમા આપવા જાય છે અને કૃષ્ણદેવ ઝાલેલો કર છોડી જોવા લેવા જાય છે કે રૂકિમણી પ્રતિમા લઇ સત્વર દોડી જાય છે અને દેવકીજી પ્રવેશ કરે છે ).

**દેવકીજી**—અહો વત્સ ! હવે તને હવાણ તો છેને. હું તો તને ઓચ્છવમાં જતો જોવા આવી છું. ( માથે હાથ ફેરવી ) બાપુ ! કયમ હજી લૂગડાંલત્તાં પહેર્યાં નથી ? ( એવે શ્રીદામાને આવતો જોઇ ) આ તમારા વ્રજના ગોઠિયા આવ્યા; હવે ઇંદુ અને મિંદુ સાથે જાવ. ( મ )

**શ્રીદામો**—( સઆશ્ચર્ય ) અહો માજી ! તમે અહીં કયાંથી ?

**દેવકીજી**—કયમ અલ્યા ! ત્યારે અમારે અહીં આવવુંજ નહિ કે ?

**શ્રીદામો**—"લોચ્યોપોચ્યો માડીનો અને છેલછબીલો લાડીનો" એવું લોકનું કહેવું છે. ( ય )

**દેવકીજી**—ભાઇ પણ તેવી યદુકુળની લાડી લાલને કયાં મળી છે કે અમારે અહીં આવવાનું અટકે ? પીટયા લોક તો કહેછે કે કહાનજી આહીરને ત્યાં ઉછર્યા માટે તેમને કોઇએ યાદવ કન્યા આપનાર નથી ! ( એમ કહી નિઃશ્વાસ નાખેછે. ) ( ર )

---

( મ ) હવણ—શરીર અને મનની સ્વસ્થતા. ઇંદુ અને મિંદુ—અર્થાત્ સમાન વયના મિત્રો. 'ઇંદ્ર ( ઉપેંદ્ર ) અને મહેંદ્ર' ઉપરથી 'ઇંદુ અને મિંદુ' શબ્દ થયા હશે.

( ય ) લોચ્યોપોચ્યો ઈ૦—અર્થાત્ ધાવણું બાળક હોય ત્યાં સુધી તેનું સુખ મા ભોગવે અને મોટો થયો એટલે તેનું સુખ સ્ત્રી ભોગવે.

( ર ) યાદવની કન્યા લાવવી એ મહત્વની વાત છે એ ધ્વનિ છે. સત્યભામાને મેળવી આપવામાં રૂકિમણીની મનોવૃત્તિ છેવટે અનુકૂળ થવાનું કારણ દેવકીની તેવી ઇચ્છા છે, એ પણ અહીં સૂચવ્યું છે. **આશંસા** નામે નાટયાલંકાર.

**શ્રીદામો**—માજી ! યાદવકુળની કન્યા આવે અને તે તમને અહીં આવતાં અટકાવે તેથી તમારે શું રાજી થવા જેવું છે ?

**દેવકીજી**—ભાઇ ! "માડી જુએ આવતો અને લાડી જુએ લાવતો" એ તો થવાનું તે થાયજ; પણ જ્યાં આપણો ઉતાર હોય અને ત્યાંની કન્યા ઉતરી હોય તે વાત તો ન્યારીસ્તો.

**કૃષ્ણદેવ**—અલ્યા શ્રીદામા ! તારે કંઇ કામ છે કે નહિ ?

**દેવકીજી**—વત્સ ! એમ એના પર આકળો શું થાયછે. વારૂ ભાઇ હવે એ આવ્યો છે અને તમારે ઓછવમાં જવાની વેળા થઇછે માટે તમે જાવ અને હું પણ જઉં છું. ( એટલું કહી કૃષ્ણને માથે હાથ ફેરવી દેવકીજી ચાલ્યાં જાય છે ).

**શ્રીદામો**—કેમ કહાનજી ! પ્રતિમા ગુમાવી કે ? હવે ઉતાવળા ચાલો, નીકર યોગસાધ્ય જે મળવાની અણિમા છે તેય પણ કોઇ કામિનીદર્શનથી ચલિત થશે. ( ल )

**કૃષ્ણદેવ**—અહો વયસ્ય ! તુંજ કહે કે હવે દવીને મારે શું કરવું ? અરે હું શું પ્રિયાની પ્રતિમા જોવાનેય હતભાગ્ય થયો કે ! ( એટલું બોલી માથે હાથ મૂકી નિઃશ્વાસ નાખે છે ) ( व )

**શ્રીદામો**—મહારાજ એમ નિરાશ શાકાજે થાવ છો ? જો દેવી આજ પ્રતિમા લઇ ગયાં તો હું તમને સાક્ષાત્ અણિમાનાં દર્શન કરાવીશ. પણ હવે ઉતાવળે અહીંથી ચાલ્યાં જવાય તો. ( श )

---

( ल ) યોગસાધ્ય૦—જેમ અણિમાસિદ્ધિયોગ( યોગસમાધિ )થી સાધ્ય થાય એવી છે તથાપિ તે કામિનીદર્શનથી ( બ્રહ્મચર્યનો ભંગ થવાથી ) ચલિત થાય છે, તેમ યોગસાધ્ય ( ખટપટ રૂપી યોગથી સાધ્ય ) અણિમા ( સત્યભામાની પ્રીતિ રૂપ ) પણ કોઇ કામિની( રૂક્મિણી )ના દર્શનથી ચલિત થશે—રૂક્મિણી કદાચ તેને સંતાડશે કે વિઘ્ન કરશે. ( व ) હતભાગ્ય—ભાગ્યહીન. ( श ) સાક્ષાત્ અણિમાનાં—પ્રત્યક્ષ સત્યભામાનાં.

**કૃષ્ણદેવ**—( સત્વર શૃંગાર સજી લઇ ) સત્ય; વળી વિલંબ થતાં કંઇ વાંકું આવશે. ( એટલું બોલી આમ તેમ જોઈ બન્ને ગુપ્ત માર્ગે થઈ ચાલ્યા જાય છે ).

( કનકમાલિકા તથા રૂક્મિણી જાઇ જુઇ ઇત્યાદિ પુષ્પ જોતાં પ્રવેશ કરે છે ).

**રૂક્મિણી**—હલા કનકમાલિકે ! જો જો આ પદ્મપરાગ લેવા ષટપદ કેવો ઉજમાઇ રહ્યો છે. અલિ ! નાશ નાશ, જો એ તો મારા ભણી દોડી આવ્યો. અરે ભૃંગ ! તું કૃષ્ણ થઇ કેમ ભૂલો પડી ભમે છે ? હું તો ભીષ્મકનંદિની રૂક્મિણી છું; સત્રાજીત્‌સુતા સત્યભામા નો'ય ! અરે શું હજુય જતો નથી કે ? મારી કને નફ્ટ થવું તને ક્યાં ગમે છે કે ગમતું હોય તેવું કરી બતાવે છે ? જા જા ( એમ કહી લૂગડાની ઝપટ મારે છે અને તેથી ભમરો ભૂમિ પર પડે છે ). ( ષ )

**કનકમાલિકા**—વયસ્યા ! એમ એનાપર કોપ કાઢી નાખીશ મા. જો તે આમ જતો રહેશે તો યોગ્યસ્થળ અમથું રહેશે. પણ

---

( ષ ) ગર્ભસંધિમાં પ્રકાશ થયેલો સત્યભામા ઉપરનો જે પ્રેમ તેનો સંબંધ અહીં રૂક્મિણીના કથનથી જણાય છે. વળી આગળ કહેવામાં આવશે તેમ વાઘનો ભય ઉપજાવી કાર્યસિદ્ધિનો નિશ્ચય વર્ણાશે. માટે અહીંથી અવમર્શસંધિ વર્ણાય છે. પદ્મપરાગોદ્યાનનો મેળો એ પ્રકરીરૂપ અર્થપ્રકૃતિ છે અને સત્યભામાની પ્રાપ્તિનો નિશ્ચય એ અવસ્થા છે. એવી રીતે અર્થપ્રકૃતિ તથા અવસ્થા મળીને **અવમર્શસંધિ** ઉત્પન્ન થાય છે. ગર્ભસંધિમાં ઉત્પન્ન થયેલા અનુરાગબીજ સાથે સંબંધ ધરાવનાર ઇતિવૃત્ત અહીં વર્ણાયું છે તેથી પણ અવમર્શસંધિ સમજાય છે. પદ્મપરાગ—કમળની સુગંધી રજ. સત્યભામા પ્રતિ કૃષ્ણનો પ્રેમ રૂક્મિણીના મુખથી સ્પષ્ટપણે પ્રકટ કર્યો છે. સત્યભામાને પદ્મપરાગનું રૂપ આપી કૃષ્ણને ભમરાનું રૂપ આપ્યું છે અને 'કૃષ્ણ' શબ્દ શ્લેષાર્થવાળો છે માટે **પતાકાસ્થાનક** વર્ણાયું છે. ભૃંગ—ભમરા ! કૃષ્ણ—કાળો અથવા કૃષ્ણરૂપી. ભીષ્મકનંદિની—ભીષ્મક રાજાની પુત્રી.

સખિ ! પેલી પ્રતિમા આપણે ઉતાવળાં અહીં આવ્યાં માટે જોવાઇ નથી તે લાવ્ય જોઇ લઇએ. ( स )

**રૂક્મિણી**—આ રહી જો. મેં તો ત્યાંજ નિહાળી જોઇ લીધી હતી. અને અલિ ! અહીં આવતાં તેં એને પ્રત્યક્ષ જોઇ કે નહિ ? મને જોઇ એણે કેવું નીચું જોયું તે પણ તેં દીઠું કે નહિ ? ( ह )

**કનકમાલિકા**—હા મેં એ સર્વે જોયું છે અને આ પ્રતિમામાં પણ એ કન્યાના કટાક્ષ જોઇ મારૂં ચિત્ત તો ચેડકે બળવા માંડ્યું છે ! પણ સખી આપણે જે પાશ નાખ્યો છે તેમાં એ કેવી ગુંફાઇ ગઇ છે ! એ બાજુથી એનું હાર્દિક્ય અને એનાં માણસો રક્ષણ કરે છે. એક બાજુથી શતધન્વા એને જોઇ રહ્યો છે અને આપણા ભણીથી આપણી સહચરીઓ શસ્ત્રાસ્ત્ર સજી એ કંઇ પણ ન જઇ શકે એમ એને કબજામાં રાખી રહીઓ છે. એટલું છતાંય આપણો પાર કોઇ પામી ગયું નથી; સ્ત્રીચરિત્ર તે સ્ત્રીચરિત્રજ ! બિચારા પુરૂષ એના પાર શી રીતે પામે ? ( का )

**રૂક્મિણી**—( વિચાર કરી ) હલા કનકમાલિકે ! મારા મનથી હું વિચાર કરૂં છું તો આર્યપુત્રને આમ દુભવવા એ મને ઠીક લાગતું નથી, તેમ એ સત્યભામા મારી સપત્ની થવા જોગ છે. વળી મારાં સાસુજીની મોટામાં મોટી ઇચ્છા એ છે કે તેમના સુતે કોઇ યાદવની કન્યા વરવી.

---

( स ) તે—ક્રોધ. યોગ્યસ્થળ—કૃષ્ણરૂપી. ( ह ) અને અલિ ઈ૦—અહીં આવતાં— આ પદ્મપરાગોદ્યાનમાં આવતાં. પ્રત્યક્ષ—શાક્ષાત્—ખરેખરી ( ચિત્રમાં નહિ ). સત્યભામાની ચેષ્ટા ઉપરથી એના મનનો ભાવ ઉઘાડો કર્યો છે માટે **વિચાર** નામે નાટ્યલક્ષણ.

( का ) હાર્દિક્ય—કૃતવર્મા. જોઇ રહ્યો છે—પોતાને મળવાની આશાથી રક્ષણ કરી રહ્યો છે. કૃષ્ણના પક્ષવાળાને નિરાશ કરવા જેવા અર્થનું કથન કર્યું છે, માટે **નિદર્શન** નામે નાટ્યલક્ષણ.

એવા તેવા જો હું સર્વ વિચાર કરૂં તો "એક કાકરે અનેક પક્ષી પડે"* તેમ છે. અને આર્યપુત્રની પણ મારા પર જે અરૂચિ થઇ છે તે રૂચિ થાય તેવું છે. વિચાર કરતાં જણાય છે કે આમાં કંઇ અર્થ નથી માટે તું કંઇ એવી પેરવી કરચ કે આર્યપુત્ર અહીં પધારે તે સમયે પ્રાણપતિ સત્યભામાને પણ અહીંજ જુએ. પછે આપણે ઘટિત લાગશે તે કરીશું. ( खा )

**કનકમાલિકા**—વયસ્યા ! આપણે તો તમે જેમ કહો તેમ કરવાને તૈયાર છીએ. પણ એમ કરતાં લાભ શો છે અને અલાભ શો છે તેનો પૂર્ણપણે વિચાર કરી પછે જે કહેવું હોય તે કહો કે તેની વેળાસર યોજના કરી રખાય.

( એવે ત્યાં ઉતાવળે દોડતી પદ્મપ્રભા પ્રવેશ કરે છે ).

**પદ્મપ્રભા**—( મોઢે શ્વાસ ન માય એવે વેશે ) આહો સખિજન ! હું તો દેવને જોતી આ મગ આવવાના માર્ગમાં બેશી રહી'તી. બેઠાં બેઠાં ઘણી વાર થઇ અને જ્યારે દેવ એ વાટે આવ્યા નહિ ત્યારે હું ઊઠી તજવીજ કરવા ગઇ તો મને જણાયું કે ગોપબંધુસહ દેવ ગુપ્તપંથે થઇ આણીપા આવ્યા છે. તે જોવા હું એકે હાહે અહીં દોડતી આવી છું. ( गा )

**રૂક્મિણી**—( સકોપ ) શું ત્યારે આર્યપુત્રે મારી પ્રતિજ્ઞાને પણ ફોકટજ માની કે ?. વારૂ ઠીક; જા કનકમાલિકા ! તું ગમે તેમ કરી સત્રાજિત્‌સુતાને અહીં બોલાવી લાવ્ય. એટલે આ પ્રાણ હું એને અર્પણ કરી આર્યપુત્રને કાજે એ ઇચ્છેલીને પનોતી કરી જઇશ. જા જા;

---

*આની સાથે ઇંગ્રેજી કહેવત સરખાવવી ઘટેછે "To kill two birds at one stroke."

( खा ) સપત્ની—શોક્ય. અહીં રૂક્મિણીના વિચાર સત્યભામાના લાભમાં અનુકૂળ થાય છે માટે **શક્તિ** નામે અવમર્શસંધિનું અંગ વર્ણાયું છે. ( गा ) હાહે—શ્વાસે.

સખિ ! પેલી પ્રતિમા આપણે ઉતાવળાં અહીં આવ્યાં માટે જોવાઇ નથી તે લાવ્ય જોઇ લઇએ. ( स )

**રૂક્મિણી**—આ રહી જો. મેં તો ત્યાંજ નિહાળી જોઇ લીધી હતી. અને અલિ ! અહીં આવતાં તેં એને પ્રત્યક્ષ જોઇ કે નહિ ? મને જોઇ એણે કેવું નીચું જોયું તે પણ તેં દીઠું કે નહિ ? ( ह )

**કનકમાલિકા**—હા મેં એ સર્વે જોયું છે અને આ પ્રતિમામાં પણ એ કન્યાના કટાક્ષ જોઇ મારૂં ચિત્ત તો ચેડકે બળવા માંડ્યું છે ! પણ સખી આપણે જે પાશ નાખ્યો છે તેમાં એ કેવી ગુંફાઇ ગઇ છે ! બે બાજુથી એનું હાર્દિક્ય અને એનાં માણસો રક્ષણ કરે છે. એક બાજુથી શતધન્વા એને જોઇ રહ્યો છે અને આપણા ભણીથી આપણી સહચરીઓ શસ્ત્રાસ્ત્ર સજી એ કંઇ પણ ન જઇ શકે એમ એને કબજામાં રાખી રહીઓ છે. એટલું છતાંય આપણો પાર કોઇ પામી ગયું નથી; સ્ત્રીચરિત્ર તે સ્ત્રીચરિત્રજ ! બિચારા પુરૂષ એનો પાર શી રીતે પામે ? ( का )

**રૂક્મિણી**—( વિચાર કરી ) હલા કનકમાલિકે ! મારા મનથી હું વિચાર કરૂં છું તો આર્યપુત્રને આમ દુભવવા એ મને ઠીક લાગતું નથી, તેમ એ સત્યભામા મારી સપત્ની થવા જોગ છે. વળી મારાં સાસુજીની મોટામાં મોટી ઇચ્છા એ છે કે તેમના સુતે કોઇ યાદવની કન્યા વરવી.

---

( स ) તે—ક્રોધ. યોગ્યસ્થળ—કૃષ્ણરૂપી. ( ह ) અને અલિ ઈ૦—અહીં આવતાં— આ પદ્મપરાગોદ્યાનમાં આવતાં. પ્રત્યક્ષ—શાક્ષાત—ખરેખરી ( ચિત્રમાં નહિ ). સત્યભામાની ચેષ્ટા ઉપરથી એના મનનો ભાવ ઉઘાડો કર્યો છે માટે **વિચાર** નામે નાટચલક્ષણ.

( का ) હાર્દિક્ય—કૃતવર્મા. જોઇ રહ્યો છે—પોતાને મળવાની આશાથી રક્ષણ કરી રહ્યો છે. કૃષ્ણના પક્ષવાળાને નિરાશ કરવા જેવા અર્થનું કથન કર્યું છે, માટે **નિદર્શન** નામે નાટચલક્ષણ.

એવા તેવા જો હું સર્વ વિચાર કરૂં તો "એક કાંકરે અનેક પક્ષી પડે"* તેમ છે. અને આર્યપુત્રની પણ મારા પર જે અરૂચિ થઇ છે તે રૂચિ થાય તેવું છે. વિચાર કરતાં જણાય છે કે આમાં કંઇ અર્થ નથી માટે તું કંઇ એવી પેરવી કરચ કે આર્યપુત્ર અહીં પધારે તે સમયે પ્રાણપતિ સત્યભામાને પણ અહીંજ જુએ. પછે આપણે ઘટિત લાગશે તે કરીશું. ( खा )

**કનકમાલિકા**—વયસ્યા ! આપણે તો તમે જેમ કહો તેમ કરવાને તૈયાર છીએ. પણ એમ કરતાં લાભ શો છે અને અલાભ શો છે તેનો પૂર્ણપણે વિચાર કરી પછે જે કહેવું હોય તે કહો કે તેની વેળાસર યોજના કરી રખાય.

( એવે ત્યાં ઉતાવળે દોડતી પદ્મપ્રભા પ્રવેશ કરે છે ).

**પદ્મપ્રભા**—( મોઢે શ્વાસ ન માય એવે વેશે ) આહો સખિજન ! હું તો દેવને જોતી આ મગ આવવાના માર્ગમાં બેશી રહી'તી. બેઠાં બેઠાં ઘણી વાર થઇ અને જ્યારે દેવ એ વાટે આવ્યા નહિ ત્યારે હું ઊઠી તજવીજ કરવા ગઇ તો મને જણાયું કે ગોપબંધુસહ દેવ ગુપ્તપંથે થઇ આણીપા આવ્યા છે. તે જોવા હું એકે હાહે અહીં દોડતી આવી છું. ( गा )

**રૂક્મિણી**—( સકોપ ) શું ત્યારે આર્યપુત્રે મારી પ્રતિજ્ઞાને પણ ફોકટજ માની કે ?. વારૂ ઠીક; જા કનકમાલિકા ! તું ગમે તેમ કરી સત્રાજિત્સુતાને અહીં બોલાવી લાવ્ય. એટલે આ પ્રાણ હું એને અર્પણ કરી આર્યપુત્રને કાજે એ ઇચ્છેલીન પનોતી કરી જઇશ. જા જા;

---

*આની સાથે ઈંગ્રેજી કહેવત સરખાવવી ઘટેછે "To kill two birds at one stroke."

( खा ) સપત્ની—શોક્ય. અહીં રૂક્મિણીના વિચાર સત્યભામાંના લાભમાં અનુકૂળ થાય છે માટે **શક્તિ** નામે અવમર્શસંધિનું અંગ વર્ણાયું છે. ( गा ) હાહે—શ્વાસે.

કેમ વાર લગાડેછે ? જો તું નહિ જાય તો હું જાતે જઇ એને અહીં તેડી લાવીશ. (ઘા)

**કનકમાલિકા**—આ અમે બંને જણીઓ જઇએ છીએ. અને એને અહીં સોવશા લઇ આવીએ છીએ. તમે પણ જઇ નવલનિકરકુંજમાં બેસો (એમ કહી સર્વે ચાલ્યાં જાય છે).

(સત્રાજિતવંશગૃહનિકટ શસ્ત્રધારીઓને જોતાં કનકમાલિકા તથા પદ્મપ્રભા પ્રવેશ કરે છે). (ङा)

**કનકમાલિકા**—સખિ પદ્મપ્રભે ! ખેદ તેજ પડે. સત્રાજિત્સુતા મંડપ બાહાર ન નીકળી શકે એ માટે મેં જે યોજનાઓ કરીઓ છે તેજ મને આ પ્રસંગે આડચરૂપ થઇ પડે છે. પૂર્વોત્તર હાર્દિક્યના રક્ષણમાં એ આવી રહી છે. દક્ષિણ દિશાથી શતધન્વા અને પશ્ચિમ દિશાથી આપણી સહચરીઓ એનું રક્ષણ કરેછે. હવે એને કિયે ઉપાયે દેવી કને લઇ જવી ? (એટલું બોલી નિઃશ્વાસ નાખે છે). (चा)

**પદ્મપ્રભા**—હલા કનકમાલિકે ! એમ ગુંચાય છે શાકાજે ? જે દિશાએ આપણી સહચરીઓ રાખેલી છે તે દિશાએ જઈ થાય તે યત્ન કરિયે.

**કનકમાલિકા**—(સહર્ષ) હા સખિ ! ત્યારે, ચાલ્ય તેણીપા. (એમ કહી પશ્ચિમ દિશા ભણી જાય છે).

(અનેક શસ્ત્રબંધ સહચરિઓ પ્રવેશ કરે છે.)

---

(ઘા) અહીં રૂક્મિણીનું ક્રોધભાષણ વર્ણ્યું છે માટે અવમર્શસંધિનું સંફેટ નામે અંગ વર્ણાયું છે. (ङा) સત્રાજિત્વંશગૃહનિકટ—સત્રાજિત્ના માંડવાની પાસે.

(चा) હાર્દિક્ય—કૃતવર્મા. આ વાક્યથી સત્યભામા સુરક્ષિત હતી તથા કૃતવર્મા પોતે ઉમેદવાર હોવાથી રક્ષણ કરતો હતો એમ સૂચવ્યું. પૂર્વે કનકમાલિકા તથા રૂક્મિણીએ સત્યભામા કૃષ્ણને ન મળે એવી જે યુક્તિ રચી હતી તે આહીં સફળ કરી બતાવી છે.

**હેમપુષ્પિકા**—અહો હંજિકા, હયપુચ્છી, ઇત્યાદિ સહચરી-ઓ! યથાર્થ અવલોકન કરજો. જો સત્રાજિત્સુતા આ દિશાથી જશે તો શસ્ત્રાસ્ત્ર બાંધ્યાં તે ન બાંધ્યાં જેવાં ગણાશે. (छा)

**હંજિકા**—અરે સહચરિ! તું નિશ્ચિંત રહે; આ ખોળિયામાં જીવ છે ત્યાં લગી આ માર્ગેથી કીડીનો પણ સંચાર થવાનો નથી.

(એવે કનકમાલિકા તથા પદ્મપ્રભા પ્રવેશ કરે છે.)

**કનકમાલિકા**—કેમ હેમપુષ્પિકા! રક્ષણ તો બરાબર કરો-છો ને?

**હેમપુષ્પિકા**—હા સખિ! પ્રત્યક્ષ વાસવની પણ દેન ઘોઇ નથી કે આ માર્ગે થઇ કોઈ પણ કન્યાને લઈ જઈ શકે.

(એવે જવનિકાંતર્ગત પશ્ચિમ દિશા ભણીથી મહાભયંકર શાર્દૂલનો ધૂધૂ ધૂધૂ એમ પાંચવાર વિયતને વિડારી નાખે એવો શબ્દ થાયછે અને તેનો પ્રતિધ્વનિ અનેક રવમાં મેઘવત્ ગરગડી ઊઠે છે, ને વળી નાસો, નાસો! નવ હથ્થો, નવ હથ્થો! વાઘ આવે છે, વાઘ આવે છે! એવો અનેક માણસો પોકાર કરે છે. તે શબ્દ સાંભળી કનકમાલિકાદિ સહચરીઓ અને પ્રાણીમાત્ર રંગમાં ભંગ કરી નાસાનાસ કરી મૂકે છે અને શૂરવીરો વૃક્ષ, મંડપ કે માળી-ઓના માળાપર ચઢી ધનુષ્યમાં શર સંધાણ કરી વ્યાઘ્રને મારવા સજ થઈ જાયછે). (जा)

---

(छा) હંજિકા, હયપુચ્છી—ઇત્યાદિ કનકમાલિકાની સખીઓ જેમને તેણે સત્યભામાનું રક્ષણ કરવાને મૂકી હતી તેમનાં નામ છે.

(जा) વાસવની—ઇંદ્રની. દેન ઘોઇ નથી—'ધેનુ દોહી નથી' નો અપભ્રંશ. જેની ધેનુ દોહોવાય તે દૂધ પીને બળવાન થાય, એ ઉપરથી આ વાક્ય ઉપજ્યું હશે. જવનિકાંતર્ગત—પડદાની પેલી પાસ અંદરના ભાગમાંથી—નેપથ્યમાંથી. વિયતને—આકાશને. વિડારી નાખે—ફાડી નાખે. પ્રતિધ્વનિ—પડઘા. અનેક રવમાં—લોકોની અનેક બૂમોમાં. સહચરીઓ—સખીઓ. શરસંધાણ—ધનુષ્યમાં શર સાંધવું. અહીં વાઘનો ઉપદ્રવ વર્ણાયો

અક્રૂર—( વૃક્ષ પરથી ) અરે રે ! આ તે શો રંગમાં ભંગ !! પિતા નથી જોતો પુત્રને કે પુત્ર નથી જોતો પિતાને ! કોણ સુતા ! કોણ સુત ! કોણ માતા ! કોણ પિતા ! કોણ સ્નુષા ! કોણ સ્વામી ! કોણ શ્વશુર ! કોણ શ્વશ્રૂ ! અરે રે, ભયે ભવિષ્યમાં થવાનાં, ભૂતમાં થયેલાં અને વર્તમાનકાળમાં થતાં સગાં સંબંધીઓને વીસરાવી દીધાં છે !! ( વૃક્ષપર ધનુષ્ય ઠોકી ) બીહીશો મા, બીહીશો મા. ( એમ મોટેથી બૂમ પાડી આશ્રય આપે છે ). ( જા )

( એવે જવનિકાંતર્ગત વ્યાઘ્રનો ઘૂઘૂઘૂઘૂ એવો ચાર વાર શબ્દ થાય છે અને નાસો નાસો એવો ભય ભર્યો પોકાર સંભળાય છે. ) ( જા )

સાત્યકિ—( ધરણીતલ પર ઊભાં રહી ) કોઇ પણ પ્રાણી ભય પામશો મા. આ મેં ( અસિ બતાવી ) વ્યાઘ્રને વિડાર્યો જાણો. બૃહદ્ સુર, અસુર અને જરાસંધ જેવા શૂરની સાથે યુદ્ધ કરનાર યાદવવીરોએ આમ એક શાર્દૂલના શબ્દથી નાસવું ઘટિત નથી. આ શું વીરમાતાઓ ! આ શું વીરજાયાઓ ! આ શું વીરદુહિતા ! વીરસુતા ! અને વીરભગિની-

ઓ ! ! નાસોછો નાસોછો ! ! અરે નાસતાનેજ વ્યાઘ્ર વિડારે છે તેનું કોઇ સ્મરણ કેમ કરતું નથી ? આ મારા પિંડમાં પ્રાણ છે ત્યાં સુધી હું કોઇને કંઈ થવા દેવાનો નથી. ઇત્યાદિ વચનો કહી લોકોને આશ્વાસન કરેછે, પડતા અખડતા બચાવે છે, અને નાસતા વારે છે, પણ તે તેનું કહેવું કોઇએ માનતું નથી. (ટા)

(એવે જવનિકાંતર્ગત ધૂધૂ ધૂધૂ એમ ત્રણ વાર શબ્દ થાયછે અને નાસો નાસો, એવી બૂમો સંભળાય છે.)

**કૃતવર્મા**—(વંશમંડપ પરથી) અરે અરે ! આ મારા કાર્મુકમાં શિલીમુખ સાંધી હું શાર્દૂલનો અવશ્ય નાશ કરીશ; કિન્તુ અહો પરિજનો ! તમે સત્રાજિત્‌સુતાને સાચવજો. જોજો આ ભયંકર ઉથલપાથલમાં એ કોઇને ધક્કે ચઢી જાય નહિ કે વ્યાઘ્રની વાટમાં આવી પડે નહિ. શાર્દૂલને તો મેં શૃગાલવત્‌ માર્યોજ જાણો (એમ કહી તીર તકાવેછે). (ઠા)

**શતધન્વા**—(માળીના માળાપર ધ્રૂજતો) અરે સેવકો સાચવજો સાચવજો; વાઘ છે વાઘ છે; પેલી મારી મારી કન્યા કન્યા, સત્રાજીત્‌ સત્રાજિત્‌ સુતા સુતા, તેને જુઓ જો જો જો ! (એટલું ભાગુંખોખરૂં બોલી માળાનું લાકડું ઝાલી બેશી જાયછે). (ડા)

---

(ટા) ધરણીતલપર— પૃથ્વીના પૃષ્ઠ ઉપર. અસિ—તલવાર બૃહદ્—મોટા. શાર્દૂલ—વાઘ. વીરમાતાઓ નાસે છે, એમ કહીને સત્યભામા પણ ભયથી નાસવી જોઇએ એમ સૂચન કર્યું છે. સાત્યકિનું વીરત્વ ધ્વનિત કર્યુંછે

(ઠા) કાર્મુકમાં—ધનુષ્યમાં. શિલીમુખ—બાણ. શાર્દૂલનો—વાઘનો. કિન્તુ—પણ. પરિજન—સેવકવર્ગ. અહીં કૃતવર્માએ પોતાની શક્તિ કહી બતાવીછે માટે અવમર્શસંધિનું **વ્યવસાય** નામે અંગ વર્ણાયું છે. કૃતવર્મા વંશમંડપની ઉપર ચઢીને બોલે છે તેથી તે હૃદયમાં વાઘથી બીહે છે એમ સૂચન કર્યું છે.

(ડા) શતધન્વા વાઘના ભયથી બેશી જાય છે માટે **અપપાત** નામે

**અક્રૂર**—( વૃક્ષ પરથી ) અરે રે ! આ તે શો રંગમાં ભંગ !! પિતા નથી જોતો પુત્રને કે પુત્ર નથી જોતો પિતાને ! કોણ સુતા ! કોણ સુત ! કોણ માતા ! કોણ પિતા ! કોણ સ્નુષા ! કોણ સ્વામી ! કોણ શ્વશુર ! કોણ શ્વશ્રૂ ! અરે રે, ભયે ભવિષ્યમાં થવાનાં, ભૂતમાં થયેલાં અને વર્તમાનકાળમાં થતાં સગાં સંબંધીઓને વીસરાવી દીધાં છે !! ( વૃક્ષપર ધનુષ્ય ઠોકી ) બીહીશો મા, બીહીશો મા. ( એમ મોટેથી બૂમ પાડી અભય આપેછે ). ( જ્ઞા )

( એવે જવનિકાંતર્ગત વ્યાઘ્રનો ઘૂઘૂઘૂઘૂ એવો ચાર વાર શબ્દ થાય છે અને નાસો નાસો એવો ભય ભર્યો પોકાર સંભળાય છે. ) ( ત્રા )

**સાત્યકિ**—( ધરણીતલ પર ઊભાં રહી ) કોઇ પણ પ્રાણી ભય પામશો મા. આ મેં ( અસિ બતાવી ) વ્યાઘ્રને વિડાર્યો જાણો. બૃહદ્ સુર, અસુર અને જરાસંધ જેવા શૂરની સાથે યુધ્ધ કરનાર યાદવવીરોએ આમ એક શાર્દૂલના શબ્દથી નાસવું ઘટિત નથી. આ શું વીરમાતાઓ ! આ શું વીરવામાઓ ! આ શું વીરદુહિતા ! વીરસુતા ! અને વીરભગિની-

---

છે માટે **વિદ્રવ** નામે અવમર્શસંધિનું અંગ વર્ણાયું છે. જ્યાં માયા, ઇંદ્રજાલ, સંગ્રામ, ક્રોધ, ભ્રમ, ભય, કાપાકાપી, વગેરે વર્ણાયછે તેને **આરભટી** વૃત્તિ કહે છે. અહીં વાઘના ભયથી નાસવાનું છે માટે **અવપાત** નામે આરભટીનો ભેદ સમજવો.

( જ્ઞા ) સ્નુષા—વહુ. શ્વશુર—સસરો. શ્વશ્રૂ—સાસુ. ભવિષ્યમાં થવાનાં ઇ૦—અર્થાત્ સત્યભામાને તેના રક્ષકો અને પરણનારા ભૂલી ગયા છે એ **વ્યંજના**. વૃક્ષપર ઇ૦—અક્રૂર પોતાના પ્રાણ બચાવવાને ઝાડપર ચઢી ગયો હતો એ **વ્યંજના**, તથા તે બીહીકણ હતો એ **ધ્વની. આરભટીવૃત્તિ.** અવમર્શસંધિનું **વિદ્રવ** અંગ.

( ત્રા ) વાઘનો ચારવાર શબ્દ—પેહેલાં પાંચવાર, પછી ચારવાર અને હવે પછી ત્રણ વાર કહેશે, એ ઉપરથી વાઘ દૂર જતો જાય છે એ **વ્યંજના** છે.

ઓ ! ! નાસોછો નાસોછો ! ! અરે નાસતાનેજ વ્યાઘ્ર વિડારે છે તેનું કોઇ સ્મરણ કેમ કરતું નથી ? આ મારા પિંડમાં પ્રાણ છે ત્યાં સુધી હું કોઇને કંઇ થવા દેવાનો નથી. ઇત્યાદિ વચનો કહી લોકોને આશ્વાસન કરેછે, પડતા અખડતા બચાવે છે, અને નાસતા વારે છે, પણ તે તેનું કહેવું કોઇએ માનતું નથી. ( ટા )

( એવે જવનિકાંતર્ગત ધૂધૂ ધૂધૂ એમ ત્રણ વાર શબ્દ થાયછે અને નાસો નાસો, એવી બૂમો સંભળાય છે. )

**કૃતવર્મા**—( વંશમંડપ પરથી ) અરે અરે ! આ મારા કાર્મુકમાં શિલીમુખ સાંધી હું શાર્દૂલનો અવશ્ય નાશ કરીશ; કિન્તુ અહો પરિજનો ! તમે સત્રાજિત્સુતાને સાચવજો. જોજો આ ભયંકર ઉથલપાથલમાં એ કોઇને ધક્કે ચઢી જાય નહિ કે વ્યાઘ્રની વાટમાં આવી પડે નહિ. શાર્દૂલને તો મેં શૃગાલવત્ માર્યોજ જાણો ( એમ કહી તીર તકાવેછે ). ( ઠા )

**શતધન્વા**—( માળીના માળાપર ધ્રૂજતો ) અરે સેવકો સાચવજો સાચવજો; વાઘ છે વાઘ છે; પેલી મારી મારી કન્યા કન્યા, સત્રાજીત્ સત્રાજિત્ સુતા સુતા, તેને જુઓ જો જો જો ! ( એટલું ભાગુંખોખરૂં બોલી માળાનું લાકડું ઝાલી બેશી જાયછે ). ( ડા )

---

( ટા ) ધરણીતલપર— પૃથ્વીના પૃષ્ઠ ઉપર. અસિ—તલવાર બૃહદ્—મોટા. શાર્દૂલ—વાઘ. વીરમાતાઓ નાસે છે, એમ કહીને સત્યભામા પણ ભયથી નાસવી જોઇએ એમ સૂચન કર્યું છે. સાત્યકિનું વીરત્વ ધ્વનિત કર્યુંછે

( ઠા ) કાર્મુકમાં—ધનુષ્યમાં. શિલીમુખ—બાણ. શાર્દૂલનો—વાઘનો. કિન્તુ—પણ. પરિજન—સેવકવર્ગ. અહીં કૃતવર્માએ પોતાની શક્તિ કહી બતાવીછે માટે અવમર્શસંધિનું **વ્યવસાય** નામે અંગ વર્ણાયું છે. કૃતવર્મા વંશમંડપની ઉપર ચઢીને બોલે છે તેથી તે હૃદયમાં વાઘથી બીહે છે એમ સૂચન કર્યું છે.

( ડા ) શતધન્વા વાઘના ભયથી બેશી જાય છે માટે **અવપાત** નામે

( એવે જવનિકાંતર્ગત ધૂ ધૂ ધૂ ધૂ એવો શબ્દ થાય છે અને નાસો નાસો એવો પોકાર પડે છે ).

**હેમપુષ્પિકા**—( એક ઉપર એક એમ પડી ગયેલી સહચરીઓ મધ્યેથી ) અરેરે આ વાઘ આવી મારે ત્યાર પહેલાં તો મારાં બાંધેલાં શસ્ત્રે મારા પદમાં પ્રવેશ કર્યો છે તે કોઈ કાઢો કાઢો. ( કનકમાલિકાદિ બીજી અનેક સહચરીઓ એમ પોકાર કરેછે અને કનકમાલિકા તથા પદ્મપ્રભા સહુની તળે દબાઇ ધ્રૂજ્યા કરે છે. ત્યાં સાત્યકિ આવી તેમને અભય આપે છે.અને પીડાથી પરાં કરે છે પણ કોઇને શાંતિ વળતી નથી ).

( એવે મદિરોન્મત્ત, નીલાંબરધારી હલમુસલ હાથમાં લઇ રક્ત નેત્રથી જાણે વિશ્વને દહન કરતા હોય એવે વેશે રોહિણીનંદન પ્રવેશ કરે છે). ( ઢા )

**રોહિણીનંદન**—અરે વ્યાઘ્ર ક્યાં છે ? લોક કેમ નાસેછે ? શું યાદવોએ નપુંસકત્વ સ્વીકાર્યું છે ? દોડો મા, દોડો મા; વ્યાઘ્ર શું કરનાર છે ? આ મારૂં હલમુસલ ( નાસતા લોકને બતાવી )જુઓ જુઓ ! વ્યાઘ્ર અને તેથી ભય બળરામ છતાં ! ! સ્થિર સ્થિર ! ( બળરામને જોઇ સાત્યકિ કને દોડી આવે છે. )

**સાત્યકિ**—( નમન કરી ) જય જય દેવાધિદેવ ! વ્યાઘ્ર દૃષ્ટિ-ગોચર થતો નથી છતાં જનસમૂહ વ્યર્થ નાસાનાસ કરી રહ્યો છે ! સેનાની આદિ સર્વ વૃક્ષો પર, મંડપ પર, અને અન્ય એવાં ઉચ્ચસ્થળો પર ભયગ્રસ્ત થઇ ચઢી બેઠા છે ! દેવશ્રી કિંચિત્ અવલોકન કરશે તો જણાશે કે, હલધર અને સાત્યકિ વિના અન્ય કોઇ પણ શાંતિ કારણ અત્ર છે નહિ. લોક વાર્યા છતાં માનતા નથી. એવો પ્રકાર છે તો દેવાધિદેવની શી આજ્ઞા છે? ( ણા )

---

આરભટી વૃત્તિનો પ્રકાર વર્ણાયો છે. વળી શતધન્વાનું કથન સંબંધ વિનાનું છે માટે **અસત્પ્રલાપ** નામે વીથીનું અંગ વર્ણાયું છે.

( ઢા ) મદિરોન્મત્ત—મદિરા પીવાથી ઉન્મત્ત. નીલાંબરધારી—લીલા રંગનાં વસ્ત્ર ધારણ કરનાર. રોહિણીનંદન—બળરામ.

( ણા ) સેનાની—સેનાધિપતિ. ઉચ્ચ—ઊંચાં. ભયગ્રસ્ત—ભયમાં ડૂબી ગયેલા. શાંતિકારણ—શાંતિ ઉત્પન્ન કરનાર.

**રોહિણીનંદન**—( લોકને દોડતા ને પડતા જોઇ ) દોડો નહિ દોડો નહિ! અમે ભયનાશ હેતુથી અહીં ઊભાછીએ, તથાપિ કેમ ભય પામો છો ?( લોક માનતા નથી તેથી આવેશમાં આવી કેટલાકને હળમાં ઘાલી ખેંચે છે તેણે કરી જનસમૂહ જ્યાં ત્યાં સ્થિર થઇ જાય છે ) જો અમે ઊભાં છતાં કોઇ ગભરાશે, નાસશે તો તેને આ મુસલનું પ્રથમ બલિદાન કરવામાં આવશે. સાત્યકિ ! વ્યાઘ્ર ક્યાં છે ક્યાં છે ? ( તા )

**સાત્યકિ**—રાજાધિરાજના પધારવાથીજ તે પલાયન કરી ગયો જણાય છે. હવે કોઇ પણ દિશામાં તેનો શબ્દ સંભળાતો નથી ( એવી રીતે નીડરપણે ઊભેલા ઉભયને જોઇ અનેક યાદવો તેમને આવી મળે છે અને સર્વે જગોએ શાંતિ પ્રસરવા માંડે છે ). ( થા )

**રોહિણીનંદન**—અહો શિનિપુંગવ ! સર્વજન આ સ્થાનકે સ્થિર થાય તેમ સત્વર કરો. ( એમ શાંતિ પ્રસરવાથી ખોવાયલા સંતાનો, વૃદ્ધો, તરૂણીઓ અને એવાં બીજાં અનેકની શોધાશોધ થઈ રહેછે ). ( દા )

**સાત્યકિ**—જડશે જડશે; ધૈર્ય ધરી શોધો શોધો. કોઇ કંઇ ગયું નથી કે વ્યાઘ્રે અહીં આવી કોઇને વિડાર્યું નથી ! સહુ કોઇ અહીંનું અહીંજ હશે ( એમ શાંતિ કર્યા છતાં સગાંવહાલાં જડતાં નથી તેથી લોક રડકકળ તથા બૂમેબૂમ કરી મૂકેછે ). ( ધા )

---

( તા ) અહીં બળરામે કોપીને લોકોને હળવડે ખેંચ્યા છે તથા પોતાની ભયનાશ કરવાની શક્તિ કહી બતાવી છે માટે અવમર્શ સંધિનું **વિરોધન** નામે અંગ વર્ણાયું છે. યદ્યપિ અહીં વિરોધ વર્ણવવાનો હેતુ નથી, તથાપિ બળરામનું કાર્ય વિરોધ ઉત્પન્ન કરે એવું છે માટે **વિરોધન** અંગ બની શકે છે .

( થા ) ઉભયને—બળરામ તથા સાત્યકિને. ( દા ) શિનિપુંગવ—શિનિકુળમાં શ્રેષ્ઠ—સાત્યકિ.

( ધા ) લોકની રડકકળ અને ગભરાટનું કથન કરી **આરભટીવૃત્તિ** વર્ણવી છે.

( એવે ત્યાં ગભરાયલે વેશે સત્રાજિત્ તથા ચારૂમતી પ્રવેશ કરેછે ).

**સત્રાજિત્**—અહો દેવ બલદેવ ! મારી સુતા ! મારી સુતા ! કંઇ જડતી નથી.

**ચારૂમતી**—હા સુતા ! તું કંઈ ગઇ ? ( એટલું બોલી મોટેથી રૂદન કરેછે ). અરે મારી વહાલી સુતા! તું કેમ બોલતી નથી !! ( એ શબ્દ સાંભળી કૃતવર્મા, શતધન્વા, અક્રૂર આદિ આમતેમ ખોળવા માંડેછે ).(ना)

**રોહિણીનંદન**—ધૈર્ય ધરો; ચાલો આપણે સર્વ જન જોઈએ છીએ. ( એવે કનકમાલિકાને જોઇ ) અરે કનકમાલિકે ! જા જઇ ભીષ્મકનંદિની આદિ રાજરામાઓમાં જઈ જો અને સત્રાજિત્સુતા ત્યાં હોય તો અહીં તેડી લાવ્ય. ( કનકમાલિકાને એમ વળાવી પોતે સર્વ યાદવો સાથે શોધ કરવા જાયછે. ) ( पा )

( વનિતાની વાટ જોતા કૃષ્ણદેવ તથા તેમને આશા આપતો શ્રીદામો પ્રવેશ કરે છે ).

**કૃષ્ણદેવ**—( સખેદ ) વયસ્ય ! દેવીને તો આજ અવશ્ય મળવુંજ જોઈએ. તું મને ગુપ્ત માર્ગે પ્રિયા મેળવવાની આશા દઈ અહીં લાવ્યો અને અદ્યાપિ તેમાંનું કંઇ પણ જોવામાં આવ્યું નહિ. અધુના દેવી તારા પર કોપદૃષ્ટિથી નિહાળે છે. એમ સમજી તેના વિરૂદ્ધ કંઇ ઘાટ કર્યો હોય તો તે મને જણાવજે. અહીંતો નથી મળતી પ્રિયા કે નથી દેવીનાં મર્મબાણ સહન કરી પ્રિયાની પ્રતિમા જોવાતી.

---

( ना ) કૃતવર્મા, શતધન્વા, અક્રૂર, એ ત્રણે જણ સત્યભામાને પરણવાના ઉમેદવાર હતા, એમ સૂચન કર્યું છે. ચારૂમતીનો શોકનો પ્રલાપ વર્ણ્યો છે માટે આક્રંદ નામે નાટ્યાલંકાર.

( पा ) ભીષ્મકનંદિની—રૂક્મિણી. રાજરામાઓ—રાજગૃહની સ્ત્રીઓ. આહીં સત્યભામા ખોવાઇ ગઇ છે એ વિષે રૂક્મિણીને ખબર મળવાની યુક્તિ કવિએ કરી છે.

આ પંચશરવિહારપદ્મિનીના તટપર વિરહાગ્નિથી હવે હું દગ્ધ થવો બાકી છું માટે જે હોય તે ખરેખરૂં કહી દે. (ફા)

**શ્રીદામો**—દેવશ્રીને આવી અવળી કલ્પના કરવાનું કારણ હું કંઇ જાણતો નથી. મહારાજ જરા શાંત થાવ. હમણા હરિવદની આવી જાણો; વિશ્વાસમાંજ સર્વે સારાંવાનાં સમાઇ રહેલાં છે. (બા)

**કૃષ્ણદેવ**—વયસ્ય! તારી વાતમાં મને પૂર્ણ વિશ્વાસ છે; કિન્તુ પશ્ય પશ્ય ! આ સુખકર સાહિત્ય મને કેવું દુઃખકર થઇ પડ્યું છે.(મા)

**શ્લોક.**

આ પુષ્પોની સુગંધી મધુર મધુર જો, આવતી અંગ ભેદે,
આ હંસો શબ્દ સાંધી મદનશર સમા, ઘાવથી છાતી છેદે;
આ કોકિલા અને જો શુકસહવરતી, સારિકા દુઃખ દેતાં,
આ તાપે કે અલાપે સદય નવ બને, પ્રાણપ્રિયા ! સહેતાં. ૧૧

---

(ફા) પંચશર( કામ )વિહારપદ્મિની—એ નામની કામવિલાસ કરવાની એકાંત જગો. કૃષ્ણના મુખે એ નામ બોલાવીને કવિએ સ્થળની સૂચના કરી છે. અહીં કૃષ્ણે ઉત્કંઠિત વચનોથી ઇષ્ટવસ્તુનો શોધ કર્યો છે માટે **પૃચ્છા** નામે નાટ્યલક્ષણ. કૃષ્ણની આશા વર્ણવી છે માટે **આશંસા** નામે નાટ્યાલંકાર. (બા) હરિવદની—ચંદ્રમુખી—સત્યભામા.

(મા)કિન્તુ પશ્ય પશ્ય—પણ જો, જો ! ૧૧ શ્લોક—સ્રગ્ધરા. આ હંસો ઇ૦—આ હંસો શબ્દ સાંધીને( શબ્દ રૂપી કામનાં બાણ સાંધીને )કામના બાણથી થયેલા ઘાવ જેવા ઘાવ કરીને મારી છાતી ભેદેછે. શબ્દો બાણ રૂપે પરિણામ પામેછે માટે **પરિણામાલંકાર**. આ કોકિલા ઇ૦—આ કોકિલા( કોયલ )અને શુકસહવરતી( પોપટની સાથે રહેનારી )સારિકા, એ સઘળાં મળીને મને દુઃખ દેતાં. આ તાપે ઇ૦—આ સઘળાં મને તાપે ( તાપ ઉપજાવે ) છે કે અલાપે ( આલાપ કરેછે )? **સંદેહાલંકાર.** અર્થાત્ એમનો અલાપ મને તાપ ઉપજાવે છે, અથવા તેઓ અલાપે છે કે મને તાપે ( તપાવે ) છે, એ બે ક્રિયા જાણે એકજ છે. **ભ્રાંત્યલંકાર.** અર્થાત તેમના આલાપ મારા

**શ્રીદામો**—તમારી પીડા હવે ઉતાવળે ટાળી દેશે; આ આવી જાણો.

**કૃષ્ણદેવ**—( સઆશ્ચર્ય ) શું આવી ! પ્રિયા આવી ! !

**શ્લોક.**

અયિ પ્રિયે ! અયિ પ્રિયે ! સુષીમ સુષ્ઠુ ગાત્ર રે,
અનંગ અંગ અંગ પીડ અગ્નિ કોણ માત્ર રે !
દયા કરી કૃપા કરી કટાક્ષઅંબુ સીંચ રે,
કુચાગ્ર માર મારપીડ ટાળી અક્ષિ મીંચ રે. ૧૨

**શ્રીદામો**—વયસ્ય ! હમણાં આવશે; એમ "ઉતાવળે આંબા શીરીતે પાકે !"

**કૃષ્ણદેવ**—( ઉન્મત્તની પેઠે ) ત્યારે આવી જાણો કેમ કહ્યું ? શું આવી અને તેં સંતાડી ? અહો પ્રિયા ! આ તારો પ્રિયતમ અહીં છે; અહીં આવ્ય, અહીં આવ્ય. ( મા )

**શ્રીદામો**—( સસ્મિત ) હવે તો બન્યા ! ( એવે પશ્ચિમ ભણી નજર જતાં બે તરુણ તરુણીઓ દોડી આવતી દેખાય છે. તે ઉતાવળે કૃષ્ણદેવને બતાવી બંને જણ સામા જાય છે ).

---

તાપના હેતુ છે. હે પ્રાણપ્રિયા ! એવું દુઃખ સેહેતાં છતાં પણ તેઓ સદય ( દયાળુ ) બનતાં નથી !

૧૨ શ્લોક—નારાચછંદ. અયિ—( કોમળ સંબોધન ). સુષીમ—ઠંડાં અને સુંદર. સુષ્ઠુ—ઉત્તમ. શીતળ અને સુંદર ઉત્તમ ગાત્રવાળી. અનંગ ઇ૦—અનંગ( કામ )ની પીડા અંગેઅંગે છે, તેના આગળ અગ્નિ શી વિસાતમાં છે ? કટાક્ષઅંબુ—કટાક્ષ રૂપી જળ. કુચાગ્ર ઇ૦—સ્તનના અગ્રભાગ મને મારીને ( લગાડીને ) મારી મારપીડ ( કામ સંબંધી પીડા ) ટાળીને તું અક્ષિ ( આંખ્યો ) મીંચ—આનંદ અનુભવ. આંખો મીચવી, એ સાત્વિકાનુભાવ છે. ( મા ) કૃષ્ણની ઉન્માદ નામે કામદશા વર્ણાઈ છે.

**નાગરિકા**—વયસ્યા ! હવે શોચ કરીશ મા; આવી પહોચ્યાં છીએ હો ! ( વળી સઆશ્ચર્ય ) જો જો પેલા ારા પ્રિયતમ તારી સામા આવેછે. જા જા એકદમ જઈ દઢાલિંગન દે, અને તારાં સર્વ દુઃખ દૂર કરી લે. ( या )

**સત્યભામા**—( સલજ્જ ) સખિ ! એવું બોલીશ નહિ. હું તો મારે એમને જોવા આવી છું તે જોયાંજ કરીશ. ( એવે કૃષ્ણદેવ તથા શ્રીદામો કને આવી ઊભા રહેછે ). ( रा ).

**કૃષ્ણદેવ**—( સહર્ષ ) અયિ પ્રિયે ! આ પંચશરથી પીડાયલા પર કૃપાદષ્ટિ કરવા અત્યંત શ્રમ વેઠ્યો છે ! ( એમ કહી સ્વેદબિંદુ લો'વા જાય છે ). ( ला )

**સત્યભામા**—( કંઇક પાછી ખશી ) હલા નાગરિકે ! જો જો, આટલામાં કંઇ દેવી છે કે? ( એટલું બોલી શરમાઇ જઇ નીચું જુએ છે ). ( वा )

**કૃષ્ણદેવ**—અહો પ્રિયતમા ! ( એમ કહી સત્યભામાનો કર સાહાય છે અને તે બીજે હાથે છોડાવતી નીચું જુએ છે ) મનેજ પૂછો કે હું એનો ઉત્તર આપું !

---

( या ) પ્રિયતમને મળતા પહેલાં આલિંગન કરવાનું બતાવી અસિદ્ધ અર્થને સિદ્ધ થયા જેવો વર્ણ્યો છે માટે અવમર્શસંધિનું **પ્રરોચના** નામે અંગ વર્ણાયું છે.

( रा ) સત્યભામાએ ઇષ્ટવસ્તુનો પણ અનાદર બતાવ્યો છે માટે **વિવ્વોક** નામે નાયિકાલંકાર વર્ણાયો છે.

( ला ) પંચશરથી–કામથી. કૃષ્ણ તથા સત્યભામાનું પરસ્પર ભાષણ વર્ણ્યું છે માટે નિર્વહણસંધિનું **પરિભાષણ** નામે અંગ વર્ણાયું છે.

( वा ) આજ પ્રકારના પ્રથમ મેળાપ સમયે જ્યારે સત્રાજિત્ સત્યભામાને ઉપાડી ગયો ત્યારે દેવીના ભયથી કૃષ્ણ તેને છોડાવી શક્યા નહિ; માટે કૃષ્ણ બીકણ છે, એવું ધ્વનિરૂપ મેહેણું માર્યું છે.

**સત્યભામા**—( સલજ્જ )મારો કર છોડી દ્યો તો હું તમને પૂછું. ( એમ કહી પોતાનો હાથ ખેંચે છે ).

**કૃષ્ણદેવ**—હસ્ત મુક્ત થાય તોજ અમને પૂછાય એમ કંઇનથી. ( એટલું કહી બીજે કરે મુખ ઉંચું કરે છે ).

**સત્યભામા**—( અતિ સલજ્જ ) મને અડકશો મા; હું હજી કુંવારિકા છું. તમે આવા ધર્મિષ્ઠ થઇ અધર્મ કરવા કેમ તત્પર થયા છો ? ( એમ કહી હાથ મચરડે છે ).

**શ્રીદામો**—અહો એમાં તે શી મોટી વાત છે ? લ્યોને બોલાવીએ બેમણ અને વર્તાવીએ મંગળ. એ હાથ ઝાલ્યો છે તે છોડી દેવા ઝાલ્યો નથી. જેમ તમે કુંવારાં છો તેમ અમારા દેવ પણ લગ્ને લગ્ને કુંવારાજ છે ! (શા)

**સત્યભામા**—( સલજ્જ અને સસ્મિત ) કુંવારા હોય તો કોના ભયથી નિરપરાધીને મહાભયમાં નાખે !

**કૃષ્ણદેવ**—અયિ પ્રિયે ! નિરપરાધીને જે કષ્ટ દીધું તેનું ફળ મને મળી ચૂક્યું છે ! ( એમ કહી સત્યભામાને કને ખેંચેછે અને તે આવતી નથી ).

**શ્રીદામો**—અલિ નાગરિકા ! જોયું કે ? ઘનવીજનું જોડું કેવું ગાજી રહ્યુંછે. એ ખાલી ગર્જના ટળવાને તેજપુંજતોયપ્રતિબિંબ ભાસે તોજ સુધાવૃષ્ટિ થાય. ( પા )

**નાગરિકા**—તે શી રીતે ભાસે ?

---

( શા ) બેમણ—બ્રાહ્મણ. ( પા ) ઘનવીજનું જોડું—કાળા કૃષ્ણ અને ગૌર સત્યભામાનું જોડું. ગાજી રહ્યું છે—સંભાપણ કરેછે. તેજપુંજતોયપ્રતિબિંબ—તેજના સમૂહવાળું જળનું પ્રતિબિંબ. સુધાવૃષ્ટિ—અમૃતની વૃષ્ટિ. આકાશમાં ચઢેલા મેઘમાં પણ જ્યારે પાણીનું તેજ દેખાય છે ત્યારે લોકો કહેછે કે હવે વૃષ્ટિ જરૂર થશે. તેમ અહીં પણ કોઇ તેજસ્વી પુરૂષે આવીને આ વરકન્યાનો હસ્તમેળાપ કરવો ઉચિત છે.

**શ્રીદામો**—મારૂં નારદ એક વાર "મન" થવાના છે તે જો સત્યવાદી હોય તો તે રીતે ભાસે. ( એટલું બોલતામાં તેજપુંજ, કર વીણા સહિત નૃત્ય કરતા નારદજી પ્રવેશ કરેછે. અને કૃષ્ણાદિ સર્વે નારદને જોઇ સાષ્ટાંગ નમન કરેછે ).

**નારદ**—( વીણા વગાડતા ) શ્રીદામા ! વરંબ્રૂહિ વરંબ્રૂહિ. કયા કાર્યાર્થે તેં મારૂં સ્મરણ કર્યું ? ( सा )

**શ્રીદામો**—( આંગળીવડે બતાવી ) ભગવંત ! આ કુંવારી કન્યા અને આ કુંવારા કહાનજી એમનાં કરાવો લગ્ન અને અમને બેને કરો જાનઇયાં, એટલે અમને અમારૂં માગેલું વરદાન મળી ચૂક્યું ! ( ह्रा )

**નારદ**—( સહર્ષ ) ભદ્રં ભવતુ ભદ્રં. ( એમ બોલી પોતાના કંઠમાંથી કુસુમમાળા કાઢી સત્યભામાને પહેરાવે છે અને અંગુલિવડે દેખાડે છે કે એ માળા તમે બંને પહેરો ). ( कि )

**શ્રીદામો**—( સસ્મિત ) લઘુદેવિ ! એમ સ્તબ્ધ કેમ થઇ ગયાં છો ? પહેરાવી દ્યો વરમાળ અને થઇ જાવ વરવધૂ ! અલિ નાગરિકા ! કેમ કંઇ બોલતી નથી ?

**નાગરિકા**—વયસ્યા ! વરમાળ વેહેલી વેહેલી પેહેરાવી દે. ( તોય પણ સત્યભામા નીચું જોઇ રહેછે અને વરમાળ પહેરાવતી નથી ).

**શ્રીદામો**—( નારદને ) ભગવંત ! તમે તો ત્રિકાળદર્શી છો ત્યારે કહો જોઇએ કે વરમાળ પહેરાવતાં આટલી વાર કેમ લાગતી હશે ?

**નારદ**—વત્સ ! શ્રવણ કરચ. આ પચરંગી વરમાળ હોવાથી અતનુ અને રસરાજ એને અર્પવા દેતા નથી. ( खि )

---

( सा ) વરંબ્રૂહિ—વરદાન માગ. ( ह्रा ) અહીં કૃષ્ણ અને સત્યભામાના અનુરાગબીજની સિદ્ધિનું કથન કર્યું છે માટે અવમર્શસંધિનું **આદાન** નામે અંગ વર્ણાયું છે.

( कि ) ભદ્રં ભવતુ ભદ્રં—કલ્યાણ થાઓ, કલ્યાણ. કુસુમમાળા—પુષ્પનો હાર. ( खि ) અતનુ—કામદેવ. રસરાજ—શૃંગારરસ. કામના આવેશને

## શ્લોક.

કુસુમશર સુરંગે, રંગી માલા રચી છે,
લલિત સુમન સંગે, પંચરંગી પચી છે;
અતનુ તનુ લજાયે, અર્પવા દે ન બીધે,
તન મન અતિ રૂચે, ના જીતે લાજ લીધે. ૧૩

---

લીધે તથા શૃંગારના લજ્જા રૂપ અનુભાવને લીધે વરમાળ પહેરાવી શકાતી નથી.

૧૩ શ્લોક—માલિની. કામદેવે રંગમાં આવીને આ રંગવાળી માળા રચી છે, તથા તેમાં લલિત ( સુંદર ) સુમન( પુષ્પ )ના સંગથી તેને પાંચ રંગવાળી કરીને પચી છે ( અર્થાત્ ગૂંથી છે ). કામદેવનાં બાણ ફૂલનાં હોય છે માટે તેને કુસુમશર કહે છે તથા તે બાણ પાંચ હોયછે માટે તેને પંચશર કહેછે. આ માળામાં કામદેવનાં પાંચ બાણરૂપ પુષ્પ જે જૂદા જૂદા રંગનાં હોયછે તે ગૂંથેલાં છે માટે માળા પંચરંગી તથા કામદેવનાં પાંચ બાણ રૂપ બની છે. કામનાં પાંચ બાણ વિષે અમરકોશમાં લખેછે કે—

" अरविंदमशोकं च नूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पंचैते पंचबाणस्य सायकाः ॥

રાતું કમળ, આસોપાલવ, આંબો, મોગરો, અને કાળું કમળ એ પાંચનાં પુષ્પ એ કામદેવનાં બાણ છે. અતનુ ૪૦—એવી માળા કૃષ્ણને આરોપણ કરતાં અતનુ ( શરીર વગરનો—કામ ) તનુ( શરીર )માં લજાયછે—લાજેછે અને એવી લાજથી બીહીવાવડે તે આપવા દેતો નથી. એવા વિચારથી કે કૃષ્ણદેવ મારા કરતાં પણ અતિ સુંદર તથા મોહક છે તેને મારાં બાણ શું કરવાનાં છે? અથવા કૃષ્ણ સરખા ઊર્ધ્વરેતા પુરૂષ પાસે એ પંચ બાણ જઈને શું કાર્ય સાધવાનાં છે? અથવા એ મારાં પંચ બાણ કૃષ્ણ પાસે જશે તો પછી હું જગતને શાવડે જીતી શકીશ? ઈત્યાદિ વિચારથી કામદેવ લાજેછે અને બીહેછે. કામદેવને પ્રથમ અતનુ ( શરીર રહિત ) વર્ણીને પછી તેનું તનુ ( શરીર ) વર્ણ્યું છે, માટે **વિરોધાભાસ** અલંકાર " आभासत्वे विरोधस्य विरोधाभास इष्यते "—( કુ. કા. ) અથવા તનુ—લગાર. એવી રીતે હોવાથી સત્યભામાને તનમાં અને મનમાં તો અતિશય રૂચેછે તથાપિ કામદેવે ઉત્પન્ન કરેલી લાજને લીધે તે જીતી શકતી નથી—કૃષ્ણને વરમાળા આરોપવા રૂપી લાભ મેળવી શકતી નથી.

અપિચ—

## શ્લોક.

પાંચે રંગ અભંગ છે સુમનના, માળા વિષે રાજતા,
જાણે કે રસરાજ આવી વશિયા, આલંબને સાજતા;
ઉત્કંઠોદ્દિપનાભિસાર રતિ ને, સંભોગ પાંચે મળી,
લજ્જાળુ કરતા લલિતવદની, ફૂલે ન ફૂલે કળી. ૧૪

**શ્રીદામો**—ભગવંત! તમે પણ બ્રહ્મચારી છતે ઠીક ભગવાનની ભક્તિ કરી અનુભવીઓની વાતો જાણવાનું જ્ઞાન સંપાદન કર્યું છે! વારૂ મહારાજ! કહો જોઇએ કે અમારાં લઘુદેવી તમારી શરમથી સંકોચાયલાં, મન મધ્યે ઉત્સાહવાળાં, લજ્જિત અને તમારા અમારા ન જાણવામાં આવે એવાં પ્રેમવાળાં છે કે નહિ?

---

૧૪ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. માળાના પાંચ રંગને શૃંગારનાં પાંચ અંગ રૂપે વર્ણે છે. પાંચે ઇ૦—માળા વિષે જે સુમનના (પુષ્પના) પાંચે અભંગ (અખંડ) રંગ છે તે રાજતા (શોભતા—શોભે છે). **ઉત્પ્રેક્ષા** કરેછે; જાણે કે ઇ૦—તે માળામાં જાણે નાયક નાયિકારૂપ આલંબન વિભાવને વિષે સાજતા (સજી રહેલા) રસરાજ (શૃંગાર) આવીને વસ્યા હોય ના? પાંચ રંગને શૃંગારનાં પાંચ અંગ રૂપે વર્ણે છે: ઉત્કંઠા ઇ૦—ઉત્કંઠા, ઉદ્દીપનવિભાવ, અભિસાર (સ્વામીની પાસે જવું) રતિ (અન્યોન્યનો પ્રેમ) અને સંભોગ (મેળાપ), એ પાંચે શૃંગારનાં અંગ મળીને લલિતવદની (સુંદરમુખી—સત્યભામા)ને લજ્જાળુ કરતા તેથી તેની કળી (હૃદયકમળની) ફૂલે છે અને નથી ફૂલતી—માળા પહેરાવવાનું મન થાય છે અને વળી અટકી જાય છે. સત્યભામાની લજ્જા વર્ણીને તેનું **મુગ્ધાપણું** વ્યંજિત કર્યું છે. પાછળ સુવર્ણસરોજિકામાંના મેળાપ વખતે મુગ્ધાપણું વ્યંજિત કર્યું હતું છતાં અહીં ફરીથી તેનું કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું **વિબોધ** નામે અંગ વર્ણાયું છે. સત્યભામા અને કૃષ્ણ ફરીથી મળ્યાં ત્યારથી નિર્વહણસંધિનો આરંભ છે તે ચોથો અંક પૂરો થતા સુધી વર્ણાશે. મુખ, પ્રતિમુખ, ગર્ભ, અને અવમર્શસંધિઓમાં ઇતિવૃત્ત(વૃત્તાંત)ના બીજ સહિત ભાગ પોતપોતાને સ્થાને યોજવામાં આવેલા હોય તે

**નાગરિકા—**( સખીની દશા જોઇ ) વયસ્યા ! આ સ્થળ સ્વરૂપાસકત થવાનું નથી પણ ઉતાવળે વરમાળ આરોપવાનું છે. ( ગિ )

**સત્યભામા—**( સખી શબ્દ શ્રવણે સુણી શુદ્ધિમાં આવી ) હલા નાગરિકે ! જો ત્યારે હું વરમાળ પહેરાવું છું. ( એટલું બોલી પહેરાવા જાય છે અને વળી ઊભી રહેછે તેની સ્થિતિ જોઇ શ્રીદામો નાગરિકાને પૂછે ( છે ).

**શ્રીદામો—**અલિ નાગરિકા ! જાણે નાળ સાથે બે કમળ ચંદ્રપ્રકાશથી અતિ સંકોચાયાં છતાં શશિને કંઇ અર્પે છે, પણ રસરાજનો સંયોગ અને પ્રેમ એ બે તેને અટકાવે છે, એવું કંઇ તારા જોવામાં આવે છે કે ? ( ઘિ )

**સત્યભામા—**( શ્રીદામાપર કોપને મિષે ) જા જા, આવડે એટલું શું બોલે છે ? ( એમ કહી વરમાળ આરોપી દે છે ).

**શ્રીદામો—**( નારદ ભણી જોઇ ) ભગવંત ! વેદમંત્ર બોલો નીકર હું બોલી દઉં છું ( એમ કહી બોલેછે ) કાળી કંઠી સાવધાન.

**નારદ—**( તેને બોલતો અટકાવી ) અરે ગોપ ! અમારી દક્ષિણા તારે લેવી છે કે શું ? ( પછે વીણા વગાડી મંત્ર બોલે છે ).

---

સઘળા એકજ કાર્યસિદ્ધિરૂપ પ્રયોજન જણાવી આપે તેને નિર્વહણસંધિ કહે છે. પાછળ નારદ પાસે શ્રીદામાએ વરદાન માગ્યાનું વર્ણાયું છે તેનો ઉપયોગ અહીં કરી નારદને બોલાવ્યા છે. પાછળ વાઘના ભયની ગરબડ વર્ણાઈ છે તેનો ઉપયોગ અહીં સત્યભામાને આણવામાં કર્યો છે, અને એવીજ રીતે પાછળ વર્ણાયલાં તમામ બીજ અહીં ઉપયોગમાં આવી એકજ કાર્ય ( કૃષ્ણ સત્યભામાનો પરિણય ) કરશે, તેથી આ નિર્વહણસંધિ જાણવો. ( ગિ ) સ્વરૂપાસક્ત—શ્રીકૃષ્ણના સુંદર રૂપમાં આસક્ત.

( ઘિ ) નાળ—કમળનો દાંડો. અહીં હાથને—કમળના દાંડા રૂપે, આંગળાં સહિત બે હથેળિયોને કમળરૂપે, તથા કૃષ્ણને ચંદ્રરૂપે વર્ણ્યા છે.

## શ્લોક.

તડિત જડિત મેઘે, જોડી તેવી સુહાવે,
શચીપતિ રતિસ્વામી, ઉપમાએ ન આવે;
સતી પતિ ગતિ ગ્રે'તાં, ગૌર ગૌરીશ ભાળું,
સઘન લગન લીલા, લાલની જોઈ ટાળું. ૧૫

( એવે ત્યાં સત્રાજિત્, ચારૂમતી, હલધર, સાત્યકિ, અક્રૂર, કૃતવર્મા, શતધન્વા, ઇત્યાદિ સત્યભામાની શોધ કરતાં પ્રવેશ કરેછે ) ( ક્ઙિ )

**સત્રાજિત્**—( વધુ વેશે સુતાને નિરખી નિઃશ્વાસ નાખી ) સત્યભામા ! તું અમને મૂકી એકલી અહીં આવતી રહી ? ( કોપથી વક્ર જોઈ ) અરે નાગરિકા ! ( એટલું બોલી શ્વાસોચ્છ્વાસ લેછે ). ( ચિ )

---

માટે રૂપક, તથા એવા રૂપકવડે અટકાવવા રૂપી અર્થની સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષા.

૧૫ શ્લોક—માલિની. શ્રીકૃષ્ણ અને સત્યભામાની જોડી જેવી મેઘમાં જડિત ( જડેલી-રહેલી ) તડિત ( વીજળી ) હોય, તેવી સુહાવે-શોભે છે. શચી સાથે રહેલો તેનો પતિ તથા રતિ અને તેનો પતિ કામદેવ એમની ઉપમા આપવાને યોગ્ય નથી ( ઈંદ્ર સહસ્ર નેત્રવાળો હોવાથી, તથા કામદેવ શરીર વગરનો હોવાથી ). કદાપિ જો સતી અને તેના પતિ( શંકર )ને ઉપમા માટે યોગ્ય માનું તો ગૌરીશ ( મહાદેવ ) ગૌર છે અને કૃષ્ણ તો શ્યામ છે, માટે તે ઉપમા પણ શોભતી નથી. એવી રીતે લાલની ( કૃષ્ણની ) સઘન ( આનંદવડે ધાડી ) લગ્નની લીલા જોઇને હું તે ઉપમાઓને ટાળું ( તજું ) છું. અર્થાત્ કૃષ્ણ સત્યભામાની શોભા નિરૂપમ છે.

( ક્ઙિ ) સત્રાજિત્‌નો વિચાર સત્યભામાને કૃતવર્મા સાથે પરણાવવાનો હતો, ચારૂમતીનો વિચાર કૃષ્ણ સાથે પરણાવવાનો હતો, હળધર તથા સાત્યકિ વાઘના ભયથી નાઠેલાંની શોધ કરનારા હતા, અક્રૂર, કૃતવર્મા, અને શતધન્વા, એ ત્રણે સત્યભામાના ઉમેદવાર હતા, આ સઘળાં બીજ પાછળ યોગ્ય જગાએ વેરેલાં છે તે સર્વ અહીં કાર્ય રૂપે ફળવાન્ થશે માટે આ નિર્વહણસંધિ વર્ણાય છે. ( ચિ ) વક્ર—વાંકું જ—કતરાતું.

**આકૂમતી**—( ઉભરાઇ જતા હર્ષને દબાવી ) પ્રાણનાથ ! કણકમાં પાણી પડ્યું તે કંઇ મિથ્યા થવાનું છે ? પ્રભુએ એનાં બેલાં એમની સાથેજ બાંધ્યાં હશે ! એમાં શું કરે નાગરિકા અને શું કરે સત્યભામા ! !

**સત્રાજિત્**—( બળાત્કારે હર્ષ દેખાડી ) હા પ્રિયા ! જે થયું તે કંઇ ના થયું થવાનું છે ? વારૂં આપણે સંબંધ તો સારોજ થયો ! અરે નાગરિકા ! પાળેલા નાગ આમજ કરડે છે !! ( છિ )

**અક્રૂર**—( કંઇક ખેદ પામ્યા જેવે વેશે ) શું આ પ્રકાર આવા પુરૂષને ઘટિત ગણાય ? ( જિ )

**શ્રીદામો**—"આય તેની વાય" "બળિયાના બે ભાગ" ડોસા ! હવે તમારે કેટલા કાળ કાઢવા છે !!

**કૃતવર્મા**—( સકોપ ) અરે ગોપબંધુ ! અવિચારીપણે બોલવું એ હાનિકર્તા છે ! શું કોઇ બીજા બળવાન્ પુરૂષ પૃથ્વીમાં નથી કે ?

**શતધન્વા**—( તરવાર તાણી ) અરે મૂઢ ગોવાળિયા ! જો હવેથી કંઇ આવું બોલ્યો તો તારો ઘાતજ કરવામાં આવશે.

**હળધર**—( શતધન્વાનો ખડ્ગવાળો હાથ ઝાલી ખેંચી ) અરે શૈનેય ! આ કોનો સૂનુ સંયમિનીનો માર્ગસ્થ થવા આવ્યો છે ! ( ઝિ )

---

( છિ ) પાળેલા ઇ૦—અર્થાત્ તું મારા ઘરની થઇને મારૂં અપ્રિય કરનારી થઇ ! દોષ આરોપણ કરીને નિંદા કરી છે માટે **પરીવાદ** નામે નાટ્યાલંકાર.

( જિ ) શું આ પ્રકાર ઇ૦—આ અક્રૂરના વચન ઉપરથી તેને ( પોતાનો લાભ ગયો તેથી ) આ વાત ગમતી નથી, એમ સૂચવ્યું છે. એજ સૂચના કૃતવર્માના ક્રોધથી અને શતધન્વાની ચેષ્ટાથી જાણી લેવી.

( ઝિ ) શૈનેય!—શિનિનો પુત્ર—સાત્યકિ. સૂનુ—છોકરો. સંયમિની—જમપુરી. માર્ગસ્થ—મુસાફર. અર્થાત્ કોણ આ મરવાનો થયો છે!

**સાત્યકિ**—( શર સંધાન કરી પાંચે નિકટ ઉભો રહી ) અહો દેવાધિદેવ ! એ પશુ અધુના બલિદાન યોગ્ય પૂજાયલો નથી. (ત્રિ)

**અક્રૂર**—( શતધન્વાને મહા યત્ને મુક્ત કરાવી ) જા ભાઇ જા. ( એટલું બોલી કાઢી મૂકેછે. )

( એવે ત્યાં રૂક્મિણી, કનકમાલિકા, પદ્મપ્રભા ઇત્યાદિ પ્રવેશ કરેછે ).

**રૂક્મિણી**—સખિ કનકમાલિકે ! આ આઘે ( આંગળીવડે બતાવી ) ટોળું વળી ઉભેલા માણસોમાં જઇ જો. આર્યપુત્ર, ગોપબંધુ અને સત્રાજિત્સુતા એ ત્રેણેમાંથી એકનો પત્તો લાગતો નથી માટે મને વિધ વિધ કલ્પનાઓ થાય છે. ગોપબંધુ અવનિનું આકાશ અને આકાશની અવનિ કરી નાખે એમાંનો છે. (ટિ)

**કનકમાલિકા**—( લાંબી નજરે જોઇ ) વયસ્યા ! પણે ઉંચે આર્યપુત્ર અને તેમની સાથે કોઇ સ્ત્રી બેઠી હોય તેવું જણાય છે.

**પદ્મપ્રભા**—( સઆશ્ચર્ય ) સખિ ! બળરામ મહારાજ, શ્રીદામો, નાગરિકા, સત્રાજિત્, ચારૂમતી, હાર્દિકય અને સચિવો પણ તહીંજ દેખાય છે.

**રૂક્મિણી**—( નિઃશ્વાસ નાખી ) હલા ! જો જો નારદ પણ છે. મને લાગે છે કે આર્યપુત્રનાં લગ્ન કરાવવાજ નારદજી આવ્યા હશે ! ( પુનઃશ્વાસોચ્છ્વાસ લઇ ) હશે જે થવાનું તે થઇ ચૂક્યું ! હવે તમે કોઇએ તહીં કોઇને ખોટું લાગે તેવું બોલશો મા. (ઠિ)

---

શતધન્વાએ કરેલો થોડો પણ પરાભવ સહન થઇ શક્યો નથી માટે **અક્ષમા** નામે નાટ્યાલંકાર.

(ત્રિ) અર્થાત્ હજી એને મારવાનો વખત આવ્યો નથી. (ટિ) અહીં ટોળું બતાવી દેશ ( જગા ) ઉપરથી અનુમાન કર્યું છે માટે દિષ્ટ નામે નાટ્યાલંકાર.

(ઠિ) અહીં કાર્ય સિદ્ધ થયા વિષે કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું **ગ્રથન** નામે અંગ વર્ણાયું છે.

**કનકમાલિકા**—( નિઃશ્વાસ નાખી ) ત્યારે સખિ! આપણે તહીં ગયા વગર શું અણદાયું રહ્યું છે? એમનું સુખ એજ ભોગવે. ( ह्रि )

**રૂક્મિણી**—એમ કરવું એ મને ઠીક લાગતું નથી, માટે ત્યાં જવું તો ખરૂં. ( એમ કહી ચાલવા માંડે છે અને તેમને આવતાં એકલી ચારૂમતી દેખે છે. )

**ચારૂમતી**—( સત્યભામા કને જઇ બીજું કોઇ ન સાંભળે તેમ ) બેન ! જો પેલાં રૂક્મિણીદેવી આવેછે, તેમને તું જઇ વેહેલીવેહેલી પગે પડજે હો. ( द्वि )

**સત્યભામા**—( રૂક્મિણી સામું જોઇ મુખ મરડી બીજું કોઇ ન સાંભળે તેમ ) ઘણીએ આવશે. ( ડઇયાં દેખાડી ) હવે તો એ છે ને હું છું. થડ હભધું હશે તો ડાળાં પાંખડાં ઝખ મારેછે ! માડી તું જો તો ખરી હવે તો એજ મને પગે લાગતી આવશે ! ( णि )

**ચારૂમતી**—ના બા ! ના, એમ કરીએ નહિ. જૂના ઝાડનાં મૂળ ઉંડાં હોય ! ( એવે કૃષ્ણદેવની નજર આવતી રૂક્મિણી ભણી જાયછે ). ( ति )

**કૃષ્ણદેવ**—( કોઇ ન સાંભળે તેમ ધીમેથી ) અયિ પ્રિય ! જો પેલાં મહાદેવી આવેછે. એ અહીં આવે એટલે તું જઇ તેમને પગે લાગજે હો.

---

( ह्रि ) અણદોયું—દોણા વગરનું. અર્થાત્ શું કામ બગડી જાય એમ છે? ( द्वि ) શાસ્ત્રોક્ત ઉપદેશ કર્યો છે માટે ઉપદિષ્ટ નામે નાટ્યાલંકાર.

( णि ) ડઇઆં—મૂઠી વાળી અંગૂઠો દેખાડવો. હભધું—સબધું—સુબધ્ધ ( સારી પેઠે બાંધેલું ) ઉપરથી અપભ્રંશ—મજબૂત.

( ति ) ચારૂમતીએ પોતાનો અર્થ સાધવાને ઉદાહરણ આપ્યું છે માટે **દષ્ટાંત** નામે નાટ્યલક્ષણ.

**સત્યભામા**—( કોઇ ન સાંભળે તેમ મોટેથી ) આર્યપુત્ર ! ( ભમર ચઢાવી ) એ મહાદેવી છે તો એને પગે લાગવા કોઇ મહાદેવ જોઇએ. હજી એના વેરેલા કાંટા મારા હૈડામાં ભચોભચ વાગ્યા કરે છે. અંતરના ઉમળકા વગર મારાથી તો એમાંનું કશુંએ નહિ થાય. (થિ)

**કૃષ્ણદેવ**—( કોઈ ન દેખે તેમ હાથ દબાવી ) અયિ પ્રિયે ! જા જા, હું કહુંછું તેમ જઇ સત્વર કરય. ( આંગળીવડે બતાવી ) જો પેલાં કને આવી પહોચ્યાં.

**સત્યભામા**—( સકોપ ) પણ મારાથી તે શી રીતે ત્યાં જવાય શું મારી કોટની વરમાળા એને કાજે કાઢી નાખું ? માહારાજ આશા તો સર્વેને સરખી હોય. ( એવે ત્યાં રૂક્મિણી અને તેની સખીઓ કને આવી પહોચે છે અને સત્યભામા મોં મરડી આડું જુએ છે ). ( દિ )

**નારદ**—( રૂક્મિણીને જોઇ સસ્મિત ) અહો દેવિ કે? આવો અને દેવનાં દર્શન કરો ! આહા વાસુદેવ લલિત લલનાસહ કેવા અનુપમ દેખાય છે ! ( ધિ )

---

( થિ ) 'એના વેરેલા કાંટા' ઇત્યાદિ શબ્દોથી પૂર્વે થઇ ગયેલા અર્થનું કથન કર્યું છે માટે **નિરૂક્તિ** નામે નાટયલક્ષણ. 'એને પગે લાગવા કોઇ મહાદેવ જોઇએ'—અર્થાત તમેજ પગે લાગો, એમ કહીને અભિમાનયુક્ત વચન કહ્યું છે માટે **ગર્વ** નામે નાટયાલંકાર. 'અંતરના ઉમળકા વગર' ઇત્યાદિ શબ્દોથી પગે ન લાગવાનો હેતુ બતાવ્યો છે માટે **ઉપપત્તિ** નામે નાટયાલંકાર.

( દિ ) કોટની વરમાળા ઇ૦—ન નમવાનો હેતુ બતાવ્યો છે માટે **ઉપપત્તિ.** અર્થાત્ એ તો ત્યારે પ્રસન્ન થાય કે જયારે હું મારી વરમાળ કાઢી નાખું—તમને તજી દેઉં ! એવી રીતે અર્થાંતરની ઉક્તિથી મર્માર્થનું બોધન કર્યું છે માટે **અર્થાપત્તિ** નામે નાટયલક્ષણ.

( ધિ ) લલિત—સુંદર. અનુપમ—જેને બીજાની ઉપમા ન અપાય એવા. નારદે રૂક્મિણીને કાર્ય થયેલું બતાવ્યું છે માટે **પૂર્વભાવ** નામે નિર્વહણનું અંગ.

## શ્લોક.

સજળ આ સઘને તડિતા રહી;
સ્થિર લહી ઉપમા ન ઘટે સહી;
વિસ વશા ત્રિદશા ન બરાબરી,
નવલ દંપતીને નમ્ય સુંદરી ! ૧૬

**રૂક્મિણી**—( શ્વાસોચ્છ્વાસ લઈ ) અહો દેવઋષે ! તમે તો આર્યપુત્રના મનરૂપ છો, માટે હું તમને દૂભી ક્યાં રહું ? વળી મારા જેવીએ મુનિનું વચન ન માનવું એ પણ ઘટિત નથી. વારૂ મહારાજ ! કહો જોઇએ, કે મારે શ્રીદામાનેય પગે લાગવું પડશે કે ? ( એટલું બોલી વૃદ્ધોને જોઈ બોલતી અટકી જાય છે અને રૂક્મિણીના અંતરનો ભાવ સમજી અક્રૂર, બળદેવ, સત્રાજિત્ આદિક વયોવૃદ્ધ પુરૂષો બાજુએ ચાલ્યા જાય છે ). ( નિ )

---

૧૬. શ્લોક—દ્રુતવિલંબિત. અનુપમપણું સિદ્ધ કરે છે. સજળ ૪૦—આ જળવાળા સઘને ( સારા મેઘમાં ) તડિતા ( વીજળી ) રહી છે. કૃષ્ણ તથા સત્યભામાને વિષે મેઘ તથા વીજળીનો આરોપ કર્યો છે માટે **રૂપક.** પણ તે સ્થિર છે અને વીજળી તો ચપળ હોય છે માટે એને વીજળીની ઉપમા ઘટતી નથી. ત્રિદશા—દેવાંગના. દેવાંગના પણ એની જરૂર બરાબરી કરી શકે એવી નથી. સુંદરી !—હે રૂક્મિણી. મુનિએ દંપતીને નમવા રૂક્મિણીને ઉપદેશ કર્યો છે માટે **ઉપદેશન** નામે નાટ્યાલંકાર. સત્યભામાને કોઈની ઉપમા આપી શકાતી નથી એમ વર્ણ્યું છે માટે **અનન્વયાલંકાર.** સત્યભામા રૂપ પ્રાપ્ત થયેલા અર્થને સ્થિર રહી એ શબ્દોવડે નારદે સ્થિર કરી બતાવ્યો છે માટે **કૃતિ** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે.

( નિ ) ‘ તમને દૂભી ક્યાં રહું ’ ઇત્યાદિ વચનથી મુનિની, અને ‘ મુનિ કૃષ્ણનું મન છે ’ એમ વર્ણી કૃષ્ણની, રૂક્મિણીએ આરાધના કરી, એમ વર્ણાયું છે, માટે **પ્રસાદ** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે. બાજુએ ચાલ્યા જાયછે—એ સર્વનું હવે કામ ન હોવાથી કવિએ આ યુક્તિથી તેમને રંગભૂમિ ઉપરથી દૂર કર્યા છે.

**નારદ**—ભીષ્મકનંદિની ! અમે કંઇ મર્મજ્ઞ નથી; સર્વેનું શુભ થાય એવું કહેવાનો અમારો ધર્મ છે. (પિ)

શ્લોક.

નથી વા'લું અમારે કો, નથી વૈરી ત્રિલોકમાં;
અખંડાનંદમાં રાચું, પાચું પ્રેમ અશોકમાં. ૧૭

**રૂક્મિણી**—(સખેદ) જો મહારાજ એમજ છે તો હું તમારા કહેવાથી આર્યપુત્રને નમન કરૂં છું. (એમ કહી નમન કરેછે અને કૃષ્ણદેવ તેમ કરતાં અટકાવી ત્વરાવડે કર સાહી પોતાની કને બેસાડે છે). (ફિ)

**નારદ**—આહાહા ! શ્યામસુંદરની આ સુંદરતા તો કોઇ અલૌકિકજ દર્શે છે ! !

શ્લોક.

પાર્વતી પરિણય કાળે, ગંગા સંગે ઇશાન અવિધારો;
ન્યૂનપણું છે કિંચિત, શીર્ષે ચઢશે સમય લહી સારો. ૧૮

---

(પિ) ભીષ્મકનંદિનિ—હે રૂક્મિણી. મર્મજ્ઞ—તમારા બોલવાના મર્મને જાણનાર. શ્રીદામાનેય પગે લાગવું પડશે કે ?—અર્થાત્ મારૂં ખરૂં અહિત કરનાર તો શ્રીદામો છે, એ મર્મનો અર્થ છે.

૧૭ શ્લોક—અનુષ્ટુપ. પાચું ઈ૦—અમે તો શોકરહિત પ્રેમમાં પચી રહ્યા છીએ.

(ફિ) રૂક્મિણીનું નમન વર્ણીને કવિએ તેની મોટાઇ તથા કુળવાનપણું વર્ણ્યું છે. કેમકે નીતિશાસ્ત્રમાં પણ કહેછે કે,

"नमंति फलिनो वृक्षा नमन्ति कुलिनो जनाः ।
शुष्ककाष्ठंच मूर्खश्च न नमन्ति कदाचन ॥"

"ફળવાન વૃક્ષ અને કુળવાન મનુષ્ય નમે છે, પણ સૂકું લાકડું અને મૂર્ખ કદાપિ નમતાં નથી." 'સત્યભામા નમતી નથી' એ ઉપરથી હવે પછીના અંકોમાં જે રોષ બીજનું કથન કરવામાં આવશે, તેનો કવિએ અતિગૂઢ નિક્ષેપ કર્યોછે.

૧૮ શ્લોક—ગીતિ. જેમ પાર્વતીના લગ્ન સમયે ગંગાસહિત ઇશાન

**ચારૂમતી**—( કંઇ સમજ્યા જેવે વેશે ) ભગવંત ! મારી સુતા એવી મોટી ઉપમાને યોગ્ય નથી; એ તો નાનું બાળક છે. ( સત્યભામાને હાથે ઝાલી ) જા બેન ! જા, મુનિમહારાજને પગે લાગ્ય. ( એટલે કૃષ્ણદેવ સત્યભામાને વરમાળ કાઢી આપે છે અને તે જઇ માના કહેવા પ્રમાણે મુનિને નમે છે ).

**નારદ**—( માથે હાથ મૂકી સસ્મિત ) ભદ્રં ભવતુ ભામિની ! અનેક સપત્નીવતી ભવ. ( त्रि )

## શ્લોક.

પતિસુખકાજે શ્યામા, સ્વયનું અહિત ન કદા તું વિચારે;
સુરિનર સુખી કરતા થા, માનિનિ ! માધવ મને ઘણું ધારે. ૧૯

---

( શિવજી ) જેવા શોભતા હતા તેવા શ્રીકૃષ્ણ પણ સત્યભામાના પરિણયકાળે રૂક્મિણી સહિત શોભે છે. કોઈ કહેશે કે ગંગા તો તે વખતે શિવને માથે બેઠી હતી, તેમ અહીં કયી સ્ત્રી કૃષ્ણને માથે બેઠી છે ? કવિ કહેછે કે, એટલુંજ કિંચિત્ ( લગાર ) ન્યૂનપણું છે; અને તે પણ ( સત્યભામા ) સારો સમય મળવાથી ( વખત આવ્યે ) શીર્ષે ( માથે ) ચઢશે ! કોઇ કહેશે કે પાર્વતી પરિણયકાળે પ્રથમવિવાહિત ગંગા માથે ચઢી હતી અને અહીં તો દ્વિતીયવિવાહિત સત્યભામા માથે ચઢશે, એમ કેમ ? તેનો ઉત્તર પણ, એટલુંજ કિંચિત ન્યૂનપણું ( અલંકારની ખામી ) છે. એમ, ‘ ન્યૂનપણું છે કિંચિત ’ એનો અર્થ બન્ને રીતે ઘટાવવો.

( त्रि ) સસ્મિત—( દેવકાર્યસાધક ગર્ભિત અર્થવાળો આશિર્વાદ આપે છે માટે ). ભામિની—રીસાળ સ્ત્રી. અનેક સપત્નીવતી ભવ—અનેક શોકયોવાળી થા. અહીં યુકિતભરેલું વાકય જે ‘ અનેક સપત્નીવતી ભવ ’ તેવડે દેવકાર્ય જે ભૌમાસુરવધ રૂપ અપ્રત્યક્ષ અર્થનું ગ્રહણ થાય છે માટે **વિચાર** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

૧૯ શ્લોક—ગીતિ. સ્વયનું અહિત—પોતાનું ભૂંડું, ( પુત્ર મરણરૂપ ). સુરીનર—દેવ અને મનુષ્ય. માનિનિ ઇ૦—હે રીસાળ સ્ત્રી ! તને માધવ મનમાં ઘણું ધારે—ઘણું ચાહ્ય એમ થાઓ. સત્યભામા એ પૃથ્વીનો અવતાર છે. અને ભૌમાસુર કે નરકાસુર નામનો અસુર પૃથ્વીનો પુત્ર છે, તે

**સત્યભામા**—(ભમર ચઢાવી ) જા જા જોગટા ! તારા કહેવાથી ( એટલેથીજ અટકાવવા કૃષ્ણદેવ તેને મુખે હાથ દેછે અને ચારૂમતી સુતાનો અપરાધ ક્ષમા કરવા નારદને પગે લાગેછે. એવે ઉતાવળે દોડતો કંચુકી પ્રવેશ કરેછે ).

---

ઉપરથી ભૌમાસુર સત્યભામાનો પૂર્વભવનો પુત્ર સમજવો. ભૌમાસુરને એવું વરદાન હતું કે તેની મા પ્રત્યક્ષ ઊભી રહીને તેને મારવાની આજ્ઞા આપે તોજ તે મરે. એ ભૌમાસુરે સોળ હજાર રાજકન્યાઓને લાવીને કેદ રાખી હતી, અને મદોન્મત્ત થઇને દેવને બહુ દુઃખ દેવા લાગ્યો હતો. જેથી દેવોએ નારદને એકવાર કૃષ્ણ પાસે મોકલીને કહેવરાવ્યું હતું કે તમે ભૌમાસુરને હણો. આ નાટકના પહેલા અંકમાં કૃષ્ણનારદના પ્રવેશ વખતે કવિએ એ બીજ વાવી મૂક્યું હતું. તે વખતે કૃષ્ણ જાણતા હતા કે સત્યભામા પૃથ્વીનો અવતાર છે માટે તે મારી સાથે આવીને મને એમ કહે કે ભૌમાસુરને મારો, તો દેવનું કાર્ય થાય. પણ સત્યભામાને પરણ્યા વિના એમ બને નહિ, માટે કવિએ તેમની વચ્ચે અનુરાગ ઉત્પન્ન કરાવી ભૌમવધ રૂપ કાર્યના બીજનું પોષણ કર્યું. હવે સત્યભામાનું કૃષ્ણ સાથે લગ્ન થવાથી એ બીજનો અંકુર ફૂટ્યો એમ સમજાય છે. આટલી વાત ધ્યાનમાં લીધાથી નારદે સત્યભામાને સસ્મિત આપેલો દેવકાર્યસાધક ગર્ભિત આશિર્વાદ સમજાશે. દેવનું કાર્ય સાધવાથી થયેલો કૃષ્ણનો સંતોષ એજ સત્યભામાનુ પતિસુખ છે; ભૌમાસુરનો વધ, એ સત્યભામાનું અહિત છે, પણ તે અજાણી હોવાથી પોતાના અહિતનો વિચાર નહિ કરે, એમ નારદ યુક્તિથી કહેછે. દેવકાર્ય કરવાથી દેવને સુખી કરનારી અને રાજકન્યાઓને છોડાવવાથી નરને સુખ કરનારી થા, એમ કહેલું છે. એ સોળહજાર કન્યાઓ કૃષ્ણને વરશે, માટે તેને અનેક સપત્નીવતી કહેલી છે. પારિજાતકના ફૂલ માટે રીસાશે માટે માનિની કહીછે. તેને મનાવવા ખાતર કૃષ્ણ પારિજાતક લેવા જશે, માટે માધવ તેને મનમાં ઘણુંક ચાહછે, એમ કહ્યું છે. નારદનાં યુક્તિ ભરેલાં વાક્યથી અપ્રત્યક્ષ અર્થનું ગ્રહણ થાયછે માટે **વિચાર** નામે નાટ્યલક્ષણ. નારદનાં વચન ઉપર ઉપરથી પ્રિય જણાતાં છતાં અંદરથી અપ્રિય ભાવાર્થ નીકળેછે માટે **છલ** નામે વીથીનું અંગ વર્ણાયુંછે.

**કંચુકી**—(નારદમુનિને નમન કરી) દેવશ્રીનો જય જયકાર હો. મહારાજાધિરાજ ! દેવશ્રીના પરિણયની કથા છત્રધારી દેવાધિદેવે સાંભળી મને આજ્ઞા કરી છે કે યાદવેંદુ પંચશરવિહારપદ્મિનીના તટપર જેવી સ્થિતિમાં બિરાજ્યા હોય તેવેજ સ્વરૂપે તેમને જોવાની અમને જિજ્ઞાસા છે. (હાથ જોડી) તો મહારાજ ! પરિજનને શી આજ્ઞા છે? (મિ)

**કૃષ્ણદેવ**—(ઉભય પ્રિયા સહ ઊભા થઇ) કંચુકી ! જા હું આવું છું, એમ સત્વર વિદિત કરચ. (એમ સાંભળી કંચુકી ઉતાવળે ચાલ્યો જાયછે).

**નારદ**—વત્સ વાસુદેવ ! ભદ્રં ભવતુ. હવે અમે પણ સ્વર્ગપ્રતિ સિધારીશું. (એમ કહી સત્યભામાને જોતા જોતા નારદ ચાલ્યા જાયછે અને સર્વે તેમને નમન કરેછે.) (મિ)

**કૃષ્ણદેવ**—અહો પ્રાણવલ્લભાઓ ! હવે આપણે પણ સત્વર જવું જોઇએ (એમ કહી બંને પ્રિયાઓના હાથ ઝાલી સચિવ સખિએ સહવર્ત્તમાન સર્વ ચાલ્યાં જાય છે).

**ચતુર્થાંક સમાપ્ત.**

---

(મિ) છત્રધારી દેવાધિદેવે—ઉગ્રસેન મહારાજાએ. યાદવેંદુ—શ્રીકૃષ્ણચંદ્ર. પંચશરવિહારપદ્મિની—એ નામની તલાવડી. જિજ્ઞાસા—ઇચ્છા. પરિજનને—સેવકજનને.

(મિ) સત્યભામાને જોતા જોતા—(આ સ્ત્રી દેવતું કાર્ય સાધનારી છે, એવા વિચારથી).

## અંક ૫ મો.

( શ્રીદામો પ્રવેશ કરીને )

**શ્રીદામો**—આહાહા ! હું કે એક વ્રજનો ગોવાળિયો, તહીં પણ નહિ નંદ કે ઉપનંદ, તથાપિ મિત્રકૃપાએ આજ કેવા મહત્પદને પ્રાપ્ત થયો છું ? ઓલ્યો સાક્ષાત્ ભરત જેવો નાટકાચાર્ય તે મારી પળશી કરી કરી પૂરો થઇ જવા આવ્યો, ત્યારે બંદાએ મેં પોતે આજ તેનું નાટક દેવ જુએ એવો ઘાટ કર્યો ! આહાહા ! હવે આપણા વગર તો બધેય અંધારૂં ઘબજ દેખાય છે ! ( એવે મણિમય સ્તંભમાં અથડાવાથી પડી જાય છે. પછે ઊઠી સાવધ થઇ ) અરેરે હું તો ભૂલી ગયો. મને કૃષ્ણદેવે કહ્યું કે જા તું જઇ નાટકાચાર્યને અમે આવીએ છીએ તે વિદિત કરચ. ( આમ તેમ જોઇ ) અરે મહારાજ તો મારા કહેવા પ્રમાણે ઉભય પ્રિયાસહ પધાર્યા ! ( એવે નેપથ્થમાં મૃદંગ વાગતી સાંભળી ) આપણને જેમાં ને તેમાં જશ તો મળવાનોજ. ( આમ તેમ જોઇ ) સર્વે પ્રકારની તૈયારી થઇજ ચૂકી છે. ( એવે રૂક્મિણી સત્યભામાસહ કૃષ્ણદેવ પ્રવેશ કરી એક સુખાસને ત્રણે જણ બેસે છે ). ( अ )

**કૃષ્ણદેવ**—વયસ્ય શ્રીદમા ! કેમ, એ મંડળને યોગ્ય સ્થલાદિકની વ્યવસ્થા તો થઇ છે ને ?

**શ્રીદામો**—મહારાજ ! આવી નાટકશાળા તે એવાને ક્યાં મળવાની હતી ! આહા જુઓને કેવી અપૂર્વ રચના આપે રચાવી છે. ( आ )

**રૂક્મિણી**—( સસ્મિત ) ગોપબંધુ ! તારૂં નાટક તો નિત્યે જોઇએ છીએ પણ આજ જેનેકાજે બોલાવ્યાં છે તેનેમાટે હવે કેટલી વાર છે ?

---

( अ ) તહીં—તેમાં. ભરત —નાટ્યશાસ્ત્રના આદિ કર્ત્તા. ( आ ) 'નાટકશાળા' શબ્દ શ્લિષ્ટ ( બે અર્થવાચક ) હોવાથી **શોભા** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

**સત્યભામા**—અહો આર્યપુત્ર! આ રત્ન તમે કેટલે યત્ને મેળવ્યું'તું અને એનું કોઇ વાર મૂલ્ય પણ કરાવ્યું'તું કે?

**શ્રીદામો**—મૂલ્ય તો લઘુદેવી કર્યાં ત્યારેજ કરાવ્યું'તું. ( પહેલો રૂક્મિણી ભણી અને પછે સત્યભામા ભણી હાથ કરી ) રત્ન તે રત્નજ. ( ૬ )

**સત્યભામા**—( સકોપ ) આર્યપુત્ર! આને અહીંથી કાઢો મૂકો તો તો નીરાંતે નાટક જોવાય. ( એવે સૂત્રધાર પ્રવેશ કરેછે ). ( ૬ )

**સૂત્રધાર**—સુરગુરૂ બૃહસ્પતિએ કરૂણાદ્‌ભુત રસની રચના કરી રચેલું અને સ્વયની તથા સુરની જેમાં પીડા પ્રકટ થઇછે એવું આ અદિતિકુંડલાહરણ રસિકપ્રેક્ષકજન મનોવૃત્તિ સ્થિર કરી નિહાળો એવી હું પ્રાર્થના કરૂં છું. ( એવે કડતાળ વાગેછે અને સૂત્રધાર ચતુષ્પદિકા ગાયછે ). ( ૩ )

---

( ૬ ) અર્થાત્ લઘુદેવી ( સત્યભામા )ને પ્રાપ્ત કરાવ્યાં ત્યારેજ મારી કીમત થઇ ગયેલી છે—મારા પ્રયાસથીજ તમને લઘુદેવીની પદવી પ્રાપ્ત થઇ છે, એ મર્માર્થ. રત્ન તે રત્નજ—( અભિનય ઉપરથી એનો એવો અર્થ થાય કે ) રૂક્મિણી રત્નરૂપ છે કેમકે સત્યભામાના લગ્ન વખતે એમની મહાશયતા જણાઇ છે.

( ૬ ) સકોપ—( શ્રીદામાનો મર્માર્થ સમજીને ). ( ૩ ) સૂત્રધાર—કૃષ્ણના આગળ જે નાટક ભજવી બતાવાય છે તેનો સૂત્રધાર. નાટકની અંદર જે નાટક ભજવી બતાવાય છે તેને ગર્ભાંક કહેછે, માટે અહીંથી અદિતિકુંડલાહરણ નામે ગર્ભાંક શરૂ થાયછે. ગર્ભાંકનું લક્ષણ સાહિત્યદર્પણમાં લખેછે કે—

" अंकोदर प्रविष्टो यो रंगद्वारा मुखादिमान् ।
अंकापरः स गर्भांकः सबीजः फलवानपि ॥"

"એક અંકની વચમાં બીજો અંક દાખલ કર્યો હોય તથા તે અંકમાં પણ રંગપ્રશસ્તિ ( નાંદી વગેરે ) કરવામાં આવે, પ્રસ્તાવના પણ કરવામાં આવે, બીજનિક્ષેપ કરવામાં આવે અને તે બીજનું કાર્યરૂપ ફળ પણ વર્ણવવામાં આવે, ટુંકામાં, એક અંકમાંજ આખું નાટકજ દાખલ કરી દેવામાં આવે, તેને ગર્ભાંક કહેછે." આ ગર્ભાંક પણ પાંચમા અંકની

## ચતુષ્પદિકા.

વનિતાધર્મજ એવો, એવો, નાથ નિરંજન ગણવો;
આહા ! નાથ નિરંજન ગણવો, મિલને શોકજ હણવો. આહા૦
સ્વયના શૃંગાર ન જો હોયે, તો બીજાના લાવી;
અનિહાં, તો બીજા ના લાવી, લેવો નાથ મનાવી. અનિહાં૦ ૧

( ધન્ય છે, ધન્ય છે, આકાશવાણી ! એમ બોલતી દિતિ પ્રવેશ કરે છે ).

**દિતિ**—હા હા, હું એમજ કરીશ. આજે કેટલે વર્ષે અને કેટલે દહાડે મહામહાવ્રત કરી જ્યારે કાયા કષ્ટી નાખી ત્યારે પ્રાણનાથે

---

વચમાં રંગપ્રશસ્તિ, પ્રસ્તાવના, વગેરેવાળો છે એમ આગળ જોવામાં આવશે.

નાટયશાસ્ત્રમાં કહ્યું છે કે "સૂત્રધારે રંગભૂમિ ઉપર આવીને કવિનું નામ, નાટકનું નામ તથા નાટકનું વસ્તુ સૂચન કરવું. તે પ્રમાણે અહીં બૃહસ્પતિ, અદિતિકુંડલાહરણ, અને સ્વયની ( પોતાની ) તથા સુરની પીડા, ઈત્યાદિ વચનો સૂત્રધારે કહ્યાં છે.

૧ ચતુષ્પદિકા—ચાર પદનું એક જાતનું નાટકનું ગાયન, વનિતા ધ૦—સ્ત્રીઓનો ધર્મ એવો છે કે તેમણે પોતાના નાથને નિરંજન ( પરમેશ્વર ) ગણવો. મિલને—મેળાપમાં. તેના મેળાપથી પોતાનો શોક દૂર કરવો ગમે તેમ કરીને પણ નાથને પ્રસન્ન કરવો તે વિષે કહે છે: સ્વયના ધ૦. સ્વયના—પોતાના. આ ગર્ભાંકમાં અદિતિનાં કુંડળનું હરણ કરવાથી ભોમાસુર સાથે દેવોને યુદ્ધ થતાં દેવોનું સર્વસ્વ હરણ થશે અને તેથી તેઓ પીડા પામશે, એ કાર્ય અથવા ફળ ઉત્પન્ન કરવાનું છે. સ્વામીને પ્રસન્ન કરવાને અલંકૃત થઇને તેમની પાસે જવું જોઇએ; અને અલંકાર ન હોય તો બીજાના માગી પણ લાવવા. એવો શિષ્ટ ઉપદેશ હોવાથી દિતિએ અદિતિ પાસે કુંડળ માગ્યાં અને તેણે તે ન આપ્યાં તેમાંથી દેવદૈત્યને યુદ્ધ ઉત્પન્ન થયું છે, માટે ચતુષ્પદિમાં લખેલા 'સ્વયને ધ૦.' વાક્યો બીજ રૂપ છે. અને તેથી **બીજસ્થાપન** રૂપ રંગપ્રશસ્તિ વર્ણી છે. વળી અહ સૂત્રધારના વાકયનો અર્થ ગ્રહણ કરીને પાત્રનો ( દિતિનો ) પ્રવેશ થાય માટે **કથોદ્ઘાત** નામે પ્રસ્તાવનાનો ભેદ વર્ણાયો છે.

પધારવાનું કહ્યું છે. મેં મારા માયાવીસુતો કનેથી સર્વ શૃંગાર મં- ગાવ્યા છે પણ અદિતિ જેવાં કુંડળની મારે ખામી છે (વિચાર કરી) તે એની કને જઇ લાવ્ય માગી લાવું. (એમ કહી જાય છે). (ङ)

(શૃંગાર સજી રહી દર્પણમાં મુખ જોતી અદિતિ પ્રવેશ કરેછે.)

**અદિતિ—**આજ મેં સાંભળ્યું છે કે દિતિના વ્રતાદિકથી પ્રસન્ન થઇ એને ત્યાં પ્રભુ પધારવાના છે. એ પ્રસંગે કોઇ ન જાણે તેમ શૃંગા- રાદિ સજી હું તેમના આવતાખેવજ જો માર્ગમાં દર્શન કરવા ઊભી રહું તો સર્વે સારાં વાનાં થાય. (એટલું બોલી દર્પણમાં કુંડળ જોઈ વિચાર કરેછે.) આવાં કુંડળ કોઇનેય અદ્યાપિ પ્રાપ્ત થયાં નથી અને થવાનાં નથી. એ શોભાવડેજ હું બીજી મારી સપત્નીઓ કરતાં સ્વામીને વધારે વહાલી થઇ પડું છું અને આજ પણ પ્રભુનું સહુ પહેલાં મન હરણ કરી શકીશ. (એવે ત્યાં દિતિ પ્રવેશ કરેછે.) (ऋ)

**દિતિ—**(અદિતિને માનપૂર્વક નિહાળી) કેમ મોટી બેન! શરીરે સુખી તો છોને! પાશુપતેશ્વરનાં દર્શને જવાની તૈયારી કરોછો કે પુણ્યક્ષેત્રમાં જવું છે? બેન! આજ તો મારે ત્યાં પ્રભુ પધારવાના છે. (એટલું બોલી કુંડળ પહેરેલાં જોઈ બોલતી અટકી જાય છે.) (ॠ)

**અદિતિ—**(કંઇક કોપસહ) અહો એમાં તે શું? મેં પણ વ્રતાદિ કરી પ્રભુ પ્રસન્ન કર્યા'તા. (ऌ)

**દિતિ—**(સંકોચાયલે મને) બેન! તમારે પગલે પગલે ચાલી મેં પણ તેમ કર્યું છે અને તમારી કને પ્રભુને પ્રસન્ન કરવા કંઇ લેવા

---

(ङ) પ્રાણનાથે—કશ્યપમુનિએ. માયાવીસુતો—દૈત્યો. (ॠ) સપ- ત્નીઓ—શોક્યો. (ऋ) પ્રભુ—સ્વામી. અહીં કવિએ દિતિનાં વાક્યથી માગનારની ખુશામત પ્રદર્શિત કરી છે. (ऌ) અહીં મોટી શોક્યનો ગર્વ દર્શાવ્યો છે.

આવીછું. તમે મારાં સગાં મોટાં બેન અને અહીં પણ મોટાં સપત્ની થાવછો એટલે તમે મારી આશા પૂરશોજ.

**અદિતિ**—તારે જે માગવું હોય તે માગી લે અને ઉતાવળ કરચ કે મારા નિત્યનિયમમાં અટકાવ આવે નહિ.

**દિતિ**—( મહામહાયત્ને ઉચ્ચાર કરી ) ત્યારે બેન ! આ તમાંરાં કુંડળ મને આજનો દહાડો પહેરવા ન આપો ! ( એટલું કહી નીચું જુએછે ). ( ऌ )

**અદિતિ**—ના એ તો હું કોઇનેય આપતી નથી અને આપનારેય નથી; તારે બીજું જે કંઇ જોઇએ તે માગી લે.

**દિતિ**— ( સકોપ ) બીજાને શું મારે ચૂલામાં ઘાલવું છે ? વારૂં હું માગવા આવી છતાં જો તમે નથી આપતાં તો હવે એ સુખે વાપરજો ( એટલું બોલી પોતાના આત્મપક્ષીય ભૌમાસુરનું સ્મરણ કરે છે અને તે એકાએક શસ્ત્રાસ્ત્ર સજી પ્રવેશ કરેછે ). ( ए )

**ભૌમાસુર**— ( દીર્ઘસ્વરે ) અહો માતે ! શી આજ્ઞા છે. મારૂં સ્મરણ કેમ કર્યું ? શી ઇચ્છા ઉત્પન્ન થઇ છે ? શું હું ઇંદ્રલોકમાં જઇ ઇંદ્રિને જીતું એમ તમારે કહેવું છે ? બોલો બોલો; આજ્ઞાનુવર્તન કરવા હું સર્વ પ્રકારે સજ થયેલો છું એમ જાણો. ( ऐ )

**દિતિ**— ( આશ્વાસનસહ ) વત્સ ભૌમાસુર ! તારૂં કલ્યાણ થાવ. મારી ઇચ્છા એટલીજ છે કે આ અદિતિએ કાને ઘાલેલાં કુંડળ તું મને હમણા અપાવ્ય. એટલાજ માટે મેં તારૂં સ્મરણ કર્યુંછે.

**ભૌમાસુર**—અહો, એમાં તે શું માગ્યું ? ( દીર્ઘ સ્વરે ) અરે

---

( ऌ ) અહીં માગનારની દીનદશા વર્ણી છે. ( ए ) આત્મપક્ષીય—પોતાના પક્ષનો. દિતિ દૈત્યોની માતા હોવાથી બધા દૈત્ય તેના પક્ષનાજ સમજવા. ( ऐ ) માતે—હે માતા. આજ્ઞાનુવર્તન—આજ્ઞા પ્રમાણે ચાલવું.

અદિતિ ! કુંડળ કાઢી આપ્ય. કાઢેછે કે નહિ ? કાઢ્યાં કે નહિ ? કેટલી વાર, કેટલી વાર ? કાઢ્ય, કાઢ્ય ? ( એટલું કહ્યા છતાં નથી કાઢતી તેથી કને જાયછે ).

**અદિતિ**—( સકંપ ) જા જા, દુષ્ટ ! હમાણા તારૂં આવી બન્યું સમજ હું પણ કેવા વીરની માતા છું તે તારા જાણવામાં છે કે નહિ ? નહિ હોય તો હમણા જણાશે.

**ભૌમાસુર**—( સકોપ ) કાઢ્ય કાઢ્ય; તારા વીરનાં વપુ દીન થયાં સમજ. કાઢે છે કે હું કાઢું ? ( એમ કહી છેક કને જાયછે ). ( ઔ )

**અદિતિ**—( દીન સ્વરે આમથી તેમ નાસતી ) નહિ આપું નહિ આપું. એ મારાં છે, એ મારાં છે. ( સકંપ ) અરે દુષ્ટ મને સ્પર્શ કેમ કરેછે ? અરે દિતિ ! આમ કરાવવું તને ઘટે નહિ ! હા સ્વામીનાથ ! મારૂં રક્ષણ કરો રક્ષણ કરો. હા મારા દ્વાદશ સૂનુઓ ! ( એટલેથીજ થતો ઉચ્ચાર અટકાવી ભૌમાસુર કાન મચરડી નાખી કુંડળ કાઢી લે છે અને દિતિસહ ચાલ્યો જાય છે. તેમને જતાં જોઇ ) હા પુત્રો ! આ મારાં કુંડળ લઇ જતા અસુરનો વધ કરો, વધ કરો. ( એવે ત્યાં સ્વર્ગથી ઇંદ્રાદિક દ્વાદશ અદિતિસૂનું શસ્ત્રાસ્ત્ર સજી પ્રવેશ કરેછે ). ( ઔ )

**ઈંદ્ર**—આહો જનની ! કુંડળ હરણ કરનાર કયો અસુર આ વજ્રને ( ઉગામી ) ધારણ કરવા ઇચ્છે છે ?

**અદિતિ**—( ગભરાયલે વેશે ) ભૌમાસુર, ભૌમાસુર. ઓ લઇ-જાય, ઓ લઇ જાય.

**ઈંદ્ર**—( દીર્ઘ નિઃશ્વાસ નાખી ) અહો જનની ! મારો ઉપાય નથી વસુંધરાએ વિષ્ણુને પ્રસન્ન કરી એને વૈષ્ણવાસ્ત્ર અપાવ્યું છે તથાપિ

---

( ઔ ) વપુ—શરીર. ( ઔ ) સૂનુ—પુત્ર. ભૌમાસુરના પ્રવેશથી ભય કંપાદિક વર્ણાયાં છે માટે **આરભટીવૃત્તિ.**

હે સુરજનની ! હું તેની સાથે યુધ્ધ કરી કુંડળ પાછાં આણી આપું છું, ( એમ કહી બાકીના એકાદશસહ ઇંદ્ર યુદ્ધ કરવા જાય છે અને અદિતિ પણ એકાંત સ્થળમાં જઇ પતિસ્મરણ કરતી બેસે છે ). ( क )

( દિતિ અને ભૌમાસુર પ્રવેશ કરે છે. )

**દિતિ**—( નિઃશ્વાસ નાખી ) શિવ ! શિવ ! જે માટે આટલી બધી મેહેનત કરી તે સહુ ફોગટ ગઇ. હું પ્રભુને રીઝાવવા કુંડળ લેવા ગઇ તે ગઇ અને પ્રાણનાથના આવવાનું મુહૂર્ત વટી ગયું ! અરે, પ્રભુ કદી આવીને પાછા ગયા હશે તો ! હા સુત ! હા ભૌમાસુર ! મેં જે અર્થે આટલું બધું કર્યું તે અમથું થયું, અને હવે અદિતિના પુત્રોથી મારે પીડા સહન કરવાની કર્મે લખાઇ. હે વત્સ ! લે આ કુંડળ, તારે ફાવે તે કરય. ( એમ કહી કુંડળ આપી દેછે અને આંખ્યો મીંચી દીર્ઘ નિઃશ્વાસ નાખે છે).( ख )

**ભૌમાસુર**—અહો માતા ! તું શાકાજે ચિંતા કરે છે ? આ મારૂં વૈષ્ણવાસ્ત્ર હું તારૂં રક્ષણ કરવાને યોજું છું. ( એવે ત્યાં વજ્રધારી ઇંદ્રને આવતો જોઈ) માતા ! જો જો પેલા ઇંદ્રાદિ દેવ આવ્યા, આ મારૂ અસ્ત્ર તારૂં રક્ષણ કરશે; તું નિર્ભય રહે. ( એટલું કહી પોતે ત્યાંનો ત્યાં અલોપ* થઇ જાય છે અને દિતિ ઇંદ્રાદિને જોઇ સંતાઈ જાય છે. ).

**ઇંદ્ર**—અહો વત્સ ! બંધુઓ ! જુઓ જુઓ. માયાવી અદૃશ્ય થયો. અરે આ મને અસ્ત્ર વાગ્યું, કાઢો કાઢો ! એ કયાંથી આવ્યું અને મને કેમ વાગ્યું ? હાં હાં, હું સમજ્યો; આ તો એ દુષ્ટે દિતિરક્ષણાર્થે વૈષ્ણવાસ્ત્રનો પ્રયોગ કર્યોછે. ( એવે બીજાઓને ભયોભય અસ્ત્રોના પ્રહાર થાયછે તે જોઈ ) અરે બંધુ ! ! રે બંધુ ! હા ભ્રાત ! તમે તમારાં શસ્ત્રાસ્ત્ર તજી દ્યો અને મનથી પણ એ દુષ્ટ સાથે યુદ્ધ કરવાનું ધારશો મા, ધારશો મા. ( એમ

---

( क ) વસુંધરા—પૃથ્વી. ( ख ) અમથું થયું—મિથ્યા થયું. * ત્યાંને ત્યાં અલોપ થવાની રંગભૂમિમાં ગોઠવણ પહેલાં થતી હશે એમ આ પરથી સમજાયછે.

બોલી પોતે વજ્ર તજી દેછે તે જોઇ બીજા સર્વે પણ તેમ કરેછે એટલે વૈષ્ણવાસ્ત્રનું બળ શાંત થાયછે અને બારે જણ ત્યાંથી નાશી જાયછે). (ग)

( મહાપીડિત વેશે બૃહસ્પતિ, તારા અને શચી પ્રવેશ કરેછે )

**શચી**—( નિઃશ્વાસ નાખી ) અહો ભગવંત ! અહો ગુરૂવર્ય ! આહા દેવાચાર્ય ! આ શું કષ્ટ ! રે પ્રભુ ! દુષ્ટે મારી શી દુર્દશા કરી !! જો ભગવંત તમે મને મુક્ત ન કરાવી હોત તો હું અવશ્ય મારા પ્રાણ તજત. અરે રે શું એનું કપટ ! ( એટલું બોલી પૃથ્વી પર પડી જાયછે ).

**તારા**—અહો ભગવતિ ! તારે આમ કરવું ઘટે નહિ. એ દુષ્ટને ત્યાં નહિ દેખે એટલે તરતજ અસુરારિ ઇંદ્રલોકમાં આવશે અને સર્વે દાનવોનો નાશ કરશે ( એમ કહી માથે હાથ ફેરવી આશ્વાસન કરે છે ). (घ)

**બૃહસ્પતિ**—ભગવતિ ! શાંત થા, શાંત થા; આ પ્રસંગ મહાવિકટ છે. ( એવે કોઇ આવતાના પડઘા સંભળાય છે અને સર્વે જણ ભયથી નાસાનાસ કરે છે ). (ङ)

( ઇંદ્ર પ્રવેશ કરી )

**ઇંદ્ર**—અરે ભૌમાસુર ! તેં મારી પ્રિયપત્ની, ગુરૂ, બંધુ, અમાત્યાદિકનો વિયોગ કરાવ્યો અને વિધવિધ માયા વેશે મને ગ્રહણ કરવા મારી પાછળ અસુરોને દોડાવ્યા ! વારૂ ઠીકજ છે ( એમ કહી શ્વાસોશ્વાસ લે છે ). આહા શું એનું કપટ ! હું માતાનું રક્ષણ કરવા ગયો, ત્યાં મેં એને જોયો અને હું અહીં આવ્યો એટલામાં તો એણે મારૂં સર્વસ્વ હરણ કરી લીધું ! ( વિચાર કરતે વેશે ) હવે મારે કેમ કરવું ? ( મોટેથી ) હાં હાં કહ્યું છે કેઃ—

---

( ग ) માયાવી—ભૌમાસુર. અદૃશ્ય—અંતર્ધાન. પ્રયોગ—યોજના.

( घ ) અસુરારિ—દૈત્યોનો શત્રુ—ઇંદ્ર.

( ङ ) નાસાનાસ કરેછે ઇ૦— આ વાક્યથી બૃહસ્પતિ વગેરેનાં મન ભૌમાસુરના ભયથી ચકિત થઇ ગયાં હતાં, એમ સૂચવ્યું છે.

**શ્લોક.**

ભયને સમયે અતિ નિર્ભયતા,
ધરતા કરતા ક્રય વિક્રયતા;
ફરતા ફરતી ગતિ કાળતણી,
દૃઢ થા દૃઢ થા મન! પીડ ગણી, ૨

**તારા**—( સઆશ્ચર્ય ) અહો પ્રભુ! પતિ! જુઓ જુઓ; અ-સ્વર તો સુરેંદ્રનો હોય એમ લાગે છે.

**શચી**—( નિઃશ્વાસ નાખી ) હા તારા માતા! એ તો કોઇ વેશધારી દુષ્ટ દાનવ હશે. ( એમ કહી નાસવા માંડે છે )

**બૃહસ્પતિ**—( સ્થિરદૃષ્ટિએ જોઇ ) હા હા એ તો એજ. ( શચીને દોડતી અટકાવે છે ).

**શચી**—( સભય ) ના પિતા! ના ગુરૂ! એ નો'ય નો'ય. એ તો કોઇ વેશધારી દાનવ હશે. ( એમ કહી નાસવા માંડે છે ).

**બૃહસ્પતિ**—સ્થિર થા, સ્થિર થા; શાંતિ પામ્ય, શાંતિ પામ્ય. હું તને અભય આપુ છું કે જો કોઇ વેશધારી દાનવ મારી નિરીક્ષામાં આવશે તો હું તેને બાળી ભસ્મ કરી દઇશ. ( એવે ઇંદ્ર અતિ કને આવી પહોચે છે ). ( ચ )

**ઇંદ્ર**—( દુર્દશાવાળાં આપ્તોને ન ઓળખવાથી નમન કરી ).અહો ભગવંત! આપ કોઇ મહર્ષિ હો એમ દેખાય છે. શું તમે પણ દાનવોના

---

૨ શ્લોક—તોટક. ભયને. ઇ૦—ધીર પુરૂષો ભયના સમયમાં અતિ નિર્ભયપણું ધારણ કરેછે અને ક્રયવિક્રયતા ( ખરીદી અને વેચાણપણા ) રૂપ વ્યવહાર ચલાવ્યા જાયછે. ( ક્રયવિક્રયતા, એ બીજા તમામ વ્યવહારનું ઉપલક્ષક છે ). કાળની ગતિ ફરતાફરતી ( કોઇવાર સુખાત્મક અને કોઈ વાર દુઃખાત્મક ) છે, માટે હે મન! આ પીડા પણ ( કાળની ફરતાફરતી ગતિ જેવી ) ગણીને તું દૃઢ થા, દૃઢ થા. ( ચ ) નિરીક્ષામાં—જોવામાં, અથવા મારા દૃષ્ટિગોચર પ્રદેશમાં.

ભયથીજ નાસાનાસ કરી રહ્યા છોને ! ( નિ:શ્વાસ નાખી ) શિવ ! શિવ ! શું હું તમારૂં રક્ષણ નથી કરી શકતો ? ( એટલું કહી બોલતો અટકી જાય છે. ) ( छ )

**બૃહસ્પતિ**—વત્સ ! સુખી થા, સુખી થા; તુંજ અમારૂં ત્રાણ કરનાર છે. તને ત્રસ્ત જોવો એ અમારા આશાપાશને શિથિલ કરનારૂં છે ! અરે સુરેંદ્ર ! શું તેં અમને ન ઓળખ્યાં ? ( એ શબ્દ સાંભળી આમ-તેમ જોઇ. ) ( ज )

**ઈંદ્ર**—( પાદમાં નમન કરી ) હા ગુરૂવર્ય ! આ દશા ! પ્રભુ ! ભાખો, ભાખો, મારી પ્રિયપત્ની અધુના ક્યાં છે ? શિવ ! શિવ ! શું તે પણ સંપત્તિની સાથે સુરારિના સપાટામાં આવી ! ( એ શબ્દ સાંભળી પતિને ઓળખી ) ( झ )

**શચી**—હાપતિ ! ( કહી પતિની કોટે બાઝી પડેછે. ) હું મંદભા-ગ્યણી આ ( બતાવી ) ગુરૂકૃપાએ સુદૈવવાળી થઇ છું, અને તમને નિરખી હું મારાં સર્વ કષ્ટનો પાર પામી છું.

**ઈંદ્ર**—( પત્નીને જોઇ સહર્ષ ) ગુરૂજી ! આપની કૃપાનો પાર કોઇથકી પમાય તેવો નથી. અયિ પ્રિયે ! શું આપણી આ દુર્દશા ! ! આપણા સહાયકારી શંકર, ચતુરાનન, અને હરિ છતાં મારે આ કષ્ટ ! ( એટલું બોલી અંતરમાં અતિ દુ:ખ ધરે છે અને શચીને આશ્વાસન દે છે.

---

( छ ) આપ્તોને—સ્વજનોને. ( ज ) ત્રાણ—રક્ષણ. ત્રસ્ત—ત્રાસ પામેલો. આશાપાશને—આશા રૂપી બંધનને. શિથિલ—ઢીલું.

( झ ) સંપત્તિની ૦—જેમ મારી સંપત્તિ સુરારિ ( દેવશત્રુ—ભૌ-માસુર )ના સપાટામાં આવી ગઇ છે તેમ મારી પત્નીને પણ તે લેઇ ગયો છે કે શું ?

એવે જવનિકાંતર્ગત શબ્દ થાય છે કે ઇંદ્રને પકડો પકડો. તે સાંભળી પડતાં આખડતાં સર્વે જણ નાસવા માંડે છે ) ( ञ ).

**રૂક્મિણી**—( સજલ નેત્રે ) આર્યપુત્ર ! ઊઠો ઊઠો; અને ચક્ર લઈ એ દુષ્ટ દાનવનો ઘાત કરો. ( ट )

**સત્યભામા**—પ્રિયતમ ! તમારૂં શૂરપણું તે શા કામનું ? જુઓ જુઓ, આ બિચારાં સુખિયાં ન દોડાવાથી કેવું કષ્ટ વેઠે છે ! ( એટલું બોલી અશ્રુ ટપકાવે છે )

**શ્રીદામો**—( ધ્રૂજતો કૃષ્ણની પાછળ ભરાઇ જઇ ) મહારાજ ! રક્ષણ કરો રક્ષણ કરો.

**કૃષ્ણદેવ**—અહો પ્રિયતમાઓ ! અરે વયસ્ય ! આપણે પ્રેક્ષક છીએ અને આ નાટક છે. બી'શો મા બી'શો મા. નાટકાચાર્ય ! ધન્ય છે ધન્ય છે ! ( એવે થોડેક આગળ જઇ ઇંદ્રાદિ સહુ ઊભાં રહે છે ). ( ठ )

**ઈંદ્ર**—( આશ્વાસનપૂર્વક ) આ મારા વજ્રથી હું ભૌમાસુર વગર ગમે તે દાનવનો નાશ કરવા શક્તિમાન છું. ( શચીને આલિંગન દઇ ) પ્રિયા ! શું મારેમાટેજ તારે આ કષ્ટ ભોગવવું પડેછે ?

**શ્લોક.**

કલકલકલ સૂણી, ત્યાગિયો તેં અધુના,
વલકલવતી ભાળું, શક્રની તું વધુ ના !

---

( ञ ) ચતુરાનન—બ્રહ્મા. જવનિકાંતર્ગત—પડદાની અંદરથી. ( ट ) ગર્ભાંકવડે—જે અસર કરવી હતી તે થઇ છે એમ બતાવવાને કવિ પ્રેક્ષકજનના વિચાર જણવે છે: રૂક્મિણી ઇ૦.

( ठ ) કરૂણ અને ભયાનક રસમાં પ્રેક્ષક તલ્લિન થયાં છે એમ જણાવવાને કૃષ્ણ નાટકાચાર્યને ધન્યવાદ આપે છે.

અલક શિથિલ આ હા! ભાગ્યહીણો હું ભાળું,
ઝલક પલક પૂરી, પત્નિ! શે ના નિહાળું? 3

અપિચ—

તદપિ તરૂણી તારી, કાંતિ કાપે હૃદે આ,
અખર પ્રસર કેવો, શાંતિ અર્પે મુદે હા!
નહિ નહિ નહિ નારી, યોગ્ય આ કષ્ટ સે'વા,
મિલન મરણ જેવું, લાગિયું દુઃખ દેવા! ૪

( એવે જવનિકાંતર્ગત ભૌમાસુરના શબ્દ જેવો મોટેથી શબ્દ થાય છે કે ) શું શક્ર શચીસહ આ અરણ્યમાં છે! કેમ? એ મને જાણતો નથી? પરિજનો! પરિજનો! મને એકવાર બતાવો! બતાવો! એટલે એને હું મારા વૈષ્ણવાસ્ત્રથી દગ્ધ કરી શચીને પટરાણી કરૂં.

---

૩ શ્લોક—માલિની. કલ ઇ૦—હે પત્નિ! આ રાક્ષસોનો કલ કલ ( યુધ્ધની કીકીઆરીઓ ) સાંભળીને તેં તારો કલ ( મધુર અવાજ ) અધુના ( હમણા ) તજ્યો છે, અને હું તને વલ્કલવતી ( ઝાડની છાલનાં વસ્ત્ર પહેરેલી ) જોઉં છું. અરે! એવી તું ઇંદ્રનીજ પત્ની છું ના? અર્થાત્ તું ઇંદ્રની વધૂ છતાં તારી આ સમયે આવીજ દશા થઇ છે!! હા ( અરે )! હું હીણભાગી આ તારા અલક( કેશ )ને શિથિલ ( ઢીલા પડી ગયેલા—વીખેરાઇ ગયેલા ) ભાળું છું!! અને હે પત્નિ! તારી ઝલક કાંતિ )આજ હું પૂરી પલક ( વાર સુધી ) પણ કેમ જોતો નથી!!

૪ દુઃખથી તારી દશા એમ અવ્યવસ્થિત થઇ ગઇ છે તથાપિ તારૂં નાજુક સૌંદર્ય તને છોડીને ગયું નથી, એમ કહી દિલગીર થાય છે: તદપિ ઇ૦—હે તરૂણિ! એમ છતાં પણ તારી કાંતિ મારા આ હૃદયને કાપી નાખે છે—દુઃખિત કરે છે! હે મુદે! ( હર્ષ આપનારી સ્ત્રી! ) એ તારી કાંતિનો અખર ( કોમળ ) પ્રસર ( ફેલાવો ) કેવો શાંતિ અર્પે છે! મિલન —આ સ્થિતિમાં તારો મેળાપ. નિરપરાધી કોમળ સ્ત્રીની આવી દશા વર્ણીને પાછળ વર્ણાયલા કરૂણનું ઉદ્દીપન કર્યું છે.

**શચી**—( ઇંદ્રને બાઝી પડી ધ્રુજતે અંગે ) હા નાથ ! હા નાથ ! અસુર ! અસુર ! સુર સુર ! આ આવ્યો વ્યો વ્યો ! ( ઙ )

**ઈંદ્ર**—( સભય ) અહો ગુરૂવર્ય ! હા ભગવંત ! હવે હું શું કરૂં ? ક્યાં નાસું ? અને ક્યાં વાસો વસું ? હે દેવાચાર્ય ! હું મારા જીવિત રક્ષણાર્થે આમ વિલપતો નથી, કિંતુ આ મારી પ્રિયા, આ મારાં ગુરૂપત્ની, અરે હા ! એટલુંજ શાકાજે ? આ સર્વે ત્રિલોક, એ દુષ્ટના ત્રાસથી ત્રાહિ ત્રાહિ કરી રહ્યો છે. ( ઢ )

**શ્લોક.**

નથી વૃષ્ટિ થાતી, રસકસ ગયો ભૂમિભરથી,
નથી યજ્ઞો થાતા, દ્વિજ નવ જમે યાતુડરથી;
ગયા હંસો ઊડી, સુરગુરૂ ! સહુ માનસરથી,
ગયા હારી સર્વે, શરણ હરિ ! દે સાહી કરથી ! ! ૫

( એવે જવનિકાંતર્ગત ભૌમાસુર જેવો શબ્દ થાયછે કે અસુરારિને પકડો પકડો. )

**તારા**—( સભય ) અહો નાથ ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો ! હા વત્સ વાસવ ! જો જો, પેલો મારાપર શ્યેનપક્ષીની પેઠે ઝડપ મારી મને ઝાલવા આવ્યો આવ્યો. ( એટલું બોલી આંખ્યો મીંચી પડી જાયછે ). ( ણ )

**રૂક્મિણી**—( સખેદ ) આર્યપુત્ર ! જેને વિતીવેદના હોય તેજ આવી વાતોનો અનુભવ કરી જાણે ! હા ! ક્યાં દેવની પાસે હું અને શિશુપાળાદિકનું આવવું ! પ્રભુ ! એવી ઘડી માથું કાપનારનેય દેખા-

---

( ઙ ) સુર સુર—ગભરાટથી ‘ અસુર ’નો ‘અ’ બોલાતો નથી.
( ઢ )ઇંદ્રનો શોક વર્ણ્યોછે માટે **આક્રંદ** નામે નાટ્યાલંકાર.
૫ ભૂમિભરથી— આખી પૃથ્વીમાંથી. યાતુ—રાક્ષસો. ( ણ ) શ્યેન પક્ષી—બાજ પક્ષી.

ડીશ મા! શિવ! શિવ! શું બિચારી શચીનું કષ્ટ! (એટલું બોલી નિઃશ્વાસ નાખેછે.) (त)

**બૃહસ્પતિ**—(તારાને આશ્વાસન કરી) અહો અબલા! તું ભયગ્રસ્ત થઇશ મા. (શચીને માથે હાથ ફેરવી) અહો વત્સા! તું પણ શાંત થા. મારા તપોબળથી હું આટલું સ્થળ (ચોકડી કરી બતાવી) એવું નિર્મું છું કે ત્યાં ભૌમાસુર કે તેનો પિતા પણ પ્રવેશ કરી શકે નહિ.

**ઈંદ્ર**—ભગવંત દેવાચાર્ય! આપની કૃપાથી સર્વે સારાંવાનાં થશે.

(એવે ત્યાં ભૌમાસુર પ્રવેશ કરેછે)

**ભૌમાસુર**—(મોટેથી બૂમો પાડતો) ઈંદ્ર! ઈંદ્ર! વાસવ! વાસવ! ક્યાં ગયો, ક્યાં ગયો! (ઇંદ્ર, શચી ને તારા થર થર કાંપતાં પૃથ્વી ઉપર પડી જાય છે અને ઈંદ્રાદિકને ત્યાં ન જોવાથી ભૌમાસુર ચાલ્યો જાયછે).(थ)

**બૃહસ્પતિ**—અહો પુરંદર! જેમ ઉચ્ચપ્રસ્તરહર્મ્યપર બિરાજેલાને વ્યાઘ્રની ગર્જના બાધ કરતી નથી, તેમ મેં તમો સર્વને નિર્ભય કર્યાં છે. જે તમે સર્વેએ અસુર આવ્યો અને કોઇને પણ જોયા વગર પાછો ગયો તે જાતેજ જોયું છે. તથાપિ હે સુરેંદ્ર! તું કહે કે હવે હું તારૂં શું પ્રિય કરૂં? (द)

---

(त) નાટક જોનારી રૂક્મિણીને થયેલી અસર વર્ણવેછેઃ રૂક્મિણી ૯૦.

(थ) અદ્દભુત રીતે રક્ષણ વર્ણવ્યું માટે નિર્વહણસંધિનું ઉપગૂહન નામે અંગ વર્ણાયું છે.

(द) કવિ ગર્ભાંકનો ઉપસંહાર કરેછે, પુરંદર—ઈંદ્ર. ઉચ્ચપ્રસ્તર હર્મ્ય—પથ્થરની ઊંચી હવેલી. નાટકોમાં 'હવે તારૂં શું પ્રિય કરૂં' એમ લખવામાં આવે છે તે પ્રમાણે અહીં પણ લખ્યું છે માટે **કાવ્યસંહાર** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે.

**ઈંદ્ર**—અહો તાત ! આવે સમયે તે આથી વધારે બીજું કયું પ્રિય કરવાનું છે ? તથાપિ આશા અદ્રિસમાન બૃહત્ છે માટે—( ઘ )

**શ્લોક.**

વિષ્ણુએ અવતાર જે અવનિમાં, દેવાદિ કાજે ધર્યો,
તે સર્વેશ્વર તો કૃપા કરી હવે, ભાળે સુદૃષ્ટિ ભર્યો;
ટાળે દુઃખ સુખી કરી સરવને, જાયે નિજસ્થાનમાં,
દેવાચાર્ય !અનાર્ય આર્ય દુભતા, ના લે પ્રભુ ધ્યાનમાં. ૬

**સત્યભામા**—આર્યપુત્ર ! જો તમે શૂરમણિ કહેવાવ છો તો પછે આ બિચારા સુરને પડતું કષ્ટ કયમ ટાળતા નથી ? મહારાજ એ જોરાળાપણું અને ગર્વ શા કામનાં કે જે જોર અને ગર્વથી કોઇનેય લાભ કરી શકાયો નહિ ! હાં હાં દેવ ! હું તો તમારા બળ વિષેની ભોમિયણજ છું; પણ હે આર્યપુત્ર તમે બિચારી શચીના કષ્ટ સામું જુઓ તો તો બહુ સારૂં ! બહુ સારૂં ! ( ન )

**શ્રીદામો**—મહારાજ ! તમે જેમ ગોકુળ, વ્રજ અને મથુરામાં અનેક દાનવોને મારી ત્યાંના લોકને સુખી કર્યા તેમ સ્વર્ગના સુરોનું કષ્ટ નિવારો તો ઘણું સારૂં ! ઘણું સારૂં ! પ્રભુ ! પુરંદરાદિકનું કષ્ટ જોઇ આ હૃદય તો જાણે ફાટી બે કડકા ન થઇ જતું હોય એમ થાયછે.

---

( ઘ ) અદ્રિસમાન બૃહત—પર્વત જેવી મોટી. ૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. દેવાચાર્ય ઇ૦—હે દેવાચાર્ય ! અનાર્ય લોકો આર્યોને દૂભે છે, પણ પ્રભુ તે ધ્યાનમાં લેતા નથી. દેશ આદિની શાંતિને અર્થે શુભ કથન કર્યું છે માટે **પ્રશસ્તિ** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે. અહીં ગર્ભાંક સમાપ્ત થાય છે. અને પાછું અસલ નાટક શરૂ થાય છે.

( ન ) ભોમિયણજ છું—અર્થાત મને સત્રાજિત્ ઉપાડી ગયા ત્યારે તમારાથી કાંઇ થયું નહોતું ! **વક્રોક્તિ.**

**કૃષ્ણદેવ**—વયસ્ય ! એમાં તારોજ વાંક છે. તેં આવો કરૂણમય પ્રયોગ શા માટે કરાવ્યો કે સર્વેનાં મન આનંદયુક્ત થવાને બદલે શોકવાળાં થયાં ? ( પ )

( એવે ત્યાં ઉતાવળે દોડતો દ્વારપાલક પ્રવેશ કરેછે. )

**દ્વારપાલક**—( નમન કરી ) દેવશ્રીનો જય જયકાર હો. દેવાધિદેવ ! મેં સૌરાષ્ટ્ર, સૌવીર, ગાંધાર, મગધ, ગજપુર, શક્રપ્રસ્થ, મધુપુર, આદિક અનેક દેશના અનેક જન જોયા છે, પણ દ્વારે કોઇ પત્ર લઇ આવ્યો છે તે ક્યાંનો છે તેને હું ઓળખી શકતો નથી. તેને કાર્ય પૂછતાં તે દેવશ્રીને એકાંત મળવાનું વિદિત કરેછે. ( એટલું કહી હસ્ત જોડી ઊભો રહેછે ). ( ફ )

**કૃષ્ણદેવ**—શું તે મને એકાંત મળવા ઇચ્છે છે ? તો વારૂ તેને આવવા દ્યો—( એકાંત મળવાની વાતચીત સાંભળી રૂક્મિણી, સત્યભામા, શ્રીદામો આદિક નાટકનાં સર્વે માણસો ચાલ્યા જાય છે ).

( વશલો આહીર પ્રવેશ કરેછે. )

**વશલો**—( કૃષ્ણને ન ઓળખવાથી ) અલ્યો, તું મુને ક્યાંક લઇ જાહ સઇ ? મુજનઇ આ નયરીનો નાહ દરશાઇ ઇમ કિમઇ ન કરઇ. ( બ )

---

( પ ) કરૂણમય પ્રયોગ— કરૂણરસમય નાટકની યોજના. ( ફ ) સૌરાષ્ટ્ર—સોરઠ. સૌવીર—સિંધદેશ. ગાંધાર— કંદહાર. મગધ—બાહાર. ગજપુર—હસ્તિનાપુર. શક્રપ્રસ્થ—ઈંદ્રપ્રસ્થ. મધુપુર—મથુરા. નાટક ( ગર્ભાંક ) જોવાથી દેવનું કષ્ટ નિવારણ કરવા જવાની થઇ આવેલી ઉત્કંઠાને મંદ કરવાને તથા પારિજાતનો પ્રસંગ આણવાને કવિએ અહીં પ્રકરી રૂપ વસ્તુ વર્ણીને ઈતિવૃત્તનો વિસ્તાર કર્યો છે.

( બ ) અલ્યા, તું મને ક્યાં લેઇ જાય છે ? મુજને આ નગરીનો નાથ દેખાય એમ કેમ નથી કરતો ?

**કૃષ્ણદેવ**—( વ્રજના જનને ઓળખી ) વયસ્ય વશલા ! અહીં આવ્ય, અહીં આવ્ય. આ હું અહીં બેઠો છું.

**વશલો**—( નિહાળી જોયા પછે ) આહા ! નંદકનઇ ! તમિ તો મોટેરી નયરીના નાહ થ્યા, પછઇ અમઇ કિમઇ કરઇ ઉલખઇ ? નંદક-નઇ ! રાધઇ ઇ અપ્પઇ. ( એમ કહી કરમાં પ્રેમપત્ર આપેછે ). ( મ )

**કૃષ્ણદેવ**—( પ્રેમપત્રિકાને હૃદયસરશી દાબી ) કેમ વશલા ! વ્રજમાં નંદ, ઉપનંદ, યશોદામાતા અને રાધિકા આદિક સર્વે કુશળ તો છેને.

**વશલો**—નંદકનઇ ! ઇ હઇ અવ્વઇ અનઇ રૂડઇ રઇ વદ્ધઇ તિ કિમઇ સુણઇ ? ( મ )

**કૃષ્ણદેવ**—વારૂ ભાઇ હું ત્યાં આવી સર્વેને સુખી કરીશ. પણ તું હમણા તો આ દ્વારપાલક સાથે જઇ સ્નાન ભોજનાદિ કરી સ્વસ્થ થા. અરે દ્વારપાલક ! એ મારો આપ્ત છે માટે એની સારી સંભાવના કરવામાં આવે તેમ કરજે.

**દ્વારપાલક**—વારૂ મહારાજ ! ( કહી તેને લઈ જાય છે ).

**કૃષ્ણદેવ**—હા હૃદય ! તું તો નિષ્ઠુર થઇ ગયું છે કિંતુ તે તારી નિષ્ઠુરતાનો કંઇ પણ વિચાર ન કરતાં વ્રજવનિતા તો તારી કો-મળતાને કમળથી પણ અધિક માન્યા કરે છે. ( પ્રેમપત્રિકા ઉકેલતાં ઘણો ભાગ કોરો જોઇ ) હે હૃદય ! આથી પણ તારે સમજવાનું છે કે તારો ઘણો ભાગ આમ કોરોકટ થઇ પડ્યો છે. ( બે લીટીઓ કાળા રંગે લખેલી જોઇ ) આહા ! હે હૈડા તું સમજ કે જે તારામાં કિંચિત્ રંગાયલું છે

---

( મ ) આહા ! નંદનકનઇ ! તમે તો મોટેરી નગરીના નાથ થયા, પછે અમે કેમ કરી ઓળખીએ ? નંદકનઇ ! રાધાએ આ આપ્યું છે.
( મ ) નંદકનઇ અહીં આવ્યા, અને રૂડેરી વધાઈ તે કેમ સાંભળે ?

તે કૃષ્ણરંગવાળુંજ છે ! ( એમ પોતાના હૃદયને ઠપકો દેઇ પ્રેમપત્રિકા વાંચેછે. ) ( ય )

## ગીતક.

વિદરભ દેશી જાઇ, આદખર લઇ અવિયા;
રહઇ અંતખર રાઇ, કિમઇ ગ્રસઇ નવિ તિ ભિયા. ૭

આહા ! શાં એનાં મૃણાલતંતુવત્ મૃદુવચનો છે. અરે હૃદય ! આમ તારે કમળપર કુઠાર રૂપ ધારણ કરવું ઘટિત નથી. ( વિચાર કરી ) મને કોઇ પણ સમય નિશ્ચિંતિનો મળનાર નથી અને મારાથી જઇ પ્રિયાને પ્રેમાલિંગનદઇ આશ્વાસન કરાવાતું નથી. ત્યારે મારે કેમ કરવું? ( દઢ વિચાર કરી ) અધુનાજ એક બે વાસર વ્રજમાં વાસ કરી આવવો. (એવી ધારણા દઢકરી દ્વારપાલક ! દ્વારપાલક ! કહી તેને બોલાવે છે ). ( ર )

**દ્વારપાલક**—( કને આવી નમન કરી ) દેવશ્રીનો જય જયકાર હો. મહારાજ પરિજનને શી આજ્ઞા છે?

**કૃષ્ણદેવ**—જા જઇ દારૂકને સત્વર બોલાવી લાવ. ( લ )

---

( ય ) નિષ્ઠુર—ક્રૂર. કોરોકટ—સ્નેહ વગરનો. ૭ ગીતક—પ્રાકૃતભાષાનો સોરઠો. વિદર્ભદેશમાં જઇને આદ્યક્ષર લેઈ આવ્યા; હે રાય ! હવે અંત્ય અક્ષર રહ્યો, તે હે ભિયા ! તમે કેમ ગ્રસતા નથી ? અર્થાત્ ‘ રાધી ’ તમને પ્રથમ વાહાલી હતી. પણ તેના નામનો પ્રથમ અક્ષર ( રા–લક્ષ્મી ) તો તમે વિદર્ભ દેશ જઇને લેઇ આવ્યા ( રૂકિમણી લક્ષ્મીનો અવતાર છે, એ પુરાણોમાં પ્રસિદ્ધ છે ). હવે તેનો અંત્ય અક્ષર ધી ( બુધ્ધિ ) રહ્યો છે તેને કેમ ગ્રહણ કરતા નથી ?. અર્થાત્ વિચારશૂન્ય થઇ અમને સંભારતા કેમ નથી ?

( ર ) મૃણાલતંતુવત્—કમળના દાંડાને ભાગતાં જે તાંતણા જણાયછે તેના જેવાં કોમળ અને સ્નેહવાળાં. મૃદુ—કોમળ. કુઠાર—કોહોવાડો. વાસર—દિવસ. ( લ ) દારૂકને—દારૂક નામના સારથીને.

**દ્વારપાલક**—જેવી દેવશ્રીની આજ્ઞા. ( એટલું કહી ઉતાવળે ચાલ્યો જાય છે ).

**કૃષ્ણદેવ**—આહા ! રાધીનો અપૂર્વ પ્રેમ તે રાધીમાંજ બિરાજે છે:—

### શ્લોક.

અનુદિન અજયા ધારી, મારા ઉપર અખંડ આરાધી;
પદ્મિની સવિતા પ્રત્યે, નિઃસ્નેહી છે પ્રચંડ આ રાધી ! ૭

( એવે દારૂક પ્રવેશ કરેછે )

**દારૂક**—( નમન કરી ) દેવાધિદેવનો જય હો. આયુષ્યમન્ ! મને શી આજ્ઞા છે ? ( व )

**કૃષ્ણદેવ**—હે સૂત ! આપણે કાલે વ્રજભણી જવું છે, માટે તું પ્રાતઃકાલમાં સર્વ સાહિત્યસહ રથ તૈયાર કરી મને વિદિત કરજે.

**દારૂક**—આયુષ્યમન્‌ની આજ્ઞાનુરૂપ હું સર્વ સજ કરી દેવશ્રીને વિદિત કરીશ.

( એવે ઉતાવળે દોડતો દ્વારપાલક પ્રવેશ કરેછે ).

**દ્વારપાલક**—દેવશ્રીનો જય જયકાર હો. મહારાજ અંતઃપુરપાલિકાએ કહ્યું છે કે આવેલા અતિથિનું દેવાધિદેવના કહ્યા પ્રમાણે સર્વ આતિથ્ય કર્યું છે. ( એ સંદેશો શ્રવણ કરી કૃષ્ણદેવ આવેલા આહીરને ભેટી જાતે મળવા જાય છે અને સૂત પોતાના મંદિર ભણી ચાલ્યો જાય છે ). ( श )

---

૭. શ્લોક—ગીતિ. અજયા—માયા. જેમ પદ્મિની ( કમળ ) સવિતા પ્રત્યે પ્રીતિ રાખેછે તેમ, મારૂં અખંડ આરાધન કરીને મારા ઉપર રાધીએ અનુદિન માયા ધારી ( રાખી ) છે; પણ હે રાધી ! આ ( હું કૃષ્ણ ) જન તો પ્રચંડ ( ઘણોજ ) નિઃસ્નેહી છે.

( व ) આયુષ્મન્—સારથિએ રથીને કરવાનું સંબોધન. ( श )અંતઃપુરપાલિકા—અંતઃપુરનું રક્ષણ કરનારી મુખ્ય દાસી.

**કૃષ્ણદેવ**—અહો દ્વારપાલક ! તે આવેલા આહીર અતિથિનું વિશ્રામસ્થાન મને બતાવ્ય.

**દ્વારપાલક**—દેવ આણીપા, આણીપા, ( એમ માર્ગ જોતદેવ દ્વારપાલક સાથે ચાલ્યા જાયછે ).

( વીણા વગાડતા નારદ મુનિ પ્રવેશ કરેછે ).

**નારદ**—અરે શું આશ્ચર્ય કે વાસુદેવ નથી સત્યભામાને મંદિર કે નથી રૂક્મિણીને ત્યાં. મેં રાજસભા, વાસુદેવગૃહ અને સંકર્ષણસદ્મમાં શોધ કરી તથાપિ ત્રીકમની ભાળ મળી નહિ. જે કાર્ય નટ રૂપ ધારી સાવિત્રી, પાર્વતી, બૃહસ્પતિ, તારા, શક્ર, શચી અને યમાદિ દેવો ન કરી શકયા તે કાર્ય કરવા હું પ્રવૃત્ત થયો ! અરે આ તે કેવા અજન્યમાં હું અહીં આવ્યો કે દામોદરનાં દર્શનજ થતાં નથી. ( એવે આવતા દ્વારપાલકને જોઇ ) અહો દ્વારપાલક ! અધુના તમારા દેવ કયાં બિરાજેછે ? (ष)

**દ્વારપાલક**—( નમન કરી ) ભગવંત બ્રહ્મકુમાર ! દેવશ્રી વ્રજથી આવેલા અતિથિ કને અતિથિસત્કારસ્થાનમાં પધાર્યા છે. દેવર્ષિને ત્યાં જવાની ઇચ્છા હોય તો હું સાથે આવું.

---

(ष) સંકર્ષણસદ્મ—બળરામનું ઘર. નટરૂપધારી—ગર્ભાંકમાં—નાટક કરનારાં પાત્ર ઓળખાવનારું આ વાકય છે. સાવિત્રીએ દિતિનો અને પાર્વતીએ અદિતિનો વેશ લીધો હતો. બૃહસ્પતિ, તારા, શક્ર, અને શચી, તો તેઓ પોતેજ થયાં હતાં; યમાદિ દેવોએ ભૌમાસુરાદિનો વેષ લીધો હતો. એમ નારદવચનદ્વારા કવિ સૂચન કરી જાય છે ' કાર્ય કરવા હું પ્રવૃત્ત થયો, —અર્થાત્ તે કાર્ય સાધવાને હું પુષ્પ લેઈ સત્યભામાનો રોષ ઉત્પન્ન કરવા આવ્યોછું, એવી રીતે પ્રથમ અત્યંત ગૂઢ રાખેલા બીજનો લગાર વિસ્તાર કરી બતાવ્યો છે, માટે મુખસંધિનું પરિકર નામે અંગ વર્ણાયું છે. અજન્યમાં—અપશુકનમાં.

**નારદ**—હા, મારે ત્યાં જઇ ત્રીકમને મળવાની વાંચ્છના છે, માટે તું મને ત્યાં લઇ ચાલ્ય. ( પછે આશ્ચર્યપામી દ્વારપાલક ન સાંભળે તેમ ) અહા ! શા ત્રિદશો ત્રિકાળદર્શી હોય છે ! મને શક્રે પ્રથમજ કહ્યું હતું કે અમે સર્વેએ મળી અદિતિકુંડલાહરણનો કરૂણમય પ્રયોગ કરી બતાવ્યો તેમાં દયાળનું માનસ દયાર્દ્ર ભાવવાળું થયું તથાપિ અંજસા કોઇ વ્રજઆહીર આવ્યો તેણે કરી અવિનાશી પૂર્વ અજયાના આવરણમાં આવી પડયા, માટે તમે જઇ તેમને સુરકષ્ટનું સૂચન કરી જેમ ભૌમાસુરનો વધ સત્વર થાય તેમ કરો. ( એવે અતિથિસત્કારસ્થાન નિકટ આવ પહોચે છે અને ત્યાં કૃષ્ણદેવ તથા વશલા આહીરને વાતો કરતાં જુએછે ).( स )

**કૃષ્ણદેવ**—( નારદને જોઇ ઊભા થઈ નમન કરેછે ) અહો ભગવંત. પધારો ! પધારો ! ( એમ કહી આસન પર બેસાડે છે ).

**દ્વારપાલક**—( નમન કરી ) દેવશ્રી ! આ બ્રહ્મર્ષિનું પૂજન કરવા અંતઃપુરપાલિકાએ અર્ઘપાદ્યાદિક આણ્યાં છે.

**કૃષ્ણદેવ**—( તે સર્વ સાહિત્ય લઇ મુનિનું પૂજન કરે છે ) ભગવત ! આજ મારૂં ધન્યભાગ્ય કે પ્રભુએ મને પાવન કર્યો ! કહો મહારાજ ! શી આજ્ઞા છે?

**નારદ**—( પુષ્પ બતાવી ) અહો વાસુદેવ ! આ પારિજાતક પુષ્પ હું અકુંઠધિષ્ણ્યમાંથી લાવ્યો'તો તે તમને આપવાની ઇચ્છાથી મારૂં અહીં આગમ થયું છે. ( એટલું કહી પુષ્પ આપી ચાલ્યા જાય છે અને કૃષ્ણાદિક તેમને જતા જોઇ નમન કરે છે ). ( ह )

---

( स ) દયાળનું—કૃષ્ણનું. માનસ—મન. દયાર્દ્ર ભાવવાળું—દયાવડે પીગળેલું. અંજસા—ઉતાવળો; તરતજ. પૂર્વઅજયાના—પૂર્વની માયાના. આવરણમાં—આચ્છાદનમાં. કાર્ય સિદ્ધિ થવા માટે નારદની યોજના કરીછે માટે સુખ સંધિનું **યુક્તિ** નામે અંગ વર્ણાયું છે. ( ह ) અકુંઠધિષ્ણ્યમાંથી —સ્વર્ગમાંથી. આગમ—આગમન.

**કૃષ્ણદેવ**—( પુષ્પપરિમળે કામાતુર થવાથી ) અહો વયસ્ય ! હવે તું સુખે શયન કરચ. આપણે અવશ્ય પ્રાતઃકાલે વેહેલા ઊઠી વ્રજ ભણી સિધારીશું. ( એટલું બોલી કૃષ્ણદેવ સત્યભામાના મંદિર ભણી જાય છે અને આહીર વૈભવ જોઇ વિસ્મય થતો શયનગૃહમાં જઇ સૂઇ જાય છે ).

( સત્યભામાના મંદિરભણી જવાનો માર્ગ રોકી ઊભેલી રૂકિમણી પ્રવેશ કરે છે. )

**રૂક્મિણી**—અરે આર્યપુત્રને આટલી બધી વાર કેમ લાગી હશે ? પ્રભુ કોઇ બીજે માર્ગે તો નહિ ગયા હોય ! કે મને નારદ મહર્ષિ પારિજાતક પુષ્પ આપ્યાની ખોટી વાત તો નહિ કહી ગયા હોય ! અ-થવા હું, દેવર્ષિ જવાની ઉતાવળમાં જે બોલતા હતા તેથી કંઇનું કંઇ તો નહિ સમજી હોઉં ? હશે જેમ આટલું તેમ તેટલું; હવે થોડી વાર વાટ જોઇ પછેજ જઇ શયન કરૂં. આજ પ્રભુ મારે ત્યાં ક્યાં પધારવાના છે કે મારાથી મંદિર મૂકી ખસાય નહિ ? ( એવે વેગળેથી કૃષ્ણદેવને આવતા જોઇ ) હાં હાં ઠીક, આવ્યા તો ખરા ! સાક્ષાત્ નારદ જેવા દેવર્ષિ તે મને ખોટું શાકાજે કહે ? ( એવે કૃષ્ણદેવ કને આવી પહોચે છે અને રૂકિમણીને જોઈ ચકિત થાય છે ). ( का )

**કૃષ્ણદેવ**—( સઆશ્ચર્ય ) અહો દેવિ ! તમે અત્યારે અહીં ક્યાંથી ?

**રૂક્મિણી**—જ્યારે આર્યપુત્ર "નવું નવ દહાડા" એ નહિ ભૂલે, ત્યારે અહીં તો શું પણ જહીં જહીં દેવ જશે તહીં તહીં ગયા વગર ક્યાં છૂટકો થવાનો છે?

---

( का ) રૂકિમણીનાં વાક્યો પરથી કવિએ સૂચવ્યું છે કે નારદમુનિ કૃષ્ણને પુષ્પ આપી રૂકિમણીને કહેતા ગયા છે કે હું પારિજાતક પુષ્પ કૃષ્ણ-ને આપી આવ્યોછું, પણ તે તમને ન આપતાં સત્યભામાને આપશે, ઈ૰. અને તેથીજ સત્યભામાના મંદિર ભણી જવાનો માર્ગ રોકીને રૂકિમણી ઊભી રહી હતી.

**કૃષ્ણદેવ**—( હાથ ઝાલી ) પ્રિયા ! હું તો ઉભય ચક્ષુએ સમાન જોનાર જેવા હોય તેમાંનો એક છું. તમે અત્યારે અહીં આવીન ઊભાં રહ્યાં હોત તોપણ હું તો તમારે મંદિર આવનારજ હતો.

**રૂક્મિણી**—આર્યપુત્રને એક આંખે જોનાર તે કેમ કહેવાય ! મહારાજ એટલી સફાઇ કરોછો ત્યારે કહો જોઇએ કે જો મારે ત્યાં પધારવાના હતા, તો આ અવળે માર્ગે આવવાનું શું પ્રયોજન હતું ? ( ખા )

**કૃષ્ણદેવ**—પ્રિયતમા ! મારાં શસ્ત્રાસ્ત્ર મૂકવાનું મંદિર અહીં છે તેનોય જો તું વિચાર નથી કરતી તો પછે હવે મારે તને શું કહેવું ?

**રૂક્મિણી**—આર્યપુત્ર ! "હોઠ સાજા તો ઉત્તર ઝાઝા" એ વાળી વાત છે. ( કૃષ્ણદેવનો હાથ ઝાલી ) મહારાજ તમે જીત્યા અને મારે મંદિર પધારતા'તા તે મેં જાણ્યું, જો એમજ હોય તો ચાલો મારી સાથે જોઇએ ?

**કૃષ્ણદેવ**—હા હા, ત્યારે હું શું અસત્ય વદું છું ! આ શસ્ત્રાસ્ત્ર મૂકી જાવ તમારી પાછળજ આવું છું; અથવા વિશ્વાસ ન આવતો હોય તો તમે મારી સાથે આવો એટલે આપણે બેય જણ સાથે જઇએ.

**રૂક્મિણી**—આર્યપુત્ર ! આપને વિશ્વાસે તો વિદર્ભથી અહીં-લગી આવ્યાં છીએ અને તે ન આવતો હોય એમ કેમ કહી શકાય ? પણ મહારાજ, એ બોલેલી વાત સાચી કરવાની ભાંજગડ પડી મૂકી જેમ વારંવાર શસ્ત્રાસ્ત્ર સજી મારે મંદિર પધારો છો તેમજ આ અવસરે પણ પધારો, એટલે હું મારૂં ધન્ય ભાગ્ય માનીશ.

**કૃષ્ણદેવ**—વારૂ ત્યારે એમ કરો; અમારે ક્યારે કોઇએ વાતની ના છે ? ( એટલું કહી રૂક્મિણીનો હાથ ઝાલી કૃષ્ણદેવ ચાલ્યા જાય છે ).

---

( ખા ) અહીં સ્નેહભરેલાં વાક્યથી રૂક્મિણી પોતાનો અર્થ સાધી લે છે માટે **અનુનય** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

**કૃષ્ણદેવ**—( પુષ્પપરિમળે કામાતુર થવાથી ) અહો વયસ્ય ! હવે તું સુખે શયન કરચ. આપણે અવશ્ય પ્રાતઃકાલે વેહેલા ઊઠી વ્રજ ભણી સિધારીશું. ( એટલું બોલી કૃષ્ણદેવ સત્યભામાના મંદિર ભણી જાય છે અને આહીર વૈભવ જોઇ વિસ્મય થતો શયનગૃહમાં જઇ સૂઇ જાય છે ).

( સત્યભામાના મંદિરભણી જવાનો માર્ગ રોકી ઊભેલી રૂક્મિણી પ્રવેશ કરે છે. )

**રૂક્મિણી**—અરે આર્યપુત્રને આટલી બધી વાર કેમ લાગી હશે ? પ્રભુ કોઇ બીજે માર્ગે તો નહિ ગયા હોય ! કે મને નારદ મહર્ષિ પારિજાતક પુષ્પ આપ્યાની ખોટી વાત તો નહિ કહી ગયા હોય ! અથવા હું, દેવર્ષિ જવાની ઉતાવળમાં જે બોલતા હતા તેથી કંઇનું કંઇ તો નહિ સમજી હોઉં ? હશે જેમ આટલું તેમ તેટલું; હવે થોડી વાર વાટ જોઇ પછેજ જઇ શયન કરૂં. આજ પ્રભુ મારે ત્યાં ક્યાં પધારવાના છે કે મારાથી મંદિર મૂકી ખસાય નહિ ? ( એવે વેગળેથી કૃષ્ણદેવને આવતા જોઇ ) હાં હાં ઠીક, આવ્યા તો ખરા ! સાક્ષાત્ નારદ જેવા દેવર્ષિ તે મને ખોટું શાકાજે કહે ? ( એવે કૃષ્ણદેવ કને આવી પહોચે છે અને રૂક્મિણીને જોઈ ચકિત થાય છે ). ( का )

**કૃષ્ણદેવ**—( સઆશ્ચર્ય ) અહો દેવિ ! તમે અત્યારે અહીં ક્યાંથી ?

**રૂક્મિણી**—જ્યારે આર્યપુત્ર "નવું નવ દહાડા" એ નહિ ભૂલે, ત્યારે અહીં તો શું પણ જહીં જહીં દેવ જશે તહીં તહીં ગયા વગર ક્યાં છૂટકો થવાનો છે?

---

( का ) રૂક્મિણીનાં વાક્યો પરથી કવિએ સૂચવ્યું છે કે નારદમુનિ કૃષ્ણને પુષ્પ આપી રૂક્મિણીને કહેતા ગયા છે કે હું પારિજાતક પુષ્પ કૃષ્ણને આપી આવ્યોછું, પણ તે તમને ન આપતાં સત્યભામાને આપશે, ઇ૦. અને તેથીજ સત્યભામાના મંદિર ભણી જવાનો માર્ગ રોકીને રૂક્મિણી ઊભી રહી હતી.

કૃષ્ણદેવ—( હાથ ઝાલી ) પ્રિયા ! હું તો ઉભય ચક્ષુએ સમાન જોનાર જેવાં હોય તેમાંનો એક છું. તમે અત્યારે અહીં આવીને ઊભાં રહ્યાં હોત તોપણ હું તો તમારે મંદિર આવનારજ હતો.

રૂક્મિણી—આર્યપુત્રને એક આંખે જોનાર તે કેમ કહેવાય! મહારાજ એટલી સફાઇ કરોછો ત્યારે કહો જોઇએ કે જો મારે ત્યાં પધારવાના હતા, તો આ અવળે માર્ગે આવવાનું શું પ્રયોજન હતું ? ( ત્ર )

કૃષ્ણદેવ—પ્રિયતમા ! મારાં શસ્ત્રાસ્ત્ર મૂકવાનું મંદિર અહીં છે તેનોય જો તું વિચાર નથી કરતી તો પછે હવે મારે તને શું કહેવું ?

રૂક્મિણી—આર્યપુત્ર ! "હોઠ સાજા તો ઉત્તર ઝાઝા" એ વાળી વાત છે. ( કૃષ્ણદેવનો હાથ ઝાલી ) મહારાજ તમે જીત્યા અને મારે મંદિર પધારતા'તા તે મેં જાણ્યું, જો એમજ હોય તો ચાલો મારી સાથે જોઇએ ?

કૃષ્ણદેવ—હા હા, ત્યારે હું શું અસત્ય વદું છું ! આ શસ્ત્રાસ્ત્ર મૂકી જાવ તમારી પાછળજ આવું છું; અથવા વિશ્વાસ ન આવતો હોય તો તમે મારી સાથે આવો એટલે આપણે બેય જણ સાથે જઇએ.

રૂક્મિણી—આર્યપુત્ર ! આપને વિશ્વાસે તો વિદર્ભથી અહીં લગી આવ્યાં છીએ અને તે ન આવતો હોય એમ કેમ કહી શકાય ? પણ મહારાજ, એ બોલેલી વાત સાચી કરવાની ભાંજગડ પડી મૂકી જેમ વારંવાર શાસ્ત્રાસ્ત્ર સજી મારે મંદિર પધારો છો તેમજ આ અવસરે પણ પધારો, એટલે હું મારૂં ધન્ય ભાગ્ય માનીશ.

કૃષ્ણદેવ—વારૂ ત્યારે એમ કરો; અમારે ક્યારે કોઇએ વાતની ના છે ? ( એટલું કહી રૂકિમણીનો હાથ ઝાલી કૃષ્ણદેવ ચાલ્યા જાય છે ).

---

( ત્ર ) અહીં સ્નેહભરેલાં વાક્યથી રૂકિમણી પોતાનો અર્થ સાધી લે છે માટે **અનુનય** નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

( સત્યભામા અને નાગરિકા પ્રવેશ કરેછે ).

**સત્યભામા**—હલા નાગરિકે ! આજ આર્યપુત્રને આવતાં કેમ વાર લાગી હશે ? કંઇ બીજે તો નહિ ચઢી ગયા હોય ! પણ સખિ ! મારી તો ખાતરી છે કે પ્રિયતમની મારાપર જે પ્રીતિ છે તે બીજા કોઇ પર કયારેય થવાની નથી ! જા જા સખિ ! તું થોડેક લગી જઇ જો. હવે તો આવવાની વેળા થઇ છે. ( ગા )

**નાગરિકા**—એમ "ઉતાવળે આંબા તે શી રીતે પાકે"? જો તારા મનથી તને દેવ અહીંજ પધારશે એવી ખાતરી છે, તો પછે આમ અધીરી શાકાજે થાયછે ?

( એવે વિધિ હર વિષ્ણુ, વિધિ હર વિષ્ણુ, એમ બોલતા અને વીણા વગાડતા નારદ મુનિ પ્રવેશ કરે છે ).

**સત્યભામા**— ( નારદને જોઈ સઆશ્ચર્ય ) અહો ભગવંત ! આજ મારા પર આટલી મોડી રાતે કૃપા કરી ! પ્રભુ ! પધારો પધરો; ( એવે નાગરિકા પૂજાદિકનું સાહિત્ય લાવેછે, અને સત્યભામા મુનિનું પૂજન કરે છે ).

**નારદ**—વત્સા સત્યભામા ! હું પારિજાતકનું પુષ્પ કૃષ્ણદેવને આપી જતો હતો, તેવામાં મેં તારા અંતરના વિચાર જાણ્યા જેથી કરી મને અતિશે અનુકંપા ઉત્પન્ન થઇ આવી કે હું સત્વર અહીં આવ્યો. ( ઘા )

**સત્યભામા**—ભગવંત ! મારે વિષે શી દયા આવી તે કહો જોઇએ !

---

( ગા ) સત્યભામાના વચનપરથી તેનું **સ્વાધીનપતિકા**પણું વર્ણાવ્યું છે. ( ઘા ) અંતરના વિચાર—કૃષ્ણ આવવાની ઉત્કંઠાવાળી તારી વૃત્તિ. અનુકંપા—દયા.

**નારદ**—ન કહેવું એજ ઠીક. વારૂં વત્સા! બેશ હવે હું સ્વર્ગપ્રતિ ગમન કરૂંછું.

**સત્યભામા**—ના ના ભગવંત! કહો કહો; મને મારી સખી નાગરિકાએ કહ્યું છે અને પ્રદ્યુમ્નકુમારની ઓળખાણ પાડી છે કે એ તો ત્રૈણે કાળના જ્ઞાનવાળા છે. (જ્ઞા)

**નારદ**—જો તને તારી સખીએ એમ સમજાવ્યું છે તો હું કહુંછું તે સત્ય માન્ય કે તારા પર વાસુદેવની પ્રીતિ રૂક્મિણી જેટલી નથી.

**સત્યભામા**—ભગવંત! મારી સખીએ મને એમ પણ કહ્યું છે કે પ્રદ્યુમ્નકુમાર તો "સોનાં ભંગાવે અને સોનાં મંડાવે" તેવા છે. પણ પ્રભુ! મારે વિષે તમને દયા કેમ આવી તે તો કહો. એનું તો જેમ થવાનું હશે તેમ થશે.

**નારદ**—તો પછે અમારે કહેવાનું શું છે? વારૂ ગમે તેમ થાવ અમારે શું લેવું કે દેવું છે? પણ શ્રવણ કરચ; જો તું વાસુદેવ તારા પર પ્રેમ રાખનારા છે એમ માને છે તો સ્વર્ગનું જે મહાસુખકર પારિજાતક પુષ્પ તે તને કેમ ન આપ્યું? (ચા)

**સત્યભામા**—ભગવંત! હમણા આર્યપુત્ર પધારી તે મનેજ આપશે.

**નારદ**—(હાસ્યપૂર્વક) અબલાની જાતિ આવીજ ભોળી હોયછે. વાસુદેવ તો રૂક્મિણીને ત્યાં પધારી તેને પારિજાતકનું પુષ્પ આપી વિહાર કરેછે, અને તું તેની આશા રાખી આમ અફળાયછે! વારૂ વ-

---

(જ્ઞા) ઓળખાણ પાડી છે—અર્થાત્ મેં પૂર્વે આપની અવજ્ઞા કરી હતી તે માત્ર મારૂં અજ્ઞાનજ હતું માટે તે વિષે કાંઇ વિચાર કરશો નહિ.

(ચા) પાછળ વર્ણાયલા રોષબીજનું નિશ્ચયપૂર્વક કથન કર્યું છે માટે **પરિન્યાસ** નામે સુખસંધિનું અંગ વર્ણાયું છે.

ત્સા ! તારૂં કલ્યાણ થાવ. ( એટલું કહી બેસો બેસો કહ્યા સતે નારદમુનિ ચાલ્યા જાયછે. )

**સત્યભામા**—( નિઃશ્વાસ નાખી ) હલા નાગરિકે ! મને નારદજીનું સર્વે કહેવું સાચેસાચું લાગે છે. જો એમ હોય તો આર્યપુત્ર જેવા કોઇ સ્વાર્થી ન કહેવાય, એટલુંજ નહિ પણ બોલવું કંઇ અને કરવું કંઇ એમાંના પણ ગણાય. પણ સખિ ! નારદમુનિની વાત સાચી હશે કે જૂઠી ? આર્યપુત્ર જે મારા પર પ્રીતિ રાખે છે તેથી એ વાત મને સાચી હોય એમ લાગતું નથી. કંઇ બીજા કામમાં એ ગુંચાઇ પડ્યા હશે માટે આવતાં વાર લાગી અને નારદમુનિએ એમ ધાર્યું હશે કે વગર પૈસાની લડાઇ જોવાનો આ ઠીક લાગ છે ! મને એ બ્રહ્મપુત્રના સ્વભાવ વિષે આર્યપુત્રે રજેરજની સમજણ પાડી મૂકી છે. ( છા )

**નાગરિકા**—વયસ્યા ! બ્રહ્મકુમાર આવી ખોટી વાત કરે નહિ. ( ज्ञा )

**સત્યભામા**—( સકોપ ) શું ત્યારે એમ હશે ? તને વળી પૂછીએઠીએ ત્યારે તું તો છેકજ ડાહી થઇ બેસે છે. ( જ્ઞા )

**નાગરિકા**—બેન, મારે શું ? ત્યારે તું કે'છે તેમ હશે !

**સત્યભામા**—( વિચાર કરી ) હલા નાગરિકે ! જો તું મારી

---

( છા ) સત્યભામાના જાણવામાં હજી ખરો ભેદ આવ્યો નથી, માટે તેનાં નિશ્ચય વિનાનાં વાક્ય વર્ણીને કવિએ **સંશય** નામે નાટ્યલક્ષણ વર્ણ્યું છે.

( ज्ञा ) ચાલતી વાત પરથી નાગરિકાએ તર્ક કર્યો છે માટે **તુલ્યતર્ક** નામે નાટ્યલક્ષણ.

( જ્ઞા ) સત્યભામાના કોપબીજનો અહીં નિક્ષેપ કર્યો છે માટે ઉપક્ષેપ નામે મુખસંધિનું અંગ.

સાથે આવે તો આપણે ત્યાં જઇ જેમ કોઇ ન જાણે તેમ જોઇ આ-વીએ. ( ञा )

**નાગરિકા**—આપણે જોવા જઇએ અને દેવ અહીં આવે તો ?

**સત્યભામા**—ઓહો ! એના તો ઉત્તર અનેક છે; પણ જવું તો ખરૂં. ચાલ્ય ચાલ્ય, તું વહેલી ચાલ્ય. અલિ વાહ રે ! કેટલીક વાર ? તુંય "ટાઢી પથરા જેવી" દેખાય છેને શું ? ( એવે નાગરિકા તૈયાર થઇ આવે છે અને બંને જણીઓ જોવા જાય છે. )

( સુખાસન પર બિરાજેલા કૃષ્ણદેવ તથા રૂકિમણી પ્રવેશ કરે છે ).

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હવે તો તારા મનનું સમાધાન થયુંકની કે મારા જેવો કોઇ સીધો માણસ નથી !

**રૂક્મિણી**—આર્યપુત્ર ! મારા મનનું તો સમાધાન થયલુંજ છે. પણ પ્રભુ ! આ મહામોહકારક અને કોઇ વાર અનુભવમાં નહિ આં-વેલી એવી સુગંધ ક્યાંથી આવતી હશે ?

**કૃષ્ણદેવ**—( ગજવામાંના પુષ્પને સંભાળી જોઇ) પ્રિયા ! આ કનેની વાટિકામધ્યેથી સર્વ સુવાસિત સુમનોની સુગંધ ભેગી થઇ આવ-તી હશે. ( टा )

**રૂક્મિણી**—આર્યપુત્ર ! સવારે, સાંજે અને રાતે મેં જોયું છે, પણ આવી સુગંધ કોઇ દહાડોય આવતી કેમ મને જણાઇ નથી ?

**કૃષ્ણદેવ**—પ્રિયા ! તારી શંકા સત્ય છે; કિંતુ આવો સુગંધ તો અત્યારેજ આવે:—

**શ્લોક.**

પ્રાતઃકાળ વિષે દ્વિરેફ અતિશે, લોભી થઇ લાગતા,

---

( ञा ) કાર્યસિદ્ધિ થવામાટે યોજના કરી છે માટે યુક્તિ નામે મુખ-સંધિનું અંગ. ( टा ) સુમનોની—પુષ્પોની.

સાયંકાળ થયે સમૂહ ફરતા, પુષ્પો કને માગતા;
લેતા તે મકરંદ ચૂશી ચપશી, ગ્રે'તા સુગંધી સદા,
રાત્રીએ નવ જાણ થાય તમને, વે'લાં સૂઓ સર્વદા. ૮

**રૂક્મિણી**—( ઉંચો શ્વાસ લઇ ) પણ આર્યપુત્ર જાણે તમારી કનેથીજ મોહક સુવાસ આવતો હોય એમ મને લાગે છે.

**કૃષ્ણદેવ**—અહો પ્રિયા ! હવે મને અનુત્તમ સુગંધ આવવાનું કારણ સમજાયું.

શ્લોક.

સુગંધીવાળો મેં, અતિ અરગજા અંગ ધરિયો,
પ્રિયા તારે કાજે, મૃગમદતણો વાસ ભરિયો;
ઘણાં પુષ્પો પે'ર્યાં, તિલક તરૂણી તેવું કરિયું,
રીઝાવા એ સર્વે, થઇ ખુશી સતી, કાર્ય સરિયું ! ૯

**રૂક્મિણી**—( સસ્મિત ) આર્યપુત્ર મને રીઝાવા માટે આટલું-બધું કરે છે તો પછે તે કોઇ બીજાને કાજે બાકી રાખશે કે નહિ ? ( કૃષ્ણ ન સાંભળે તેમ ) "કાગડો કામઠીને ધીરે" એમ લાગતું નથી. જો

---

૮ શ્લોક— શાર્દૂલવિક્રીડિત. દ્વિરેફ—ભમરા. સવારે અને સાંજે વાડીનાં પુષ્પોનો મકરંદ ભમરા ચૂશી લેછે તેથી સુવાસ આવતો નથી, અને રાત્રે તો તમે સદા વેહેલાં સૂઇ જાઓ છો માટે સુવાસ તમને જણાતો નથી; આજ અત્યાર સુધી જાગ્યાં ત્યારે તે સુવાસ તમે જાણ્યો. સુગંધ વાડીમાંથીજ આવેછે એમ સિધ્ધ કરવાને ભમરા વગેરેનાં કારણો બતાવી આપ્યાં છે માટે ઉપપત્તિ નામે નાટ્યાલંકાર.

૯ શ્લોક—શિખરિણી. તેવું—સુગંધીવાળું. રીઝાવા ઇ૦—તને રીઝાવવાને એ સઘળું મેં કર્યું હતું; અને હવે તેથી સતી ( તું ) ખુશી થઇ છે માટે મારૂં કાર્ય ( રીઝાવવા રૂપ ) સર્યું છે, ઉપપત્તિ નામે નાટ્યાલંકાર.

કંઈ પાશ ગોઠવાય તોજ તે તેમાં પેસે કે નય પેસે. ( વિચાર કરી ) પણ લાવ્યને આમ તો કરી જોઉં. ( ઠા )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! આમ વિધિનિષેધ શા કર્યા કરેછે ? ( એટલું કહી કને જઈ આલિંગન દેછે).

**રૂક્મિણી**—( કિંચિત્ આઘી ખશી સકોપ ) ખસો ખસો, આર્ય-પુત્ર ! તમે તમારે ઢંગે રહો; અમારા સુધી એમાંનું કાંઇએ હોય નહિ.

**કૃષ્ણદેવ**—( કંઠે કર ભરાવી ) પ્રિયા ! તું જે કહે તે હું તારૂં પ્રિય કરૂં, કિંતુ તારા જેવીએ આમ મારો તિરસ્કાર કરવો ઘટે નહિ.

**રૂક્મિણી**—( નિઃશ્વાસ નાખી ) દેવ અમારૂં પ્રિય તમે કરશો ત્યારે આમનો સૂર્ય આમ નહિ ઉગે ! ( સજળ નેત્ર ) પ્રભુ એ દહાડા તો અમારે જતાજ રહ્યા !

**કૃષ્ણદેવ**—પ્રિયા ! આમ રંગમાં ભંગ કરતાં હું તને પ્રથમજ નિહાળુંછું. વારૂ જા, તું જે કહે તે મારે તારૂં પ્રિય કરવું; પછે કંઇ છે? ( ઢા )

**રૂક્મિણી**—કર્યું કર્યું !

**કૃષ્ણદેવ**—પણ પ્રિયા તું કહે તો ખરી. બોલ્યા વિના કોઇ દિવસે કાર્ય થવાનું છે ?

**રૂક્મિણી**—જો આર્યપુત્ર ! એમ આગ્રહ કરોછો તો જેમ તમે રાધિકાની વેણી સ્વહસ્તે બાંધતા'તા તેમ મારી આજ ન બાંધો ? મને બહુ બહુ દહાડાથી એ દેવશ્રીને કેવું આવડે છે તે જોવાની હોંસ છે. ( એટલું માગી કૃષ્ણને આલિંગન દેછે ).

---

( ઠા ) રૂક્મિણીનો કાર્ય સાધવાનો નિશ્ચય વર્ણાયો છે માટે **યુક્તિ** નામે નાટ્યાલંકાર.

( ઢા ) કૃષ્ણની કાર્ય કરવાની પ્રતિજ્ઞા વર્ણાય છે માટે **અધ્યવસાય** નામે નાટ્યાલંકાર.

**રૂક્મિણી**—આર્યપુત્ર ! હવે તો એટલાથી પતાવો તો ઠીક; પ્રભુ અતિ જૂઠું બોલ્યે તો આવરદા ઘટે !

**કૃષ્ણદેવ**—હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે એ મેં તારે કાજેજ આણ્યું 'તું. ( એ શબ્દ સાંભળતાં કોઇ ન જાણે તેમ સત્યભામા અને નાગરિકા પ્રવેશ કરે છે ).

**સત્યભામા**—( બીજું કોઇ ન સાંભળે તેમ સકોપ ) હલા નાગરિકે ! આ શઠ સાથે સંબંધ કરાવનાર તુંજ કે ? ( ता )

**રૂક્મિણી**—( સસ્મિત ) આર્યપુત્ર ! સમ ખાઇખાઇને તો તમારૂં પેટ ભરાઈ ગયું હશે !!

**કૃષ્ણદેવ**—જો તને એ મારૂં કહેવું સત્ય નથી લાગતું તો તું કહે તે પ્રકારે હું એ માટે તારી પ્રતીતિ કરી બતાવું !

**સત્યભામા**—અલિ નાગરિકા ! કાન ચોખાળી સાંભળજે !

**રૂક્મિણી**—મારી પ્રતીતિ તો ક્યારે થાય કે જ્યારે દેવ સત્યભામાના સોગન ખાઇ કહે ત્યારે. ( था )

**કૃષ્ણદેવ**—હું સત્રાજિત્સુતાના અને મારી જાતના શપથ ખાઇ કહું છું કે એ પારિજાતકપુષ્પ હું તારે કાજેજ અહીં લાવ્યો'તો, પણ તે ભૂલથાપથી તને આપવું રહી ગયું.

**સત્યભામા**—( સર્વે સાંભળે તેમ મોટેથી ) " ખાવાને જગલો અને કૂટવાને ભગલો !" છે કંઈ લેવા ને દેવા ? સોંઘી ને સફરી સત્રાજિતની સુતા ભલી જડી છે ! પણ હું તો "રગેરગ રઇ ચોપડું" તેવી

---

( ता ) સત્યભામાના ક્રોધબીજનો વિસ્તાર વર્ણવ્યો છે માટે **પરિકર** નામે સુખસંધિનું અંગ.

( था ) સત્યભામાના ક્રોધબીજને ઉત્તેજન મળે એવી રીતે વર્ણન છે માટે **વિલોભન** નામે સુખસંધિનું અંગ.

છું !! ( એ બોલવું સાંભળી કૃષ્ણદેવ તથા રૂક્મિણી બાહેર આવેછે અને તેમને જોઇ સત્યભામા તથા નાગરિકા નાશી જાયછે ). ( દા )

**રૂક્મિણી**—આટલી ભાગી રાતે મારા મંદિર કને એવું બોલનાર કોણ છે ?

**કૃષ્ણદેવ**—પ્રિયા ! અવશ્ય તેનો શોધ કરવો જોઇએ. ( એમ બોલતાં બન્ને જણ જોવા જાયછે ).

## પંચમાંક સમાપ્ત.

---

( દા ) સત્યભામાનું ક્રોધબીજ અત્યાર સુધી ગૂઢ હતું તે ઉઘાડું થયું માટે ઉદ્ભેદ નામે મુખસંધિનું અંગ.

# અંક ૬ ઠ્ઠો.

( શોચ કરતે વેશે શ્રીદામો પ્રવેશ કરે છે ).

**શ્રીદામો**—કાંટા વેરે વિઠલ ને વીણવા મારે. વશલાના વેરી થઇ તેને વિદાય કર્યો. દારૂકને હુકમના તોરમાં દબાવી દઇ રથે જોતરેલા ઘોડા છોડી મૂકાવ્યા. એવાં એક તો શું પણ અનેક કામ કરવા હું તૈયાર છું પણ હજુ મારે વકરાએલી વાઘણ કને જઇ મનાવાનું બાકી રહ્યું છે. દૈવ જાણે ત્યાં તેનો શીકાર હું થઇ પડું છું કે તેને મારો શીકાર કરૂં છું ( એમ વિચાર કરતો સત્યભામાના મંદિર કને આવી પહોચે છે અને તેને ત્યાં રીસાયલે વેશે બેઠેલી નાગરિકા સાથે જુએ છે ). ( અ )

**નાગરિકા**—( શ્રીદામાને આવતો જોઇ ) વયસ્યા ! જો, જો, પેલો આર્યપુત્રનો સંદેશો લઈ આવ્યો હોય એમ જણાય છે.

**સત્યભામા**—( મુખ ફેરવી ) તને ભલા સંદેશા ને સાંઇ સૂઝી રહ્યા છે ! તું તારે જે કરતી હોય તે કરચ.

**શ્રીદામો**—( કને આવી ) કેમ લઘુદેવિ ! તમારે તો કંઇ લડાઈ થયાનું સંભળાય છે ને શું ? તમે તમારા ભોળપણાથીજ ઉજળું એટલું દૂધ દેખી રહ્યાં'તાં.

**સત્યભામા**—( સકોપ ) એવાં અલાવડાં અને મીઠડાં મને

---

( અ ) પાંચમા અંકમાં સત્યભામાના ક્રોધ રૂપ બીજનો નિક્ષેપ કરી અંકસમાપ્તિએ સત્યભામાના વચનદ્વારા તે પ્રકટ કર્યું છે, તથા, તે બોલનાર કોણ ? એવી શંકા ઉઠાવી તે કાંઇક ગુપ્ત પણ રાખ્યું છે, માટે મુખ અને પ્રતિમુખસંધિ એજ અંકમાં વર્ણાઇ ગયા છે. હવે એ કોપને શમાવવા રૂપ કાર્યની વચ્ચે વારંવાર વિઘ્ન ઉપજવાં તથા લાભ મળવો ઇત્યાદિ લક્ષણવાળા ગર્ભસંધિથી આ અંકનો આરંભ થાય છે. શ્રીદામો ઇ૦.

**શ્રીદામો**—મહારાજ ફાંશીએ દેવાને વ્રજનો ગોવાળિયો ઠીક હાથ લાગ્યો છે!

**કૃષ્ણદેવ**—વાહ વાહ! વયસ્ય! એવું શું બોલે છે? તું તો મારા અમાત્યાદિક કરતાં પણ અધિક છે. ( ૬ )

**શ્રીદામો**—મુઆ અધિક ને બધિક; કહાનજી તમે જે કહાવ્યું'તું કે "દેવિ! તમારે કાજે મેં વ્રજમાં જવાનો વિચાર માંડી વાળ્યો છે. તમે રાત્રે દેવીને મંદિર ગુપ્તપણે પધાર્યા અને રીસાઇ નાશી ગયાં તે ઠીક ન કર્યું, તથાપિ અમે તમને ક્ષમા કરીએ છીએ." એમાંનું કશુંએય દેવીએ સાંભળ્યું નથી કે આપણાથી કહેવાયું નથી. ( ૬ )

**કૃષ્ણદેવ**—વયસ્ય! હાસ્ય કરવું જવા દઇ કહે તો ખરો, કે ત્યાં તારા ગયા પછે શું નિપન્યું?

**શ્રીદામો**—મહારાજ મારા સમ ખાઇ કહું છું કે મેં જે કહ્યું તે સહુ સાચેસાચું જ છે.

**કૃષ્ણદેવ**—વયસ્ય! કહીં દે કહી દે, વાર કરીશ મા.

**શ્રીદામો**—( વિચાર કરી ) કહાનજી! તમને તહીં તેડ્યા છે અને મારી સાથે કહાવ્યું છે કે આર્યપુત્રે મને આવડામોટા વાંક માટે ક્ષમા કરી તેથી મારા પર તેમનો પૂર્ણ પ્રેમ છે એમ હું માનું છું. ( કૃષ્ણદેવ ન સાંભળે તેમ ) એમને એજ જોઇએ! નથી મારી વાત માનવામાં આવતી કે નથી મારી દશા જોઇ પરીક્ષા કરતા, તો ભલે ત્યાં જઇ "ઘી કેળાં" જમે!

---

( ૬ ) અમાત્યાદિક—પ્રધાન વગેરે. ( ૬ ) શ્રીદામાએ યથાર્થ અર્થનું કથન કર્યું છે માટે **માર્ગ** નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે.

**કૃષ્ણદેવ**—વયસ્ય ! એણે દેવીને ત્યાં ચાલતી કોઇ મુદ્દાની વાત સાંભળી હશે નહિ. ( ૩ )

**શ્રીદામો**—હા હા એમજ હશે; નીકર એ તો મહા રીસનું જાળું છે.

**કૃષ્ણદેવ**—ના ના, એટલું બધું તો કંઇ નથી. એમની જે રીસ તે કોના પર.

શ્લોક.

ક્રમ જે કૂકડી કૂકડાટ કરે,
થડજોરથકી તર તોર ધરે;
મહિષી થઇ મસ્ત ખિલે ઝઝુમે,
વનિતા વરવા'લવડેજ રૂમે. ૧

**શ્રીદામો**—એ તમારૂં કહેવું ખરૂં, અને એજ ખત્તા ખવડાવનારૂં છે!

**કૃષ્ણદેવ**—અલ્યા ! તારી સાથે કંઇ વાતચીત ન કરી માટે ખત્તા ખવડાવનારૂં કે ?

**શ્રીદામો**—હાસ્તો, બાકી બીજું શું ? ( એવે ત્યાં ઉતાવળી ઉતાવળી નાગરિકા આવેછે. )

**નાગરિકા**—દેવાધિદેવ દેવીના મંદિર સુધી પધારવાની દયા કરે તો ઘણું સારૂં.

**કૃષ્ણદેવ**—નાગરિકા ! જા તું જઇ દેવીને કહે કે મને છત્રધારી

---

( ૩ ) કૃષ્ણનું વિતર્ક ભરેલું વાક્ય વર્ણાયું છે માટે **રૂપ** નામે ગર્ભસંધિનું અંગ વર્ણાયું છે.

૧ શ્લોક—તોટક. તર—સંપૂર્ણ. તોર—જોર-બળ. વનિતા ઇ૦—તેમ વનિતા પણ વર( સ્વામી )ના વહાલવડેજ રૂમે.

મહારાજે કોઈ વિદેશનો પત્ર આવ્યો છે તે કાજે બોલાવ્યો છે, ત્યાં જઇ હું સત્વર આવું છું.

**નાગરિકા**—મહારાજાધિરાજ જરૂર વહેલા પધારશો. ( એટલું કહી ચાલી જાયછે ).

**કૃષ્ણદેવ**—વયસ્ય ! ચાલ્ય આપણે રાજસભામાં જઈએ; પછે મારે પ્રિયા પાસે જવા સત્વર ઊઠવું પડશે.

**શ્રીદામો**—હા હા મહારાજ ! ચાલો ઉતાવળા. જો ત્યાં જતાં વાર લાગી તો પ્રેમને સાટે અપ્રેમ જેવું કંઇક જણાશે. ( એમ વાતો કરતા બંને જણા ચાલ્યા જાયછે. )

( મન સાથે વિચાર કરતી સત્યભામા પ્રવેશ કરે છે. )

**સત્યભામા**—મેં નાગરિકાને આર્યપુત્ર કને મોકલી છે તેણે કરી ત્યાં શ્રીદામાએ જઇ શું કહ્યું અને એ અહીં આજ આવવાના છે કે નહિ એ સર્વે વાત જણાઇ જશે. જો મેં એટલો રૂમાડો ન કર્યો હોત તો સવારમાં ઊઠી એ ક્યારનાય વ્રજમાં ચાલ્યા ગયા હોત. જો મેં શ્રીદામા સાથે હશી ખુશી વાત કરી હોત તો મને ખોટું લાગ્યું છે કે નહિ તે દેવ શી રીતે જાણી શકત ? એવે ( ત્યાં નાગરિકા આવી ઊભી રહે છે ). ( क )

**નાગરિકા**—સખિ ! તારી ધારણા રજેરજ ખરી પડ્યા જેવી લાગે છે. હું તો જાણતી'તી કે તેં ગોપબંધુનાં છોડાં પાડ્યાં તેણે કરી દેવને માઠું લાગશે, પણ દેવના બોલવા ચાલવા પરથી મને એમ જણાયું કે શ્રીદામાની કંઇએ વાત તેમણે સાચીજ માની નથી !

**સત્યભામા**—હલા નાગરિકે ! પણ મેં આર્યપુત્રને અહીં બોલાવ્યા'તા તેનું કેમ થયું ?

---

( क ) રૂમાડો—ધામધૂમ.

**નાગરિકા**—છત્રધારી મહારાજ કને જઇ ઉતાવળે આવુંછું. એટલું કહી મારા દેખતાંજ શ્રીદામા સાથે તેણીપા ગયાછે, તે હવડાં આવ્યા જાણજે. ( ऋ )

**સત્યભામા**—( માથું ધૂણાવી ) હાં હાં ઠીક છે, તહીં ગયાપછે અહીં આવવાનું કહ્યું કે ? વારૂ તું જઇ ( કાનમાં ) આટઆટલું કરી મૂક્ય અને હું પણ એમને આવવાની વાટ જોતી અંતઃપુરમાં બેસુંછું. ( એમ કહી બંને જણ ચાલ્યાં જાય છે ). ( ॠ )

( રાજસભામાં જવા સજ થયેલા ઉગ્રસેન પ્રવેશ કરેછે. )

**ઉગ્રસેન**—અરે સંજય ! કેમ તું કૃષ્ણને જઇ કહી આવ્યો'તો-ને ! મારો સંદેશો સાંભળી એ આટલો કાલ ગત કરે એમ મને લાગતું નથી.

**સંજય**—( નમન કરી ) દેવશ્રીની આજ્ઞાનુસાર મેં સર્વે ક-હ્યું'તું, અને જા તારી પાછળ આવું છું એવો ઉત્તર પણ યાદવેંદ્રુએ આપ્યો'તો.

**ઉગ્રસેન**—ઠીક, મારે એજ પૂછવાનું હતું. ( એવે કૃષ્ણદેવ અને શ્રીદામાને આવતા જોઇ ) આવો આવો કુલદીપક ! હું તમારીજ વાટ જોઇ રહ્યો છું.

**કૃષ્ણદેવ**—( નમન કરી ) માતામહ ! મને આવતાં કિંચિત્ વધુ કાલ થયો તે ક્ષમા કરશો. ( ऌ )

---

( ऋ ) છત્રધારી મહારાજ—ઉગ્રસેન. ( ॠ ) હાંહાં ઇ૦—કૃષ્ણ પ્રથમ મારી પાસે ન આવતાં ઉગ્રસેન પાસે ગયા તેથી મારા પરની એમની ઓછી પ્રીતિ સમજાય છે, એ વ્યંગ્યાર્થ. આટલું—દીવા ઝાંખા કરવા વગેરે. ( ऌ ) માતામહ—( કૃષ્ણની માતા દેવકીના ઉગ્રસેન કાકા થાય માટે ).

**ઉગ્રસેન**—હે કુલદીપક તાત ! ક્ષમા કરવાનું કોને છે ? વાહ વત્સ ! વડીલો પ્રત્યેની આવી નમ્રતાને અનુત્તમ કોણ ન કહે ? ભાઇ મેં તમને જે માટે અહીં બોલાવ્યા'તા તે કારણ આ ( પત્ર આપી- ) વાંચ્યાથી લક્ષ્યમાં આવશે. ( ऌ )

**કૃષ્ણદેવ**—( કોઇ ન સાંભળે તેમ પત્ર વાંચી જઈ સકોપ ) માતામહ ! આ દુષ્ટ શું કરવા બેઠો છે ? એ આવતી કાલે સોળસહસ્ર સુંદારીઓનો સત્ર કરનાર છે ! આ દેહમાં પ્રાણ છે ત્યાં લગી એમ કદાપિ થનાર નથી; ( સખેદ ) શિવ ! શિવ ! દીનદયિતાઓની શી દુર્દશા ! ! ( ए )

**ઉગ્રસેન**—તાત ! આપણે તેમનાં કષ્ટ કથવાનાં છે. એ દુષ્ટ ભોમાસુરને વૈષ્ણવાસ્ત્ર પ્રાપ્ત થયેલું છે તેણે કરી એની સામે યુદ્ધમાં ઊભા રહેવાનો ઈંદ્ર પણ ઉત્સાહ ધારી શકતો નથી, તો પછે આપણા જેવા તે શું કરે ? ( એટલું કહી નિઃશ્વાસ નાખે છે. ) ( ऐ )

**કૃષ્ણદેવ**—ભલે પુરંદર એના વૈષ્ણવાસ્ત્રથી ઉત્સાહ રહિત થાય, તથાપિ હું આ મારા ચક્રવડે એના ચૂરેચૂરા કરી નાખી અબલાજનને મહાકષ્ટમાંથી મુક્ત કરીશ. ( ओ )

**શ્રીદામો**—દાદા ! એના તે શા ભાર છે ? કંસ, કેશી, મલ્લ, માતંગ, મા'વત એવા એવા અનેકને અમારા જેવા ગોવાળિયા પૂરા પડી શક્યા, તો હવે એવા એકને જીતવો તેમાં તે શા વેદ ભણવા'તા ? ( औ )

---

( ऌ ) તાત—પુત્ર વગેરેનું સંબોધન. અનુત્તમ—સર્વોત્તમ. ( ए ) આ દુષ્ટ—( ભોમાસુર ). સત્ર—યજ્ઞ. દયિતાઓ—સ્ત્રીઓ.

( ऐ ) કથવાનાં છે—મોઢે બોલવાનાં માત્ર છે; નીવારવાને આપણે સમર્થ નથી. અહીં ભોમાસુરે મારવા ધારેલી સ્ત્રીઓને બચાવવાની નિરાશા ઉગ્રસેને પ્રકટ કરી છે માટે **નિદર્શન** નામે નાટ્યલક્ષણ.

( ओ ) પુરંદર—ઇંદ્ર. ( औ ) માતંગ—કુવલયાપીડ હાથી. અમારા જેવા ગોવાળિયા—( કૃષ્ણ બળરામ તે વખતે ગોવાળ અવસ્થામાં હતા માટે તેમને ઉદ્દેશીને ).

**કૃષ્ણદેવ**—( વિચાર કરી ) માતામહ ! જો એ વાત તમને મહત્વની લાગતી હોય, તો તમે રાજસભામાં જઇ અમાત્યાદિકને ભલે પૂછો, કિંતુ આ દેહમાં પ્રાણ છે, ત્યાં લગી એ અબલાઓનો વાળ પણ વાંકો થવા દેનાર નથી. હું જઈ પ્રાગ્જ્યોતિષ પર યુદ્ધ કરવા જવાની સજાઇ સજું છું અને તમે જઇ અમાત્યાદિક સાથે મંત્ર કરી યુદ્ધવાદ્ય વગડાવો. ( क )

**ઉગ્રસેન**—( કચવાતે મને ) વારૂ તાત ! હું જઇ સચિવોના વિચારથી તમને વિદિત કરીશ; પણ મને પૂછ્યા પાખે એણીપા યુધ્ધ માટે જવાનું સાહસ કરશો મા. ( ख )

**કૃષ્ણદેવ**—( ઊભા થઇ નમન કરી ) માતામહની આજ્ઞાનું ઉલ્લંઘન હું કદાપિ કરનાર નથી.

**શ્રીદામો**—દાદા જઇએ છીએ હો; લડઇ બડઇ છડઇ જાય તો ઠીક !

**ઉગ્રસેન**—(ઊભા થઈ ) હું પણ રાજસભામાં જઉં છું. તાત ! જાવ ! ઉભય જણ આવજો હો. ( એમ વાતચિત કરી સંજયાદિ ચારે જણ ચાલ્યા જાયછે ).

( વિકરાળ વેશ ધારણ કરી સત્યભામા પ્રવેશ કરેછે ).

**સત્યભામા**—અરે પોહોર રાત તો જવા આવી તોય હજી આર્યપુત્ર આવ્યા નહિ. વાટ જોનારને વેળા લાંબી થાય એમ તો મને કંઇ નહિ થતું હોય ! કદી કાલની પેઠે બારોબારજ પકડાઇ ગયા હશે તો. ( એવે કેશ પ્રસાધનનું સાહિત્ય લેઇ નાગરિકા પ્રવેશ કરેછે ). ( ग )

---

( क ) અમાત્યાદિકને—પ્રધાનમંડળ વગેરેને. પ્રાગ્જ્યોતિષ—એ નામનું ભૌમાસુરનું નગર. મંત્ર કરી—ગુપ્ત વિચાર કરી.

( ख ) કચવાતે મને—ભૌમાસુર અજેય છે એમ જાણીને. સચિવોના—પ્રધાનોના ( ग ) કેશ પ્રસાધનનું—માથાના વાળ હોળવા વગેરેનું.

**નાગરિકા**—સખિ! કહ્યા પ્રમાણે સહુ દીવા ઝાંખા કરવાની તજવીજ કરી છે. હવે આર્યપુત્રને આવવાની વેળા થઇ છે, માટે તું વેણી બાંધી ચંદ્રક ચોડી સત્વર સજ થા. હું ધારેલા કામમાં મંડી'તી માટે મને આવતાં વાર થઇ. (ઘ)

**સત્યભામા**—અલિ નાગરિકા! તું તે ક્યારે સમજણી થઇશ! આજ તે વેણીચંદ્રક હોય! અને એ તે હું મારા કિયા હૈડાને ઉમંગે કરૂં? કોણ જાણે, આવેછે કે એમની વહાલીને ત્યાં જાયછે! જા જા, તું તારે જઇ કહ્યા પ્રમાણે બારણા આગળ બેશ, અને જો એ આવતા જણાય તો મને કોઇ ન જાણે તેમ જણાવજે. (ङ)

**નાગરિકા**—વારૂ બેન! તેં કહ્યું તેમ કરૂં છું; પણ મારૂં કહેવું ખોટું નથી હો. પતિને રીઝાવી કંઇ કામ કાઢી લેવું હોય, ત્યારે રીસની સાથે શરીરની શોભા પણ કરવી જોઇએ. કદી કંઇ બીજું ધારી નકરીએ તોય સ્વામીનું સારૂં વાંચી ચાંલ્લો ચોટલો તો કરવો પડે! (च)

**સત્યભામા**—( સકોપ ) જા જા તને કોણ ડાહી કરે છે કે ડાહી ડાહી વાતો કરવા લાગી! તને તારે કહ્યું છે તેજ કરય, એટલે તેં સહુએ કર્યું એમ હું જાણીશ.

**નાગરિકા**—વારૂ બેન! હું એમ કરૂં છું ( એટલું કહી નાગરિકા જઇ બારણા આગળ બેસે છે ).

( સર્વાસ્ત્ર સજી યુદ્ધમાં જવાને વેશે કૃષ્ણદેવ પ્રવેશ કરે છે ).

**કૃષ્ણદેવ**—( ચકિત થઈ ) અરે પ્રકાશમાં પ્રભાકરને લજવે એવું આ મંદિર કિયા અભ્રથી છવાયલું લાગે છે? જેવું મેં કોઇ દિવસ

---

( ઘ ) ચંદ્રક—ચાંલ્લો. ( ङ ) વેણીચંદ્રક—ચોટલો ગુંથવો અને ચાંલ્લો ચોડવો.

( च ) વાંચી—વાંચ્છી. નાગરિકાએ સત્યભામાને શીખામણ દીધી છે માટે ઉપદેશન નામે નાટ્યાલંકાર.

નહિ જોયલું તેવું આજ મારી દૃષ્ટિએ કેમ પડે છે ? નથી દ્વારપાલિકા કે નથી જણાતી અંતઃપુરપાલિકા ! તેમ પ્રિયાની પ્રિયસખી નાગરિકા પણ કંઇ જોવામાં આવતી નથી! ( આમ તેમ જોઈ ) શું કંઇ ઋતુ આદિકનો તો બાધ નથી ? ના ના એમ હોય અને હું ન જાણું એમ કેમ થાય ? ( એવે ચપટી વાગી તે સાંભળી ) આણીપા કોઇ હોય એમ લાગે છે. ( તેણીપા જતાં દીન વેશે બેઠેલી નાગરિકાને જુએ છે ) ! કોણ નાગરિકા કે ? કેમ આજ આમ છે ? તારી સખીની પ્રકૃતિ તો ઠીક છે-ને ? ( છ )

**નાગરિકા**—( ઊભી થઇ નમન કરી ) આર્યપુત્ર ! આ મારી વયસ્યા પણે બેઠી છે. ( એટલું કહી બાજુએ અંધારામાં ચાલી જાય છે ).

**કૃષ્ણદેવ**— અરે આ કંઇ અવનવો ખેલ દેખાય છે ! શ્રીદામાએ કંઇ લાકડે માંકડું તો વળગાડ્યું નથી ! વારૂં ચાલ્ય જઇ જોઉં તો ખરો. ( એમ કહી અંતઃપુરમાં પ્રવેશ કરેછે અને ત્યાં વિચિત્ર વેશે સત્યભામાને સૂતેલી જોઈ તેને જાગ્રત કરવાને યત્ન કરેછે ) અયિ પ્રિયે ! આજ આમ કેમ !

**શ્લોક.**

મરાલે હે બાલે, નિરમલ નભે ચંદ્રક નથી,
કપોલે હંસો જે, નયન નિરખું ના કહું કથી;
સુવાસી તાંબૂલે, વર અધરનો રંગ ન દિસે,
અરે હા ! આ શું છે? હૃદય ધડકે શે વિણ મિષે ? ૨

---

( છ ) પ્રભાકરને લજવે એવું—પ્રભાકર ( સૂર્ય ) કરતાં પણ વધારે તેજસ્વી. અભ્રથી—વાદળાથી. અંધકાર વગેરે ચિન્હ જોઇને કૃષ્ણે તર્ક કર્યો છે માટે ગર્ભસંધિનું **અનુમાન** નામે અંગ વર્ણાયું છે.

૨ શ્લોક—શિખરિણી. મરાલે ઇ૦—હે હંસ સરખી ( ગતિમાં ) બાળા ! આ નિર્મળ આકાશમાં ચંદ્ર કેમ નથી ? તારા કપાળમાં ચાંલ્લો કેમ

અપિચ—

**શ્લોક.**

ચંદ્રે આ ચતુરા કરી પીડ તને, શું નિષ્કલંકી લહી,
ચક્રે ભેદ્યું અભેદ એહ અરિને, જાણે નભે એ વહી;
કામે લજ્જિત શું થઇ દુખી કરી, તો હું હણું જો પ્રિયા !
બાળા ! બોલ્ય રસાળ વેણ વદને, કોણે કરી આ ક્રિયા ! ૩

( એટલું કહી અંગને સ્પર્શ કરવા જાયછે એવે જાવ જાવ કહી એકદમ ઊઠી સત્યભામા બેઠી થાયછે ).

**સત્યભામા**—તમે તમારી વાત જાણ્યા, જો મને અડક્યા તો ! હું તમારૂં નામ દેતી નથી.

**કૃષ્ણદેવ**—પણ પ્રિયા આટલું બધું શા ઉપર ? (ज)

**સત્યભામા**—મારા જીવ ઉપર; કંઇ તમારા પર કે કોઇના પર નથી. તમારાથી જે થાય તે કરી નાખજો. (झ)

**કૃષ્ણદેવ**—અરે પ્રિયા ! આમ વાંકું શું પાડેછે? હું તો કહું છું કે તને આટલું બધું થઇ આવવાનું શું કારણ છે?

---

નથી? તારા કપોલ ( ગાલ ) ઉપર હું હંસ ચીતરેલા મારી આંખે દેખતો નથી. વળી સુવાસવાળા તાંબૂલવડે તારા વર (ઉત્તમ) અધરનો રંગ દેખાતો નથી.

૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. તને કોઇએ દૂભી તો નથી. એમ કહી આર્જવ કરેછે: ચંદ્રે ઇ૦—હે ચતુરા ! તને કલંક વગરની જાણીને તે ન ખમી શકાયાથી શું ચંદ્રમાએ તો તને આ પીડા નથી ઉત્પન્ન કરી ! જાણે ઇ૦—એ માત્ર નભે ( આકાશમાં ) વહી જાણે છે ! અથવા તારા રૂપથી લાજ પામેલા કામદેવે તને દુઃખી કરી ? કૃષ્ણે સત્યભામાનો આર્જવ કર્યો છે માટે **પર્યુપાસન** નામે અંગ વર્ણાયું છે.

( ज ) શા ઉપર—શા કારણથી ? ઉપર શબ્દ જવાબને અનુકૂળ યુક્તિપુરઃસર વાપર્યો છે.

( झ ) સત્યભામા કૃષ્ણના પ્રશ્નનો ઉલટો અર્થ કરીને કહેછેઃ મારા જીવ ઉપર ઇ૦.

**સત્યભામા**—આટલું બધું થાય મારી બલારાતને! જેને થવાનું હશે તેનેજ થશે, અને જો અમે એવાં કરમ કરતાં હઇશું અને અમને થશે તો તમે તમારે જોવા આવશો નહિ. પણ વેળા કવેળાએ એવો શાપ શાકાજે દ્યો છો! (ज)

**કૃષ્ણદેવ**—અયિ પ્રિયે! હું શું તારો વૈરી છું કે તને શાપ દઉં?

**સત્યભામા**—વેરવી તો સારો કે એકજ વારકુ માથું કાપી આઘો રહે!

**કૃષ્ણદેવ**—પણ અમે એવું શું કર્યું છે કે આટલી બધી ગુરૂ-ઉપમાને ઘટિત થઇ પડયા!

**સત્યભામા**—(હાથના ચાળા કરી) અરે રે આ તે કંઇ જાણે છે? મારે મોઢે કઢાવવું હશે કેમ? હૈયામાં હાથ મૂકયો હોય તો કોરો-કટ નીકળે! હજુ જરા વધારે અજાણ્યા થાવ એટલે ઠીક પડશે.

**કૃષ્ણદેવ**—શું પ્રિયા હું આટલી બધી શુભોપમાને યોગ્ય છું? (એટલું કહી હાથ ઝાલે છે).

**સત્યભામા**—(ઝાલેલો હાથ તરછોડી નાખી) જેને "ઉઘાડાં ઢાંકયાં" આપતા હો તેનો જઇ હાથ ઝાલો. જો મોટા હાથ ઝાલનારા ન દીઠા હોય તો! "ભાગી રાતે આવા ભવાડા" કરી મને દુઃખણીને દુઃખી શે કરોછો? (ट)

---

(ज) લડાઇ કરવી હોય ત્યારે આડું બોલવું, એ ન્યાયને અનુસરીને સત્યભામા વાંકું બોલે છે. કૃષ્ણને અપરાધવાળા માનીને સત્યભામા રીસનાં વચન કહેછે માટે કૈશિકીવૃત્તિનો **માનનર્મ** નામે ભેદ વર્ણાયો છે. સત્ય-ભામાનું રોષ સહિત ભાષણ વર્ણાયું છે માટે અવમર્શસંધિનું સંફેટ નામે અંગ.

(ट) ઉઘાડાં ઢાંકયાં આપતા હો—(પૂતને ઉદ્દેશીને આ વચન છે). પૂજ્યનો તિરસ્કાર કર્યો છે માટે અવમર્શ સંધિનું દ્રવ નામે અંગ.

**કૃષ્ણદેવ**—( કેટલીક વાર સ્તબ્ધ થઇ ) ત્યારે શું અમે દુઃખી કરનારજ કે ?

**સત્યભામા**—એક વાર નહિ; સત્તરવાર, સોવાર, સાતસેંવાર !

**કૃષ્ણદેવ**—કયી એક વાર દુખી કર્યાં તે બતાવશો ? વધારે વાર તો રહી.

**સત્યભામા**—સવળે હાથે ગોર પૂજી હોય તો બતાવવાનું હોયની ? જ્યાં નર્યાંજ કાંકરા ત્યાં વીણામણ શું ?

**કૃષ્ણદેવ**—પ્રિયા, હવે અતિ થયું:—

**શ્લોક.**

ભારતી આરતી ધારતી જો કદી, વાદ વિવાદવડે વડવા,
થાય બૃહસ્પતિશો ગતિ દીન, બને મતિહીન હુંથી ચડવા;
બાલ યુવા યુવતી વયવૃધ્ધ ન, કોઇ સમાન મુને અડવા,
પ્રેમઅખંડિતમંડિતમાનિની ! ખંડિત આ હું પૂરો પડવા. ૪

**સત્યભામા**—મહારાજ ! એમ મોંનાં મીઠડાં શેનાં કરોછો ? મારે તો પ્રેમમાં 'પૂળો ઊઠી' ગયો છે અને પ્રેમનાં(ઠ)પીયૂષ તો પ્રેમવાળીને ત્યાંજ ઢળેછે. જેને બોલ્યે બંધ નહિ તેની સાથે તે ક્યાં પાનાં પડ્યાં !! (ઠ)

---

૪ શ્લોક—મદિરા છંદ. ( સાત ભ + ગુ ). ભારતી ઈ૦—જો મારી સાથે વઢવાને ભારતી ( સરસ્વતી ) કદાપિ આરતી ( આરત ) ધારતી હોય અથવા બૃહસ્પતિશો બીજો કોઇ આરત ધરાવતો હોય, તો તે પણ મારાથી ચઢી જવાને મતિહીન બને અને દીન ગતિ વાળો થાય; તેમજ બાળક યુવા, યુવતી કે વયોવૃદ્ધ, કોઈ પણ વાદમાં મને અડવા ( સ્પર્શ કરવા—બરોબરી કરવા ) સમાન નથી. પણ હે અખંડિત પ્રેમથી મંડિત ( અલંકૃત ) માનિની ! આ હું તને પૂરો પડવાને ખંડિત છું !—તારાથી હું થાક્યો ! પોતાની શક્તિ કહી બતાવી છે માટે **વ્યવસાય** નામે અવમર્શસંધિનું અંગ.
( ઠ ) પીયૂષ—અમૃત.

**કૃષ્ણદેવ**—હવે થયું તે અન્યથા થવાનું છે? (એટલું કહી સત્યભામાને ગળે હાથ નાખેછે અને તે આઘી ખશી જાયછે તેણે કરી હાથ જોરથી પર્યંકમાં પછડાયછે). (ઢ)

**સત્યભામા**—અબળાની આંતરડી કકળાવનારને આવી આવી અનેક પીડાઓ થશે! હું તમારૂં નામ દઉંછું કે તમે મને અડકવા આવો છો? (ઢ)

**કૃષ્ણદેવ**—(બીજે હાથે હાથને દબાવતા) દગ્ધ થયા પર લવણ નાખતાં તો ઠીક આવડે છે!

**શ્લોક.**

અબળા અતિ અંતર કોમળ છે,
કુચ ભેદ કરે તવ નિષ્ફલ છે;
પતિને ન ગણે રતિમાત્ર પ્રિયા,
ગતિબંધ સુઅંધ બન્યા ન કિયા? ૫

**સત્યભામા**—એવું જાણ્યા છતાં જુંહલતા શે હશે? (ણ)

**કૃષ્ણદેવ**—(સકોપ) અલં; હવે અતિ વિસ્તારનું પ્રયોજન નથી! મનસ્વીપણે ગમે તેમ બોલવાનો નિરધાર કર્યો છે તો પછે જેટલું આવડે તેટલું બોલી નાખો; બેસો હવે અમે જઇશું. (એમ કહી ઉઠી ચાલવા માંડેછે અને સત્યભામા તેમને પકડી રાખી). (ત)

---

(ઢ) પર્યંકમાં—પલંગમાં. (ઢ) પોતાના ખશી જવાથી પતિને વાગવાની પીડા થઈ તેનો દોષ પોતાને માથેથી દૂર કરવાનો યત્ન સત્યભામા કરે છે: અબળાની ઇ૦.

૫ શ્લોક—તોટક. અબળા ઇ૦—સ્ત્રી અંતરમાં અતિ કોમળ તો છે, પણ તે અંતરને ભેદીને કુચ બહાર નીકળે છે ત્યારે તે કોમળતા નિષ્ફળ થાય છે—અંતર કઠણ થાય છે. ગતિબંધ ઇ૦—કયા પુરૂષોની ગતિ ત્યાં આગળ બંધ થઇ નથી? અને કયા પુરૂષો અતિ આંધળા બન્યા નથી?

(ણ) જુંહલતા—પરણવાને સુખપાલમાં ઘોડે કે વેહેલમાં બેસતા.
(ત) અલં—બસ.

**સત્યભામા**—( સજળ નેત્રે ) જાવ છો ક્યાં ? આ જીવ લેઇ જવું હોય તો કરારે જાવ. જ્યારે આમ કરવું’તું ત્યારે મને શાકાજે ખાંજરે નાખી !

**કૃષ્ણદેવ**—( અશ્રુ લુંછી નાખી ) પ્રિયા ! આ બધું કરવાનું પ્રયોજન શું છે ? તારી ઇચ્છાનુરૂપ વર્તવા હું ક્યારે આડો આવું છું કે આમ ઉભયને શોકકારી કૃત્ય કરવા સજ થાયછે.

**સત્યભામા**—આર્યપુત્ર ! તમે મારૂં કહ્યું કરનાર છો એવી વાતો કરી કોને સમજાવોછો ? સુખ ભોગવનારી શોક્ય અને સમ ખાવાને સોંઘી ને સરૂરી હું ? મહારાજ ! તમે બોલશો નહિ. મારાં તો અંગોઅંગ ભડકે બળી રહ્યાં છે. બળતીને વધારે બાળી તમારા હાથમાં શું આવવાનું છે ? ( એટલું કહી મોટેથી રૂદન કરેછે ).

**કૃષ્ણદેવ**—પ્રિયા ! આમ દીર્ઘસ્વરે રોદન કરવું અને તે પરિજનાદિક શ્રવણ કરે એ આ સ્થિતિને ઘટિત થતું નથી. સુખ ભોગવવાને એ હોય અને સમ ખાવાને તું હોય એમ થાયજ કેમ ? (થ)

**સત્યભામા**—જો આમ જૂઠુંજ બોલવાનું પણ લેશો તો જીવ આપવાનેય કોણ પાછીપાની કરે તેવું છે ? હું કંઇ કોઇની કહેલી વાત કરતી નથી; મેં તો કાને સાંભળ્યું છે અને આંખે જોયું છે. મેં તે કિયા જન્મના તમારા કાળા તલ ચોર્યા’તા કે તમે મને દુઃખ દેવાનેજ સરજ્યા ! ( દ )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! મેં એને સુખ થવા તારા સમ તો ખાધા

---

( થ ) પરિજનાદિક—સેવકજન વગેરે. આ સ્થિતિને—આપણા જેવાની સ્થિતિને.

( દ ) કૃષ્ણના સમક્ષમાં નિષ્ઠુર વચન બોલાયું છે માટે વજ્ર નામે પ્રતિમુખસંધિનું અંગ.

નથીજ તેમ એમ કરવાનું કંઈ કારણ પણ નથી; તથાપિ જો તું કહેછે તેમ થયું હોય તો પછે થઈ ગયાનો શોચ કરવામાં શો લાભ છે?

**સત્યભામા**—હાય! હાય! પૃથ્વી મને માગેયશે નથી આપતી કે હું માંહી સમઈ જઉં! પ્રભુ! જૂઠા સાથે જીવતર કાઢવાનું માથાના વાઢનારનેય આપીશ નહિ!!

**કૃષ્ણદેવ**—વારૂ તું કહેછે તેમ થયું હોય તો હું હવે એવી ભૂલ ન કરવા પ્રતિજ્ઞા કરૂં તો પછે કેમ?

**સત્યભામા**—સોગન ખાય તે સદાય જૂઠું હોય!

**કૃષ્ણદેવ**—ત્યારે તે અસત્યવાદીએ પ્રતિજ્ઞા કરેલીએ અસત્ય હોય. તો પછે અસત્ય છે એમ જાણ્યા સતાં ક્લેશ કરવો એ કોના ઘરની રીત? (ઘ)

**સત્યભામા**—મારે શું? જૂઠા થાવ કે સાચા થાવ. પણ શું સ્વર્ગનું જોવા જોગ ફૂલ એનેજ આપી આવો અને તેની એક પાંખડીએ અમારે કાજે નહિ કે? અને એ અમને ન લાગે કે?

**કૃષ્ણદેવ**—વળી એ શું કંઈ નવીન જાગ્રત થયું કે? જેને ક્લેશજ કરશો છે તેને એક નહિ તો અન્ય ક્યાં નથી નીકળતું?

**સત્યભામા**—(દાંત પીશી માથું કૂટી) શું ત્યારે હું ખોટું કહુંછું અને હું અહીં લડવાજ બેઠીછું? જેની રગેરગ જૂઠી તેનો તે કિયે ભવ છૂટકો થવાનો છે? હું તો કહુંછું કે નાગરિકા અને શ્રીદામાનો

---

(ઘ) ત્યારે ઇ૦—સોગન ખાનાર જૂઠો છે એમ તું કહે છે. મેં તારા સોગન ખાધા છે માટે હું પણ જૂઠો છું; માટે મેં જૂઠાએ કરેલી પ્રતિજ્ઞા (તારા સોગન ખાવા રૂપ) પણ જૂઠી છે, એ અર્થાત્ સિધ્ધ થાય છે. એવી રીતે તારા સમ ખાઇને મેં જે પ્રતિજ્ઞા કરી છે તે તો તારા કહેવાંથીજ ખોટી ઠરેછે તો પછી તારે ક્લેશ કરવાનું શું કારણ છે?

દીકરીએ દીવોય ન રહેશો. બંને જણે મળી મને ધોળે દહાડે કૂવામાં ઉતારી.

**કૃષ્ણદેવ**—( નિઃશ્વાસ નાખી ) હવે પછી એવા અધમ શબ્દો શ્રવણ કરવાની મારી ઇચ્છા નથી.

**સત્યભામા**—શેની હોય ? એમ તમને તમારાં માટે મરચાં લાગે છે, તો અમને કેમ કંઇ ન થાય ? મેં તો તમારે કાજે મારાં સહુએ ટાળ્યાં અને એકલી બાવળિયા જેવી થઇ, તેનો તમને કંઇએ ગુણ કે પાડ છે ? ( ન )

**કૃષ્ણદેવ**—( વિચાર કરી ) ઓહો એક પુષ્પને કાજે તે આટલું બધું હોય ! લે એને એક આપ્યું તો તને બે ત્રણ ચાર કે તું કહે તેટલાં આપું ( એટલું કહી સત્યભામા ન દેખે તેમ વનમાળા મધ્યેથી બે ત્રણ કુસુમ કાઢી તેને આપવા જાય છે. ) ( પ )

**સત્યભામા**—( પુષ્પને જોઇ ) એને ચૂલામાં નાખો. એવાં ફૂલ તો મેં મારા બાપને ત્યાં ઘણાંય પગે પીલી નાખ્યાંછે. શું નાના છોકરાને સમજાવો છો ? તેય પીટ્યું પૈસો અને કૂકો પરખી કાઢેછે ! આર્યપુત્ર ! તમારી ઠગાઇથી ઠગાનારી હું નો'ય !

**કૃષ્ણદેવ**—તું તો ઘૂઘરીઓવાળું પુષ્પ લે એવી છે ! જેને લઢવુંજ, તેને શું ? કેમ તે કુસુમ કંચને મઢેલું હતું અને આ કથીરે મઢેલું છે ? 'જાત તેવી ભાત'. જ્યાં ત્યાં ક્લેશ વધારી હૃદય શેકવાની દાનત છે ! તો પછે હવે તારે જે કરવું હોય તે કરારે કરચ.

---

( ન ) અનેક પત્નીથી કેવા ભવાડા થાયછે અને ધણીને કેટલી પીડા થાય છે તેનો ચિતાર કવિએ આપવામાં કચાશ રાખી નથી. કવિની વ્યવહારકુશળતા, અવલોકન અને ભાષા ઉપર અખત્યારી ખરેખર અદ્ભૂત છે.

( પ ) ગમે તે ફૂલ આપી સત્યભામાને ઠગવાનો ઉપાય કરવા માંડયો માટે **અભૂતાહરણ** નામે ગર્ભસંધિનું અંગ.

**સત્યભામા**—( માથાના વાળ તોડતી અને છાતીઓ કૂટતી ઊભી થાયછે ) હાય ! હાય ! હાડોહાડ જૂઠી વાત કરવી અને ખરૂં કહેનારની હેરે આવવું. એવાની સાથે જીવતર ગાળવામાંય શો માલ છે. મહારાજ તમે મારા જીવના તરશ્યા છો તો તે લીધા પછે નીરાંતે સુખ ભોગવજો. હવડાંજ હું જઇ ગોમતીમાં પડુંછું, એટલે તમારે 'બતરીએ કોઠે દીવા' થશે. ( એટલું બોલી ત્યાંથી ઉતાવળી દોડી જાય છે ). (फ)

**કૃષ્ણદેવ**—( પાછળ દોડતા દોડતા ) હાં હાં, આ તે શું ? એમ તે થાય ! વિનોદાર્થે થતા હાસ્યમાંય સમજેછે કે નહિ ? લે હું તને એવાંજ પુષ્પ આપુંછું, આપુંછું, ( એમ બોલતા પાછળ પકડવા દોડેછે ).

( વાસુદેવ વિઠ્ઠલ, વાસુદેવ વિઠ્ઠલ, એમ બોલતા
અને વીણા વગાડતા નારદ પ્રવેશ કરે છે )

**નારદ**—( સખેદ ) અરેરે ! વિઠ્ઠલ વનિતાને વા'શે. એ સ્ત્રીએ પારિજાતક પુષ્પ નિહાળી જોયું* નથી, કે મારાથી તે પૃથ્વીમાં થતું નથી એમ સમજાવાયું નથી. મેં એને પ્રથમ એ પુષ્પ બતાવ્યું હોત તે કેવું સારૂં થાત ! સુરે મને કાર્ય સોંપ્યું અને તેમાં હું—નારદ નિષ્ફળ થયો ! ! નારાયણ આગળ નારદ તે શા લેખામાં ? અરે ! પણ જો હું એમ દૃઢતાનો ત્યાગ કરીશ તો પછે મને નારદ કહી કોણ બોલાવશે ? નારદવેડા એ મારાજ નામથી અંકિત થયેલું છે, તો પછે ( વિચાર કરી ) હાં હાં, જો હું આમકરૂં તો યોગ આવી જાય ખરો. અરે પણ અર્ધરાત્રિ ગઇ છે; તેની ચિંતા આપણે શી પડી છે ? બ્રહ્મકુમારને પ્રત્યવાય શો ! ( એમ વિચાર કરતા રૂક્મિણીના મંદિર કને આવે છે. તેમને જોઇ ઊભી થઇ દ્વારપાલિકા નમન કરેછે ). ( ब )

---

(फ) હેરે આવવું—સેરે (સેરમાં) આવવું. (ભૂત જેમ સેરમાં આવેછે તેમ ).( ब ) વા'શે—છેતરશે. પારિજાતકનું પુષ્પ લેવાની હઠ સત્યભામા કરે,

**દ્વારપાલિકા**—ભગવંત શી આજ્ઞા છે ? દેવશ્રી સત્યભામાદેવીને મંદિર પધાર્યા છે અને અમારાં દેવી સૂઇ રહ્યાં છે.

**નારદ**—દ્વારપાલિકે ! ભદ્રં ભવતુ ભદ્રં. અમારે અધુના ભીષ્મકનંદિનીને દર્શન દઇ પૂજા ગ્રહણ કરવી છે.

**દ્વારપાલિકા**—ભગવંતની જેવી ઇચ્છા. દેવર્ષિ ! હું જઇ દેવીને પ્રદ્યુમ્નકુમારનું આગમ વિદિત કરી આવું ત્યાં સુધી આ આસન પર બિરાજો.

**નારદ**—દ્વારપાલિકે ! જા તું જઇ તેમ કરજ.

**દ્વારપાલિકા**—વારૂ મહારાજ ! ( કહી જાય છે અને ઉતાવળી કનકમાલિકાને મુનિ કને મોકલે છે ). ( મ )

**કનકમાલિકા**—( નમન કરી ) ભગવંત પ્રદ્યુમ્નકુમાર ! પધારો પધારો.

**નારદ—અહો કનકમાલિકે ! તમારી દેવીપર વાસુદેવની અમીદૃષ્ટિ તો છેને ?**

**કનકમાલિકા**—ભગવંત ! આપ જેવા મહર્ષિની કૃપાથી દેવી નિરંતર સ્વામીસેવામાં આસક્ત રહે છે. ( એવે દ્વારપાલિકા દોડી આવે છે ).

---

અને તે લેવાને શ્રીકૃષ્ણ સ્વર્ગમાં આવે, તોજ ભૌમાસુર સાથે તેમને યુદ્ધનો પ્રસંગ આવે; કેમકે સ્વર્ગની માલકી તે વખતે ભૌમાસુરના કબજામાં હોવાથી તે ફૂલ લેવા દે નહિ. પણ જો કૃષ્ણ અજાણી સત્યભામાને ગમે તે ફૂલ આપી સમજાવી દે, તો મારૂં ધારેલું દેવકાર્ય બને નહિ. એમ નારદના મનનો અભિપ્રાવ છે. પ્રત્યવાય – બાધ ( રાત્રે અંતઃપુરની સ્ત્રીઓને મળવાનો ).

( મ ) રૂક્મિણી આવે ત્યાં સુધી મુનિને એકલા બેસાડી મૂકવા એ અસભ્ય હોવાથી કનકમાલિકાને મોકલી છે. રંગભૂમિ ઉપર પણ પાત્ર અમથું બેશી રહે એ ઠીક લાગે નહિ, તથા જો તરતજ રૂક્મિણીનો પ્રવેશ કરાવે તો ઉંઘમાંથી ઊઠી આવતાં જે વાર લાગવી જોઇએ, તે ન લાગવાથી પ્રયોગ સુઘટિત ન થાય.

**દ્વારપાલિકા**—ભગવંત! દેવી આપનાં દર્શન કરવા આ આવ્યાં. ( એવે પૂજાનું સાહિત્ય લઈ રૂકિમણી આવતી દેખાય છે અને નારદમુનિ સામા જઈ આશિર્વાદ દેછે ).

**રુક્મિણી**—( નમન કરી અર્ઘ્યપાદ્યાદિવડે પૂજન કરેછે ) ભગવંત! આજ મારા પર કૃપા કરી મને કૃતકૃત્ય કરી.

**નારદ**—અહો ભિષ્મકનંદિનિ! ( અંગુલિવડે બતાવી ) આ પુષ્પ કાજે વાસુદેવ મહાસંકષ્ટમાં આવી પડચા છે અને એ માટે સત્રાજિત્સુતા તેમને વિવિધ દુઃખ દેછે તે અમારાથી સહન ન થયું, ત્યારે અમે અહીં આવ્યા છીએઃ—

શ્લોક.

પતિ સુખી કરવા હરવા પીડા,
રતિવતી! જઈ તું કરચ ત્યાં ક્રીડા;
અતિ કુડી ગતિ તો થઈ છે તહીં,
મતિવરે! નિરખી દુખ લે ગ્રહી. ૬

અપિચ—

શ્લોક.

સ્વામીનું સ્વામિનીએ અહિત સુણી કદી, સુખથી ના સુવાયે,
ચંદ્રિકા ચંદ્ર સાથે દિનકર નિરખી, તેજથી ભ્રષ્ટ થાયે;
તે રીતે જો ચકોરી પતિગતિ શિથિલે, કષ્ટ અંગે સહેછે,
નિદ્રા આ શી નિરાંતે ધવ દુખ દૂખતાં, પુષ્પ શીર્ષે રહેછે। ૭

---

૬ શ્લોક—દ્રુતવિલંબિત. રતિવતી—પ્રીતિવાળી. ક્રીડા—યુક્તિ રૂપ રમત. મતિવરે—ઉત્તમ બુદ્ધિવાળી!

૭ શ્લોક—સ્ત્રગ્ધરા. સ્વામિનીએ-પત્નીએ. ના સૂવાયે –સૂવું ઘટતું નથી. ચંદ્રિકા ઇ૦—જેમ દિનકર ( સૂર્યને ) જોઇને ચંદ્રની સાથે ચંદ્રિકા ( ચંદ્રની સ્ત્રી ) પણ તેજથી ભ્રષ્ટ થાય છે—તેજ રહિત થાય છે. તેજ રીતે

( એટલું કહી નારદમુનિ સ્વર્ગ પ્રતિ ગમન કરેછે ).

**રૂક્મિણી**—( સખેદ ) સખિ કનકમાલિકા ! આ બ્રહ્મકુમારનું વચન સત્ય હશે. મેં ક્યાં પુષ્પ લઇ દેવને દુખી કર્યા ! કોણ જાણે એણે શુંય કર્યું હશે !!

**કનકમાલિકા**—વયસ્યા ! એ તો મહારીસનું જાળું છે. એમનું તો મોં ઉઘડાવ્યામાં માલજ નથી.

**રૂક્મિણી**—સખિ ! મારો જીવ અતિ ઉંચો થયોછે. મન કચવાયછે અને જંપ વળતો નથી; માટે ચાલ્ય જઇ દેવને જોઇ આવીએ.( મ )

**કનકમાલિકા**—તમે તહીં જશો તો દેવને પડચા મૂકી તમારા ઉપરજ ઉતરી પડશે.

**રૂક્મિણી**—ગમે તે થાય પણ હવે તો દેવનાં દર્શન કર્યા વગર મારાથી રહેવાશે નહિ; જે થવાનું હશે તે થશે માટે ચાલ્ય ઉતાવળી. ( હાથવડે જોઇ ) જો મારા માથામાં પેલું ફૂલ તો છેકની.

**કનકમાલિકા**—હા છે. વયસ્યા એ ફૂલેજ આટલો ધાસ્કો પાડચો, ખરૂંની ?

**રૂક્મિણી**—હાસ્તો. ચાલ્ય ચાલ્ય ઉતાવળી. ( એમ વાતચિત કરતાં બંને જણ ચાલ્યાં જાયછે ).

(. પ્રિયાને પુષ્પ બતાવવા કૃષ્ણદેવ પ્રવેશ કરેછે ).

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે નારદ મહર્ષિએ મને બે પુષ્પ આપ્યાં'તાં તેમાંનું એક મેં એને આપ્યુ અને બીજું

---

પોતાના પતિ( ચંદ્ર )ની ગતિ શિથિલ થાય છે ત્યારે ચકોરી પણ અંગે કષ્ટ સહે છે. એમ છતાં, તારો ધવ ( સ્વામી ) દુઃખમાં ડૂબતાં છતાં તને નિરાંતે આ નિદ્રા શી ? અને તારે માથે પુષ્પ રહેછે એ શું ?

( મ ) રૂક્મિણીની શંકા અને ત્રાસ વર્ણાયો છે માટે **સંભ્રમ** નામે ગર્ભસંધિનું અંગ.

તારે કાજે રાખી મૂક્યું'તું. આવા ક્ષુલ્લક કુસુમને કાજે તે આવા ચંપકસુમન જેવા દેહને તારા વિના કોણ કરમાવીદે? (૫)

**સત્યભામા**—આર્યપુત્ર! જોજો મને ઠગતા હો. મેં એવું સાંભળ્યું'તું કે નારદમુનિએ એકજ પુષ્પ તમને આપ્યું'તું. બળ્યો વર ને બળી જાન. પ્રભુ! મને તો મરવાજ દ્યો. મારે શા સુખ ઉપર જીવવું! પણ હાં હાં, જો તમારી કને ફૂલ હતું તો તમે મને આટલો કંકાસ શાકાજે કરાવ્યો? તમારી વહાલીને તમે ખુશીથી આપો અને અમને આટલો કંકાસ કરાવો! મહારાજ! મારે તો એ ફૂલ નથી જોઇતું.

**કૃષ્ણદેવ**—પ્રિયા! હું આવ્યો એવોજ એ પુષ્પ તને આપવાનો હતો, કિંતુ ક્લેશમાં તે તને આપવાનું મને સાંભર્યું નહિ.

**સત્યભામા**—(સજળનેત્રે) પણ તહીં જઇ દોડ્યા દોડ્યા પહેલું આપી આવ્યા તેનું કેમ? અમે તો બીજા દહાડાનું વાશીજ લેનારાં કે? તમારૂં ફૂલ તમને ગંધાય; મારે તો એ નથી જોઇતું!

**કૃષ્ણદેવ**—(અશ્રુ લોતાં) પ્રિયા! હવે હું ત્યાં કદાપિ પ્રથમ જનાર નથી. તું આ પુષ્પ આનંદથી ગ્રહણ કરય ગ્રહણ કરય. અયિ પ્રિયે! એટલુંય નથી જાણતી કે મધુકર તો નવલ મધુનોજ ભોગી હોયછે

(એવે કૃષ્ણદેવ ન દેખાવાથી રૂકિમણી ઝાંખા દીવાને પ્રકાશિત કરતી પ્રવેશ કરેછે).

**રૂક્મિણી**—(કૃષ્ણદેવનો શબ્દ સાંભળી) એમ કહેવાથી આર્યપુત્રને સુખ થતું હોય તો ભેદવચન કંઇ ભુંડું નથી. માત્ર દેવે એવું અંતરમાં ન રાખવું એટલીજ મારી વિનંતિ છે. (૨)

---

(૫) ચંપકસુમન—ચંપાનું પુષ્પ. (૨) ભેદવચન—"હું રૂકિમણીને ત્યાં કદાપિ પ્રથમ જનાર નથી" એવું કપટ વચન.

**કૃષ્ણદેવ**—( ચકિત થઈ ) ના ના દેવિ! એમ તે કિયા અંતરમાં ઠરે? આવો અહીં બેસો.

**સત્યભામા**—( વસ્ત્રાદિ સજ કરી અશ્રુઆદિક લોહી સકોપ ) સાયર જેવાં મોટાં કહેવાઇ મરજાદા મૂકે તો પછે તેને સાયર શેનો માનવો ? વગર નોતરિયા જમનારથી કિયો વરો કરનાર દુઃખી નથી થતો ? અમે તો કોઇનાય સુખમાં આડાં આવતાં નથી ! ( લ )

**રૂક્મિણી**—બેન ! આવડે તેટલું બોલીએ નહિ અને ભાવે તેટલું જમીએ નહિ. પ્રલયકાળ જોઇ સાગર મર્યાદા મૂકેજ અને જો ન મૂકે તો તે સાગર શેનો ? ધણીને ઘેર ધણીઆણી થઇ નોતરાની વાટ જુએ તેને સુખનાં શમણાંય શેનાં આવે ? 'કોઇ વેંત નમે તો કોઇ ગજ નમે.

**સત્યભામા**—( મુખ ફેરવી ) અમારે તો વેંત નમવુંય નથી અને ગજ નમાવવાંય નથી. અમે તો કોઇ દહાડોય આવું કર્યું નથી અને કરનારનું ભલુંય થનાર નથી !

**રૂક્મિણી**—નમીશ નહિ, નમીશ નહિ; જોજે નમવું સાંભળી નીચા માબાપની થઇ જતી ! ચોરની પેઠે છાનીમાની ઊભી રહી હેરિયાં હેરનાર તુંજ કે બીજી ? ( મૂઠી વાળી હાથ હલાવી ) મારી તો દેવરાત એમ કરેછે ! છાતીપર આવી ઊભાં રહેતાં કોણ ના કે' તેવું છે ?

**સત્યભામા**—( ભૃકુટિ ચઢાવી સામું જોઇ ) તમે તમારા ભારમાં રહેજો. જેને તમારી ગરજ હશે તે તમારા બોલ સાંખી રે'શે. હું તો કાળજું કપઇ જાય એવા મો'ર મો'રના ઉત્તર આપીશ. ( એટલું કહી નીચું જોતાં રૂક્મિણીની વેણી મધ્યે ઘાલેલું અલૌકિક પુષ્પ જુએછે અને તરતજ કૃષ્ણદેવના સામું જોઇ જોરથી માથું કૂટેછે).

---

( લ ) સાયર—સાગર.

**રૂક્મિણી**—( સકોપ ) લે આ પથરો લે. ( કૃષ્ણનો હાથ ઝાલી ) મહારાજ ! ચાલો મારે મંદિર. જ્યારે લટકતી મૂકશો ત્યારેજ એ પાંશરી થશે.

**કૃષ્ણદેવ**—અહો દેવિ ! તમારૂં કહેવું સત્ય છે કિંતુ સજળ ઘનને વેરી નાખતા સુધી વાયુએ વાવું એ ઘનની શોભાને ઘટાડનારૂં છે. ચપળાની ચપળતા એજ એની શોભા છે. ( व )

**રૂક્મિણી**—આર્યપુત્ર ! એ હું સારી રીતે સમજુંછું અને સમજી પણ ખરી. એમ છતાં અહીં આવવાનું પ્રયોજન દેવનું દુઃખ ટાળવાનુંજ છે. હું જાણુંછું કે નારદજી પારિજાતકનું એક પુષ્પ આપી ગયા છે. અને તેને કાજે આ હઠ લઇ બેઠી છે તો તે દેવ ક્યાંથી લાવીવાના હતા ? મહારાજ ! જો તમારા જીવને સુખ થતું હોય તો હું આ મારૂં પુષ્પ એને આપું. મેં તો એવાં ઘણાંય દીઠાં છે અને ઘાલ્યાં છે. ( એમ કહી ફૂલ છોડવાનું કરેછે ).

**સત્યભામા**—( લાંબો હાથ કરી ) હું તો એ ફૂલના સામુંય જોનાર નથી. હું શું કોઇનું ઉતરેલું પહેરનારી કે ? મારા કરમમાં હશે તો હું આવાં ફૂલ લઇ અનેક વાર આમને આમ આપવા જઇશ. શું આ ઘા મને રૂઝાય એવો પડે છે કે ? ( श )

---

( व ) આ કૃષ્ણની અર્મોક્તિ છે. જળ રૂપી સત્યભામા અને ઘન રૂપી કૃષ્ણ મળીને સજળ ઘન રૂપ થયું છે. તેમને વેરી નાખતા સુધી એટલે છૂટાં પાડતા સુધી વાયુ રૂપી રૂકિમણીએ યત્ન કરવાથી ઘન રૂપી કૃષ્ણની શોભા ઘટે તેમ છે ( કૃષ્ણ પક્ષપાતી ઠરવાથી ). મેઘની શોભા તો તેજ કે તેમાં ચપળા ( વીજળી ) ચપળતા ધારણ કરે—જલદી આવે અને જાય. અર્થાત્ તું ( રૂકિમણી ) હવે જલદી જતી રહે એજ મારી શોભા છે.
( श ) આ ઘા—શોક્યનું ઉતરેલું ફૂલ પહેરવાનું મને કહેવામાં આવે છે તે.

**રૂક્મિણી**—તારા કરમમાં તો કંકાસજ છે તે કરચા કરજે ! ( ભોંયને પગની ઠોકર મારી ) મારી તો બલારાત તારા સામું જુએ છે.

**સત્યભામા**—( દાંત પીશી ) તારા કરમમાં ભવોભવ કંકાસ
૧ રો'; સારી લાડ... (એટલેથીજ બોલતાં અટકાવી કૃષ્ણદેવ બન્નેની વચ્ચે ઊભા રહેછે ).

**કૃષ્ણદેવ**—દેવિ ! એકે કાળે પૂર્વોત્તર ચપળાનો ચમકારો એ પ્રલય પાસે લાવનાર કહેવાય છે. ( ष )

**રૂક્મિણી**—શું આર્યપુત્રની અંતરવૃત્તિ એવી છે કે મારે વગર બોલ્યે ચાલ્યાં જવું ? તો ઠીક, દેવ ! હું તેમ કરૂં છું. પણ આ પુષ્પથી જો સુખ થતું હોય તો તે આપતી જઉં.

**કૃષ્ણદેવ**—ક્ષત્રિયથી આપીશ કહી ન આપનાર ન થવાય, તો પછે આપેલું તો કેમજ લેવાય ? ( स )

**રૂક્મિણી**—દેવશ્રી ક્ષત્રીધર્મને ધારીજ આ કરતા હશે !! વારૂ મહારાજ ! અમને કાઢી મૂકી સુખી થાવ. ( એટલું કહી સત્યભામા સામું જોતી જોતી ચાલી જાય છે.

**સત્યભામા**—ટગર ટગર જોઇ રહ્યા છો ત્યારે પાછળજ જાવ કે સુખીઆરા થવાય ! ( કૃષ્ણનો ખભો ઝાલી હલાવી ) સોગન ખાઇ

---

( ष ) પૂર્વોત્તર ઇ૦—પૂર્વ ( પ્રથમ ) ગ્રહણકરેલી ચપળા( વીજળી —વીજળી જેવી સ્ત્રી રૂકિમણી )નો અને ઉત્તર ( પછી ગ્રહણ કરેલી ચપળા( સત્યભામા )નો ચમકારો ( અર્થાત્ બન્નેની લડાઇ ). શોક્યોની લડાઇ પ્રલયકાળ જેવી ભયંકર છે શોક્યોના ખાર ને લઢાઇ તથા તેવડે તેમના પતિને થતી પીડા વર્ણવવામાં હદવાળી છે. કૃષ્ણદેવની પટરાણીઓ અને દેવીઓ છેક આમ ઉતરી પડે એ જરા કર્ત્રીમ દેખાય છે પરંતુ કોણ જાણે સ્ત્રીજાતિનો સ્વભાવ બધેય સરખો હોય તો ? માટે હે રૂકિમણિ ! તમારે હવે જવુંજ જોઇએ ! ( स ) અર્થાત્ મેં તને આપ્યું તે કાંઈ મારાથી પાછું લેવાય ?

ક્યે મોઢે બોલતા'તા કે નારદ મને બે પુષ્પ આપી ગયાછે!! જૂઠાનો આવરદા બે ઘડી, તેય જાદવજીના ક્યાં જાણ્યામાં છે? જો હું આવાજ ગરજમતલબી તમને જાણત, તો સો ભવ કુંવારી રે'ત, પણ તમને ના પરણત! અરેરે પ્રભુ! મારો તો ભવજ છૂટી પડ્યો!! નીચેથી ઉંચું જુએ કોણ? "પેટ ભરાયું એટલે પાટણ ભરાયું!"

**કૃષ્ણદેવ**—શું ત્યારે મારે એના સામું નજ જોવું? જેણે મારે કાજે માબાપ, ભાઇભાંડુ, સર્વે તજ્યાં અને એક મારાપર દૃઢ શ્રદ્ધા રાખી. તેં તારી જાતેજ જોયુંકની કે એ મારૂં વચન કેવું પાળે છે!

**સત્યભામા**—કોણ તમને ના કહેછે! જાવ ને તેને તહીં જઇ સત્તર દહાડા પડ્યા રો'. તમને કોણ ચોખા મૂકી બોલા'વા આવ્યું'તું? એણે તો માબાપને તજ્યાં છે અને મેં તો માબાપ તમારે કાજેજ મરાવ્યાં છે! મારા જેવી ભરોંસો રાખનારી તો કોઇએ મળનારી નથી! મારૂંય મન માન્યું થયું હોય તો એક વાર તો શું પણ સો વાર વચન પાળનારી થાઉં. પણ હાય હાય! આ અકરમણના કરમમાં એ ક્યાંથી?

**કૃષ્ણદેવ**—કંકાસજ કરવો તેને શું લેવા જવું પડે તેવું છે? જ્યાં ત્યાં બોલવું.

**સત્યભામા**—( પર્યંકના પાયામાં માથું પછાડી ) શું ત્યારે મારૂં જૂઠું અને એનું સાચું? ( મોટેથી રૂદન કરી ) માડી! તેં ગળથુથીમાં વખે ઘોળી શે ન પાયું! હાય હાય! શું આ કસાઇવાડેથી ગાયને છોડવનાર કોઇએ નથી!! ઓ માડી! મેં તે પૂર્વજન્મે શાં પાપ કર્યાં હશે કે આ સકરમીને પાલે પડી!!! ( ह )

**કૃષ્ણદેવ**—અકર્મીને પાલે પડ્યાં હોત તો ચૌદમું રત્ન ક્યારનુંય અંગોઅંગે ઓપી રહ્યું હોત!!

---

( ह ) મોટેથી રૂદન કરી—છેડો વાળીને. સકરમીને—( વક્રોક્તિ. )

**સત્યભામા**—મૂઓ મારવાનો હોત તો મારી નાખત, પણ આમ રીબાવી રીબાવીને તો હાડ ગાળત નહિ. મારવી હોય તો મારો, પણ વેરવી થઇ વેણબાણ મારતા રો' તો પ્રભુ તમારૂં ભલું કરશે ! (ક્ષ)

**કૃષ્ણદેવ**—અમારા ઉપર તો ફૂલાં વરસતાં હશે !

**સત્યભામા**—( દાંત પીશી માથું અને છાતીઓ કૂટતી પૃથ્વી પર પડેછે ) હાય મૂઓ! જીવે વેરવી થઇ લાગ્યો છે કે ઝટ લઇ જતો નથી. ( એટલું બોલી મોટેથી રૂદન કરેછે ).

**કૃષ્ણદેવ**—( નિઃશ્વાસ નાખી ) હવે હું કેમ કરૂં ?

**શ્લોક.**

માયાએ કરિયો મને ક્યમ કરી, આ દ્વૈતવાદી અહા,
રે અદ્વૈત ગયું થયું દુઃખ મને, માયા! ન કાયા વહા !
જાણી જા જીવ ! તો જરૂર સુખ છે, અદ્વૈત ધર્મે નહા,
વે'લો થા વચળે ચલે ચપળતા, કામે ન કાચું સહા. ૮

---

( ક્ષ ) મારતા રો'—મારતા અટકો. ૮ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. માયા૦—વેદાંતીઓ કહેછે કે માયાને વિષે પ્રતિબિંબિત બ્રહ્મ દ્વૈતરૂપે ભાસે છે. એ સામાન્ય અર્થને માન્ય રાખી કહે છે કે, અહા ! માયાએ મને ( બ્રહ્મને ) દ્વૈતવાદી કેમ કરીને કર્યો ! " द्वितीयाद्वै भयं भवति—બીજાથી ભય થાય છે " એવું શ્રુતિવાક્ય છે, તે રીતે હું દ્વૈતવાદી ( માયાને સત્ય માનનાર ) થયો ત્યારે આ દુઃખ ભોગવવું પડે છે ! દ્વૈતવાદી શબ્દ પરથી 'બે સ્ત્રીઓનો ધણી' એ લક્ષ્યાર્થ સમજાવવાનો કવિનો આશય છે. અદ્વૈત ગયું—અદ્વૈત બ્રહ્મપણું ગયું ( એક પત્નીપણું ગયું ) ! માયા ન૦—હે માયા ! હવે તું મારી કાયાને વહા ( છેતર ) નહિ ! અર્થાત્ મારૂં દુઃખ જોઇને કોઇ છેતરાઇને બે પત્નીઓ કરશો નહિ. હે જીવ ! આટલા ઉપરથી તું સમજી જા અને અદ્વૈતધર્મે ( એક પત્નીવ્રતમાં ) નહા ( સ્નાન કર—મગ્ન થા ) અર્થાત્ મારા સરખા ધૂર્ત્ત નાયકને પણ બે પત્નીઓ આટલું દુઃખ કરે છે, તો પછી સામાન્ય મનુષ્યને તે

**સત્યભામા**—શું હજુએ તમે મને શાર્યાંજ કરોછો કે? હવે તો તમારા દેખતાંજ જીભ કરડીને મરૂંછું. ( એટલું બોલી બે દાંત વચ્ચે જીભ કાંઢી દાબે છે ).

**કૃષ્ણદેવ**—( ગાભરા ગાભરા કને જઇ ) હાં હાં પ્રિયા! આમ તે થાય! જા તું કે' તે મારે કરવું અને તું જે માગે તે આણી આપવું: ઊઠય ઊઠય અને કલેશ તજી જે જોઇએ તે માગી લે ( એટલું કહી સત્યભામાને બેઠી કરે છે ).

**સત્યભામા**— જાવ જાવ તમે શું આપનાર છો? જેને બોલે બંધ નહિ તેની સાથે જીવતર ગાળવામાં શો માલ છે! કયી નબોદણે આ સંસાર માંડ્યો હશે કે આવાના ફુંસલા ખાઇ પેટ ભરવું પડેછે! પેટમાં પૂળાય ઊઠતો નથી કે કોઇનાં ઓશિયાળાં ન થવું પડે! ( का )

**કૃષ્ણદેવ**—અયિ પ્રિયે! હું તને સત્ય કહું છું કે જા તું જે માગીશ તે તને આપીશ; કિંતુ હવે પ્રાતઃકાળ થવા આવ્યો માટે કલેશ તજી શાંતિ ધારણ કરચ. જો આ—

**શ્લોક.**

જો વાયે છે વનિતા સમીર શીતળ આ, પક્ષી બોલે રસાળા,
જો મોતી આ થયાં છે હિમકણ જળનાં, ભક્ષશે શું મરાળા;

---

દુઃખ કરે એમાં શું આશ્ચર્ય છે! વે'લો ઈ૦—હે જીવ! માટે અદ્વૈત ધર્મ સેવવાને ( એકજ પત્નીવ્રત રાખવાને ) વહેલો થા; એ ધર્મથી જો તું વચળે તો દ્વૈતધર્મની જે ચપળતા ( અસ્થિરતા ) છે તે પણ ચળશે—અર્થાત્ દુઃખ સ્થિર થશે, માટે કામે ( કામની સત્તામાં પડીને ) કાચું ( સુખ ) ન સહા ( ગ્રહણ કર ). આમાં એક અર્થ અદ્વૈત જ્ઞાન સંબંધી છતાં બે પત્ની કરવાના દુઃખ સંબંધી બીજો અર્થ નીકળે છે માટે **શોભા** નામે નાટ્યાલંકાર. ( का ) માંડ્યો હશે—ઉત્પન્ન કર્યો હશે.

જો રોતી રે’ પ્રિયા તું નિકર નયનથી, અશ્રુ ગ્રે’શે ચરાળા,
માગો માગો મરાળે! સુખ વધું અરપું, ક્લેશ ત્યાગો કરાળા. ૯

**સત્યભામા**—(સવાર થવા આવ્યું જોઈ) આર્યપુત્ર! ભોળી તો હુંજ છું; જેમ ઠગશો તેમ ઠગાઇશ.

**કૃષ્ણદેવ**—અયિ પ્રિયે! જા તું જે માગીશ તે હું તને આપીશ. (એમ કહી મુખ ઉંચું કરી ચુંબન કરેછે).

**સત્યભામા**—જો જો આર્યપુત્ર! હવે કંઇ કપટ કરશો તો હું મારો જીવ આપ્યા વગર રહેનારી નથી. તમે જ્યારે માગ્ય માગ્ય કહ્યું ત્યારે હું જે માગીશ તે આપવું પડશે.

**કૃષ્ણદેવ**—(આલિંગન દઈ) પ્રિયા! જે માગવું હોય તે માગી લે. (એમ કહી સત્યભામાના શરીરની ચોટેલી રજ ખંખેરી નાખેછે).

**સત્યભામા**—જો મારા મન માન્યું આપતા હો તો આપો. મારે તો પારિજાતકનું ફૂલવાળું ઝાડ જોઇએ છીએ અને તે લાવી મારે મારા ચોકમાં રોપવું છે. (કૃષ્ણદેવ સામું જોઇ) કેમ તોબરો ચઢ્યો?

**કૃષ્ણદેવ**—પ્રિયા! તું તો કહીશ કે સવિતાને લાવી મારી સોડચમાં ઉગાડો. કંઇ મોંમાં માય એવું બોલે તોજ માગ્યું અપાય. મેં કહ્યું માગો ત્યારે માગી માગીને માગ્યું તો ઠીક!

**સત્યભામા**—શું ત્યારે નહિ આણી આપો? જો એ આણી આપવાનું ના કહો તો સૂરજ ઉગ્યે આ સત્યભામાનું મોઢું તમે જુઓ એ વાતનાં તો છેટાંજ સમજવાં. કેમ આણી આપોછો કે નહિ?

**કૃષ્ણદેવ**—આ બધું નભ નીચે લાવવાનું કેમ ન માગ્યું? ભૂલ્ય થઇ હોય તો સુધારી ફરી માગી લે.

---

૯ શ્લોક—સ્રગ્ધરા. ભક્ષશે ઇ૦—મરાળા (હંસ) હિમકણ જળનાં મોતીને ભક્ષશે કે શું? ચરાળા—ચરનારા—મોતીચર (હંસ). હંસ તારાં અશ્રુને મોતી જાણીને ગ્રહણ કરી જશે. કરાળા—(ક્લેશનું વિશેષણ). અથવા, હે કરાળા!—વિકાળ સ્ત્રી!

**સત્યભામા**—( કેશપાશ છોડી ) મુખ માગ્યું આપીશ કહી હવે નહિ અપાય એમ કહો એટલે તમારા દેખતાંજ હું દાન દેનારી થઇ મારા પ્રાણ તમને અર્પણ કરૂં.

**કૃષ્ણદેવ**—પ્રિયા ! આમ સ્ત્રીહઠ કરવી તે શા કામની ? પારિજાતક દ્રુમ સ્વર્ગમાં છે, એ તે હું તને અહીં શી રીતે લાવી આપું ?

**સત્યભામા**—ગોપીઓનાં મન ગમતાં અને ગુરૂપત્નીનાં છોકરાં જેમ આણી આપ્યાં હતાં, તેમ મને આણી આપો. મેં કંઇ એથી વધારે માગ્યું નથી !

**કૃષ્ણદેવ**—( સસ્મિત ) વારૂં ત્યારે આણી આપીશ.

**સત્યભામા**—તમને અહીંથી જવા દેનાર કોણ છે ? અહીં બેઠાં બેઠાંજ આણી આપો !

**કૃષ્ણદેવ**—ગયા વગર તે કંઇ આવે. એ લેવા તો મારે સ્વર્ગ સુધી જવું પડશે.

**સત્યભામા**—તમે સ્વદેહે મારે કાજે પારિજાતક લેવા સ્વર્ગમાં જશો અને અમે અહીં ચઢયાં ઉતર્યાં મુખ જોવા નરકમાં પડયાં રહીશું ! તમને મારે કાજે ગયા સાંભળી તમારાં માબાપને ડુંગરાવી જો હું એકલી હઉં તો મને પૂરીજ કરી નાખે તો. હું તો કદીએ તમારા વના રહેનારી નથી. મને સાથે રાખી મુખ માગ્યું આપવું પડશે.

**કૃષ્ણદેવ**—( પૂર્ણ પ્રભાત થયો જોઇ ) વારૂં પ્રિયા ! તારૂં મન પ્રસન્ન કરવા હું તને સાથે રાખીશ. ( ત્રા )

**સત્યભામા**—પણ તે ક્યારે ?

**કૃષ્ણદેવ**—પ્રિયા ! પ્રેમાલિંગન દે ત્યારે.

---

( ત્રા ) સત્યભામાનો રોષ શમાવવા રૂપ મુખ્ય કાર્યસિદ્ધિનું અહીં કથન કર્યું છે માટે અવમર્શસંધિનું આદાન નામે અંગ વર્ણાયું છે.

**સત્યભામા**—(લજવાતી લજવાતી કૃષ્ણદેવને આલિંગન દઇ ચુંબન કરી આઘી જતી રહેછે) આર્યપુત્ર ! હવે કેટલી વાર છે ?

**કૃષ્ણદેવ**—( ગરૂડનું સ્મરણ કરી ) પ્રિયા ! સ્વર્ગમાં શોભે એવો શૃંગાર કરી આવે એટલી.

**સત્યભામા**—આ હું તો સજ થઇ આવી. ( એમ કહી હરખાતી હરખાતી શૃંગાર સજવા જાયછે ).

**ગરૂડ**—( કૃષ્ણદેવને નમન કરી ) દેવાધિદેવ ! મને શી આજ્ઞા છે ?

**કૃષ્ણદેવ**—ભોમાસુરને ભેટી સ્વર્ગમાં જવું છે માટે સજ થા. ( ગા )

**ગરૂડ**—દેવશ્રી આરૂઢ થાય એટલુંજ સજ થવામાં બાકી છે.

( એવે સત્યભામા આવેછે ).

**સત્યભામા**—આર્યપુત્ર ! હું તો આ આવી હવે તમારી વારે વાર.

**કૃષ્ણદેવ**—( શસ્ત્રાસ્ત્ર સંભાળી વસ્ત્ર ઠીકઠાક કરી સજ થાયછે ) ચાલો પ્રિયા કંઇ પણ વાર નથી. ( એટલું બોલી સત્યભામાને અંકે બેસાડી ગરૂડારૂઢ થઇ ગોવિંદ પ્રિયાસહ ગમન કરેછે ).

**પ્રથમાંક સમાપ્ત.**

---

( ગા ) ભોમાસુરના નામનું ગ્રહણ કર્યું છે માટે હવે પછીના અંકમાં ભોમવધ પૂર્ણ થયેલા વિષ્કંભક દ્વારા વર્ણાશે, એમ સૂચન કર્યું છે.

# અંક ૭ મો.

( વિષ્કંભક )

( રંભા અને તિલોત્તમા પ્રવેશ કરેછે ). ( અ )

**તિલોત્તમા**—અલિ રંભા! તને તો સીતાની પેઠે શુદ્ધ કરી લેવા દિવ્ય કરાવવું પડશે.

**રંભા**—તેં પણ વનના મુનિઓને ભ્રષ્ટ કર્યા છે માટે તનેય કંઇ શાસન કરવાનું શક્રદેવ કહેતા હતા.

**તિલોત્તમા**—મુનિને ભ્રષ્ટ કરવા કાજે તો અપ્સરાઓ ઉત્પન્નજ થઇઓછે. મુનિ કને રહેનારી કયીને શાસન થયુ છે કે મને થવાનું છે? પણ તું તો અસુર કને રહીછું, તે તારો તો છૂટકો થવાનો નથી. હશે જે થવાનું હશે તે થશે, પણ તું કહે તો ખરી કે મન માન્યું સુખ મળ્યાં છતાં તું આમ સૂકાઇ કેમ ગઇ?

**રંભા**—સખિ! શેનું સુખ? અરસજ્ઞ અસુર આગળ કાળ નિર્ગમન કરવો તેના કરતાં આ વનમાંથી પેલા વનમાં વિચરી કાલ ગત કરવો તેને હું અતિઉત્તમ માનુંછું. બેની! શક્રસ્વામીની નિંદા, બ્રાહ્મણોનો ઘાત, સોળ સહસ્ર સ્ત્રીઓના વિલાપ, એવાં એવાં અનેક દુઃખ આંખેજ

---

( અ ) નાટકની કથાનો કેટલોક ભાગ એવો હોય છે કે તે રંગભૂમિ ઉપર ભજવી બતાવવામાં આવતો નથી. ત્યારે તે કથાભાગ બે પાત્રોની વાતચિતદ્વારા શ્રોતાઓને કહી જવામાં આવેછે. એવીજ રીતે કૃષ્ણે ભૌમાસુરનો પરાજય કર્યો તે વાત રંગભૂમિ ઉપર ભજવી બતાવવી નાટ્યશાસ્ત્રના નિયમ બાહાર હોવાથી રંભા અને તિલોત્તમા રૂપી મધ્યમ પાત્રોવડે તે વાત શ્રોતાઓને સંભળાવી દીધી છે અને પછી કૃષ્ણનો સ્વર્ગમાં પ્રવેશ કરાવી ત્યાંથી અંક શરૂ કર્યો છે. આવી રીતે વાત કહેવરાવીને અહીં કવિએ વિષ્કંભક કર્યો છે. વિષ્કંભકનું લક્ષણ દશરૂપમાં લખેછે કે—

वृत्तवर्तिष्यमाणानां कथांशानां निदर्शकः ।
संक्षेपार्थस्तुविष्कंभो मध्यपात्र प्रयोजितः ॥

જોવાનાં હતાં. પરમેશ્વર કૃષ્ણદેવનું કલ્યાણ કરશે કે એમણે મને દુઃખ-દરિયામાંથી ડૂબતી તારી સ્વર્ગસદનમાં મોકલી દીધી ! ( આ )

**તિલોત્તમા**—સખિ ! એ દુષ્ટે સોળસહસ્ર સ્ત્રીઓ શાકાજે ટોળે કરી'તી ? અને એટલીબધી ક્યાંથી લાવ્યો'તો ?

**રંભા**—મૂઆને સોળસહસ્ર સ્ત્રીઓનો સત્ર કરી મહાકાળીને પ્રસન્ન કરવી'તી. જે રાજાની કન્યા દેખતો તેને ઉપાડી લાવતો. અલિ તિલોત્તમા ! એ સ્ત્રીઓએજ આપણને આ સુખની ઘડી આણી-આપી છે. ( इ )

**તિલોત્તમા**—તે કેમ કરીને તે મને બધું કહે જોઇએ ? એમ-નાથી તે શું થાય ? આ તો બધું નારદમહર્ષિએ કર્યાનું કહેવાય છે.

**રંભા**—( હાથ હલાવી ) એ કુંવારાથી શું કરમ થાય ! એ તો એવું થયું કે સોળસહસ્ર સ્ત્રીઓએ એક છાનો પત્ર લખી કાંચનપુરીમાં કૃષ્ણ કને મોકલ્યો. તેમણે સ્ત્રીઓના સત્રના સમાચાર જાણ્યા કે ગરૂડા-રૂઢ થઇ તર્તજ આવી રણાંગણને વેદી કરી સત્રાજીત્ સુતાસહ યજ્ઞનો આરંભ કર્યો અને જોતજોતામાં ભૌમાસુર રૂપી પશુનું બલિદાન આપીદીધું ! ( ई )

**તિલોત્તમા**—હેં હેં શું સખિ ! ભૌમાસુરને કૃષ્ણદેવે જોત-જોતામાંજ મારી નાખ્યો. ત્યારે તો એ આપણા સ્વામી શક્ર કરતાંય ઘણા જોરાવર ! પણ અલિ કહે તો ખરી, એને કૃષ્ણદેવે કેમ કરી મા-

---

જે કથાનો ભાગ થઈ ગયો છે તથા હવે પછી થવાનો છે તેને સંક્ષેપમાં મધ્યમપાત્રદ્વારા બતાવી આપવો તેને વિષ્કંભક કહે છે. ( આ ) સ્વર્ગસ-દન—સ્વર્ગ રૂપી ઘર.

( इ ) સત્ર—યજ્ઞ. સુખપ્રાપ્તિ વર્ણાઇ છે માટે પ્રાપ્તિ નામે મુખસં-ધિનું અંગ.

( ई ) કાંચનપુરી—દ્વારકા, ગરૂડ થઇ—ગરૂડારૂઢ ઉપર સ્વારી કરીને. રણાંગણ—સંગ્રામભૂમિ. સંગ્રામભૂમિ રૂપી વેદી ( ચોરી ) કરી સત્રાજિત્-સુતા ( સત્યભામા ) સહિત કૃષ્ણ પોતે યજ્ઞ કરનારા થયા, એ ભાવાર્થ છે.

યો ? મૂઓ વૈષ્ણવાસ્ત્રનો પ્રયોગ ભૂલી ગયો'તો કે શું ? અને વળી એણે તો પિતામહ પાસે એવું વરદાન મેળવ્યું હતું, કે મને મારી માતા મરાવે ત્યારેજ હું મરૂં. તે બ્રહ્મદેવનું વચન શી રીતે સાચું થયું ? અને એનો મુખ્ય મંત્રી પંચમુખી મુર મરાયો કે જીવ લઇ પાતાળમાં નાશી ગયો છે ! (ઉ)

**રંભા**—સખિ ! સાંભળ્ય: કૃષ્ણદેવના ગુણાનુવાદ ગાવા મને બહુ ગમે છે. પંચમુખીમુર પાણીમાં પોઢી રહ્યો હતો, તેને કૃષ્ણદેવે પંચજન્યની ગર્જનાવડે જાગ્રત કર્યો. જાગ્રત થયો કે ત્રિશૂળ લઇ લઢવા દોડયો. તેને આવતો જોઇ પ્રતાપી પ્રભુએ ચક્ર લઇ તેના પર નાખ્યું કે મૂઆનાં પાંચે મુખ પટોપટ પૃથ્વીપર પડી ગયાં. તે મૂઓ સાંભળી તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન તથા અરૂણ એ ભૌમાસુરના સાત સુત યુદ્ધ કરવા આવ્યા તેમને પણ કૃષ્ણદેવે ચપટી વગાડતામાંજ ચીરી નાખ્યા ! (ઊ)

**તિલોત્તમા**—વાહરે બેન વાહ ! કૃષ્ણદેવ તો કોઇ અલૌકિકજ પુરૂષ દેખાય છે. પણ પેલા મહિષનું બલિદાન કેમ કરી આપ્યું તે તું મને જરૂર કહેજે હો.

**રંભા**—મુર મંત્રી અને સાત સુત મરાયા સાંભળી નરકાસુરનો નરકપતિ જેવો સેનાની સકળ સેન લઇ યુદ્ધ કરવા ગયો. શું સખિ ! મોટા મોટા ગિરિ જેવડા કૃષ્ણકેસરીની હાકથી કંપી ઊઠયા અને એટલામાં તો ચક્ર ચરેડાટ કરતુંક જે પડ્યું કની કે તેણે સર્વેનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો ! (ઋ)

---

(ઉ) અજેય વીર ભૌમાસુરનો વધ કથન કરીને અદ્ભુત રસનો આવેશ વર્ણ્યો છે માટે **પરિભાવના** નામે મુખસંધિનું અંગ.

(ઊ) પાંચજન્ય—કૃષ્ણના શંખનું નામ. (ઋ) નરકાસુરનો—ભૌમાસુરનો. નરકપતિ—યમરાજા. સેનાની— સેનાધિપતિ. ગિરિ જેવડા—(દૈત્યો રૂપી હાથી.) કૃષ્ણકેસરી—કૃષ્ણ રૂપી સિંહ.

તિલોત્તમા—શું ત્યાર પછી ભૌમાસુર એકલોજ રહ્યો કે?

મૂઆની કને વૈષ્ણવાસ્ત્ર હતું એટલે એને બીજા કશાની શી ગરજ છે?

વારૂં બેન! પછી શું થયું તે તું વહેલી વહેલી કહી દે.

રંભા—મૂઓ કામી તો હતોજ કની. તે સત્રાજિત્સુતાને જોઇ મોહિત થયો, અને એવામાં બનવાકાળ કે સત્યભામાએ પોતાના પ્રિયતમને કંટાળીને કહ્યું કે હવે આ એકલો રહ્યો તેને સત્વર મારી નાખો એટલે હું નિરાંતે તમારી સાથે વાતો કરતી જ્યાં જવું છે ત્યાં જઉં!

તિલોત્તમા—(તાળી આપી) સખિ! ઘાટ તો ઠીક આવ્યો. મૂઆની માએજ મૂઆને મરાવ્યો! પણ પછી શું થયું તે ઉતાવળી કહી નાખ્ય. (ऋ)

રંભા—પછી શું? એટલું કહેતામાંજ કૃષ્ણદેવે ચક્ર મૂકી મૂઆના બે કટકા કરી નાખ્યા. એ સહુ વાત જ્યારે સત્યભામા દેવી સમજ્યાં ત્યારે તેમણે અતિ શોક કર્યો. તેમનું મન મનાવવા ભૌમાસુરના સુત ભગદત્તને રાજ્યાસન આપ્યું અને પછે મને, માતલીને, અમૃતને, ઐરાવતને અને અદિતિ માતાનાં કુંડળને ગુરૂસુત કચ્ચ સાથે અહીં મોકલાવી દીધાં. કચ્ચ પણ બિચારો મહાકષ્ટમાંથી છૂટ્યો. અમારા કરમની કાહાણી એવી હતી. પણ અલિ તિલોત્તમા! કાલ સુધી તો ભૌમાસુરનું રાજ્ય હતું અને એટલામાં સ્વામી શક્ર શચી આદિ તમે સર્વે શી રીતે આવી પોતપોતાની જગાએ ગોઠવાઇ ગયાં! (ऌ)

તિલોત્તમા—ત્રિકાળદર્શી ત્રિદશોને જો એટલુંય નહિ જણાય

---

(ऋ) માએજ—(સત્યભામા પૃથ્વીનો અવતાર છે એમ અપ્સરાઓ જાણતી હતી માટે). (ऌ) માતલીને—ઇંદ્રના સારથિને.

**આગમન વિદિત કરીએ.** ( એમ કહી બંને જણીઓ ઉતાવળી ચાલી જાયછે ). ( ओ )

( વિષ્કંભક સમાપ્ત ).

( પાવક અને પવન પ્રવેશ કરેછે ). ( औ )

**પવન**—વિભાવસુ ! વસુંધરેશને પધારતાં કેમ વાર લાગી હશે ? તાર્ક્ષ્યના વેગને પો'ચી શકે એવું કોઇ પણ પ્રાણી અદ્યાપિ શ્રવણ કરવામાં આવ્યું નથી. ( क )

**પાવક**—સમીર ! રંભાએ શબ્દશ્રવણમાં ભૂલ તો નહિ કરી હોય ! જો એમ કંઇ થયું હશે તો આ મુખ્ય માર્ગમાં આપણે ઊભા છીએ તે, અને અસુરારિસદ્મનિકટ કુમુદારિ તથા કુંજારિ ઊભા રહ્યાછે એ સકલ શ્રમ મિથ્યા થશે.

( એવે હૃદયને વિડારી નાખે એવો ગરૂડની પાંખનો શબ્દ સંભળાયછે અને અલ્પકાળમાં ગરૂડારૂઢ સુંદરશ્યામ શ્યામાસહ જોવામાં આવેછે). ( ख )

**પવન**—વન્હિ ! જુઓ જુઓ અને તાર્ક્ષ્યને કહો કે હવે અહીંજ સ્થિર થાય.

**પાવક**—( ગરૂડ સામું જોઇ ) અહો ખગેશ ! હવે અહીંજ સ્થિ-

---

( ओ ) નીચું જોઇ—( પૃથ્વી પરથી સ્વર્ગમાં ચઢી આવતા કૃષ્ણને જોવાને ).

( औ ) વિષ્કંભક પછીનો સાતમા અંકનો પહેલો પ્રવેશ અહીંથી શરૂ થાય છે. પાવક—અગ્નિદેવ.

( क ) વિભાવસુ—અગ્નિ ! વસુંધરેશને—પૃથ્વીના રાજા કૃષ્ણને. તાર્ક્ષ્યના—ગરૂડના. અહીંથી દિવ્યપાત્રોનો આરંભ થાય છે માટે કવિએ સંસ્કૃતમય **ભારતીવૃત્તિનો** ઉપયોગ કર્યો છે.

( ख ) સમીર !— હે વાયુદેવ ! શબ્દશ્રવણમાં—ગરૂડની પાંખનો અવાજ સાંભળવામાં. અસુરારિસદ્મનિકટ—ઇંદ્રના ભવનની પાસે. કુમુદારિ—સૂર્ય. કુંજારિ—ચંદ્ર.

૨ થાવ સ્થિર થાવ. ( એ વચન સાંભળી ગરૂડ ઊભો રહેછે અને ગોવિંદ પ્રિયાસહ નીચે ઉતરી ઉભયદેવને નમન કરેછે ). ( ग )

**કૃષ્ણદેવ**—પાકારિપ્રભુ અધુના ક્યાં વિરાજે છે ? ( घ )

**પાવક**—વસુંધરેશ વાસુદેવ ! અધુના શક્રસ્વામી તમારા આગમની નિરીક્ષા કરતા સુરસભામાં વિરાજે છે. અને અમો ઉભયને તમોને તહીં લઇજવા અહીં મોકલ્યા છે. ( ङ )

**કૃષ્ણદેવ**—( શિરસા નમન કરી ) પુરંદરપ્રભુની મારા પર અત્યંત કૃપા છે; કિંતુ ભગવંત ! મારે કાજે તમો ઉભય દેવે આટલો બધો શ્રમ લેવો ઘટિત નથી. ( च )

**પવન**—આપની અનુકંપાથીજ આ વનથી પેલે વન ભમતા મટી સુખી થયા છીએ ! ( એમ વાતો કરતા સદ્મના દ્વાર નિકટ આવી પહોચે છે અને કુમુદારિ તથા કંજારિ ઊભા જોઇ કૃષ્ણદેવ નમન કરે છે. ) ( छ )

**કુમુદારિ**—વાસુદેવ ! શક્રસ્વામીનિકટ જવાનો આ માર્ગ છે. આમ આવો, આમ આવો.

**કંજારિ**—દેવકીનંદન ! જુઓ વૃત્રારિ આસનથી ઊઠી તમને તેડવા આવે છે. ( એવે બૃહસ્પતિ, ઇંદ્ર, ઇંદ્રાણી, યમ, અષ્ટવસુ, ધનદાદિ તેત્રીશ કોટિ દેવો પ્રવેશ કરે છે ). ( ज )

---

( ग ) ખગેશ—પક્ષીપતિ ! ( घ ) પાકારિપ્રભુ—પાક નામે દૈત્યના શત્રુ ઇંદ્ર મહારાજ. અધુના—હમણા.

( ङ ) વસુંધરેશ વાસુદેવ—પૃથ્વીના સ્વામી કૃષ્ણદેવ ! શક્રસ્વામી—ઇંદ્ર મહારાજ. નિરીક્ષા કરતા—વાટ જોતા.

( च ) પુરંદરપ્રભુની—ઇંદ્ર મહારાજની. ( छ ) અનુકંપાથી—દયાથી. સદ્મ—ઘર. ( ज ) વૃત્રારિ—વૃત્રાસુરનો શત્રુ—ઇંદ્ર. ધનદાદિ—કુબેર વગેરે.

**કૃષ્ણદેવ**—( પ્રિયાસહ સર્વ સુરને શિરસાષ્ટાંગ કરી ) પ્રભુ અમરેશ ! હું આટલા વધુ માન્યને યોગ્ય નથી. ( ञ्ञ )

**ઈંદ્ર**—જો યદુનંદન અમને આ સર્વ અર્પનાર છે તો તે આથીપણ અધિક માનને યોગ્ય છે.

**દેવાચાર્ય**—સત્યં સત્યં; યાદવેંદુને ઘટિત માન અર્પી શકાતું જ નથી ! ( ञ )

**શચી**—( સત્યભામાને માથે હાથ ફેરવી ) સત્રાજિત્સુતા ! તમારી સહાયતાવડેજ અમે આ વૈભવનાં ભોગદારી થયાં છીએ !

**ઈંદ્ર**—( અર્ધા ઇંદ્રાસન પર કૃષ્ણદેવને સત્યભામાસહ બેસાડી અર્ધાપર પોતે શચીસહ બેસે છે ) વાસુદેવ ! વસુંધરાનું અને સ્વર્ગાદિ સર્વ લોકનું સંકષ્ટ તમારા વિના કોઇ ટાળનાર નહોતો. ( ट )

**કૃષ્ણદેવ**—એમાં મેં શું અધિક કર્યું છે !

**અગ્નિ**—હે શક્રસ્વામિ ! તાર્ક્ષ્યપક્ષનો સુસવાટ શ્રવણ કરી સ્વર્ગવાસીઓએ નાસાનાસ કરી મૂકી હતી. તેમને અમે સમજાવ્યું કે ભૌમાસુરનો વધ કરી ગોવિંદ ગરૂડારૂઢ થઇ આવેછે. ત્યારેજ સર્વનાં મન શાંત થયાં. એવું દુઃખ ટાળનાર આ નરનું જે સન્માન કરીએ તે સ્વલ્પજ ગણાય ! ( ठ )

**દેવાચાર્ય**—અહો વન્હિ! યાદવેંદુના દર્શનમાં ભયનો લેશ પણ નહોય, તથાપિ " दुग्घतो दग्धो बालो दधि पुनः फुत्कृत्य पिबति. " ( એવે નારદમુનિ "નારાયણ હરે, નારદ કાર્ય કરે, જો ચિત્તવિચ ધરે. નારાયણ નારાયણ નામીનાથ હરે !" એમ ગાન કરતા અને વીણા વગાડતા પ્રવેશ કરેછે. ) ( ड )

---

( ञ्ञ ) અમરેશ—દેવોના ઇશ્વર—ઇંદ્ર ! ( ञ ) સત્યં સત્યં—સાચું સાચું. ( ट ) સંકષ્ટ—દુઃખ.

( ठ ) તાર્ક્ષ્યપક્ષનો—ગરૂડની પાંખનો. ( ड ) દુગ્ધ તો ઇ૦—"દૂધથી દાઝેલો બાળક દહીંને પણ ફુંકીને પીએ છે." અર્થાત્ ભૌમાસુરના

**ઈંદ્ર**—( સકલ સુરસહ ઊભા થઇ નમન કરેછે. ) પ્રદ્યુમ્નકુમાર ! પધારો પધારો. આ સર્વ સુખ અમો સકલ સુરને તમારાથીજ પ્રાપ્ત થયું છે !

**નારદ**—" यस्य अन्नं तस्य पुण्यं रंधकारस्य धूमक " ( એવે સભા પાલિકાએ આણીઆપેલા અર્ઘપાદ્યાદિક સાહિત્યવડે શક્ર શચી પ્રથમ નારદમુનિનું અને પછી કૃષ્ણ સત્યભામાનું પૂજન કરે છે ). ( દ )

**કૃષ્ણદેવ**—( સંકોચઃયલે વેશે ) તમે અમારા પૂજ્ય છો અને અમે તમારા પૂજક છીએ.

**દેવાચાર્ય**—સ્વમંદિર પધારેલા અતિથિને જોઇ પૂજ્યપૂજક ભાવ અધમોત્તમ કોઇ પણ પ્રાણીએ મનમાં ન આણવો એવી શાસ્ત્રજ્ઞા છે, માટે જે શક્ર કરે છે તે યથાઘટિતજ કરે છે. અને તેમાંય તમારૂં પૂજન પ્રાપ્ત થવું એ તો શક્રનાં ધન્યભાગ્ય સમજવાં.

**નારદ**—( નારદ પૂજનાદિ થઇ રહ્યા પછી ) દેવાચાર્ય ! આ શી અનુપમ શોભા દર્શી રહી છે !

**શ્લોક.**

શી શોભા મેઘ મધ્યે સજળ સઘન આ, અભ્ર ના વારિ લાવે,
વિદ્યુતો શી ઝબૂકે સ્થિર પણ નિરખું, ચંદ્ર તારા સુહાવે;
રંગો રાતા તથા આ પિત વિધવિધના, વ્યર્થ થાયે ન ભાવે,
હે દેવાચાર્ય ! દાખો અવનવું અતિશે, દૃષ્ટિએ કેમ આવે ? ૧

---

ત્રાસથી ભય પામેલા દેવો ગરૂડની પાંખના અવાજથી પણ ભય પામે છે !

( દ ) યસ્ય ઇ૦—" જેનું અન્ન તેનું પુણ્ય, રાંધનારને ધૂમાડો " કૃષ્ણસત્યભામાનું—કૃષ્ણનું અને સત્યભામાનું.

૧ શ્લોક—સ્રગ્ધરા. કૃષ્ણના મેઘશ્યામ સ્વરૂપને જોઇને ઉત્પ્રેક્ષા કરેછે: શી ઇ૦—આ સજળ પાણીવાળા અને સઘન ( ઘટ્ટ ) મેઘમાં આ શી

**દેવાચાર્ય**—બ્રહ્મકુમાર ! એ આશંકા આવવા જેવું છે,તથાપિ—

**શ્લોક.**

પૃથ્વીની દૃષ્ટિ છે મેઘે, મેઘ ચંદ્ર જુએ સહી;
વિદ્યુતો રોહિણી ભાળે, આવું સર્વ લહો તહીં. ૨

( એવે તુંબરૂ ઉર્વસ્યાદિક મૃદંગાદિ નૃત્યસાહિત્ય લઈ પ્રવેશ કરે છે ).

**સુરસભાસદો**—આહા ! આજ તો શું ઉર્વશીનું નૃત્ય અને ગાન શ્રવણ કરવામાં આવશે ! શક્રસ્વામીએ કૃષ્ણદેવને રીઝાવવા આ રાખ્યું તે ઠીક થયું. સર્વસ્વ અર્પણ કરનારને કાજે જે કરે તે ઓછું.

( એવે વીણા મૃદંગના શબ્દ થાય છે અને ઉવર્શી ઊભી થઈ હાવભાવ સાથે ગાવા માંડે છે ).

**રાગ ગુર્જરી.**

નિર્ભર નિર્ઝર દુખ મોચન શોચન વરનયન અયન સુખકારી;
યદુનંદન વંદન ચંદન ચર્ચિત સ્યંદન પારથ રથ સારી. ધ્રુવપદ.

---

શોભા થઇ રહી છે ! અહીં અભ્ર ( વાદળાં ) દેખાય છે પણ તેમાંથી પાણી પડતું નથી એજ માત્ર આશ્ચર્ય છે ! સત્યભામાને વર્ણે છેઃ એ મેઘમાં આ વીજળી કેવી ઝબૂકે છે ? પણ તે સ્થિર છે, એ આશ્ચર્ય છે ! દેવોને વર્ણેછેઃ ચંદ્ર ઇ૦—આકાશમાં મેઘ અને વીજળી છતાં વળી ચંદ્ર અને તારા પણ શોભેછે, એ આશ્ચર્ય છે ! તે સૌના વસ્ત્રાલંકારને વર્ણેછેઃ રંગો ઈ૦—આકાશમાં રાતા પીળા એવા વિધવિધના રંગ હોય છે પણ તે ક્ષણભંગુર હોયછે, પરંતુ અહીં તો જે રંગ દેખાયછે તે સૌને ભાવે ( ગમેછે ) અને વ્યર્થ પણ થતા નથી, એ આશ્ચર્ય છે ! અહીં અદ્ભુત વર્ણન થયું છે માટે **પરિભાવના** નામે અંગ.

૨ શ્લોક—અનુષ્ટુપ—જ્યાં પૃથ્વી( સત્યભામા )ની દૃષ્ટિ મેઘ ( કૃષ્ણ ) ઉપર છે, અને મેઘ ( કૃષ્ણ ) ચંદ્ર( ઇંદ્ર )ને જુએછે; તથા જ્યાં વિદ્યુતો ( દેવાંગનાઓ ) રોહિણી( શચી )ને ભાળેછે, ત્યાં આવીને આવીજ શોભા થાય છે ! અથવા કૃષ્ણ પૃથ્વીના રાજા હોવાથી પૃથ્વીની દૃષ્ટિ કૃષ્ણ ઉપર છે અને કૃષ્ણ તથા વિદ્યુતરૂપી સત્યભામા ક્રમે કરીને ઇંદ્ર તથા શચીને ( કૃપાદૃષ્ટિથી ) જુએછે, ત્યાં આવીજ શોભા થાય છે. **રૂપક.**

મન્મથ મદખંડિત માધવ મંડિત મદકલ કર કંદુક ધારી;
મંજુલ કચ સારક વંજુલ ૧ચ ધારક રતિપતિ પીડ વિડારી. નિર્ભર૦
વંચક દધિમંચક રાજિત સાજિત આભૂષણ ભૂષણ ભારી;
અનુપ મધુપ અખિલેશ્વર ઇશ્વર મધુવન પુષ્કર વિપુલ વિહારી. નિર્ભર૦
ચંચલ દૃગખંજન મંજન અંજન ભયભંજન સ્વાશ્રય નારી;
પરિમલ અમલ કમલ મુખ સુખકર ચુંબન દઇ દઇ ચતુરા તારી. નિર્ભર૦૩

---

૩ રાગ ગુર્જરી—જયદેવકૃત અષ્ટપદીમાં આ રાગ પ્રખ્યાત છે. **માગધી** નામે માત્રામેળ છંદમાં પણ આ વાંચી શકાશે. માગધીનું લક્ષણ પિંગલાચાર્યકૃત છંદઃશાસ્ત્રમાં આ પ્રમાણે લખ્યું છેઃ"डाष्टकचतुष्पदीमागधी" —"ચાર ચાર માત્રાના આઠ ગણ કરી એવાં ચાર ચરણ કરવાં તેને માગધી છંદ કહે છે" એમાં કુલ માત્રા બત્રીશ છે તથા ૧ લી માત્રાથી માંડીને દર ચાર માત્રાએ તાળી છે. છંદઃશાસ્ત્રમાં પણ એનું આવું કૃષ્ણ-વર્ણનને લગતું ઉદાહરણ લખ્યું છેઃ—

"माधव विद्युदियं गगने तव कलयति पीतवसनमभिरामं
जलधरनीलगगनपद्धतिरपि तव तनुरुचिमनुसरति निकामम् ।
इंद्रशरासनमपि तव वक्ष सिभासितवरवनमालाशोभं
कुरु मम वचनं सकलय हृदयं राधाधरमधुविरचितलोभम् ॥"

નિર્ભર ૯૦—હે કૃષ્ણ! તમે નિર્ઝર(દેવ)નાં નિર્ભર (અત્યંત) દુઃખનું મોચન કરનારા છો, તથા શોચન(શોક કરનારાઓ)ના વર (ઉત્તમ) નયન અયન(નેત્રમાર્ગ)ને સુખકારી છો.—શોક મટાડનારા છો. હે ચંદનથી ચર્ચિત અંગવાળા યદુનંદન! તમને અમારૂં વંદન છે. સ્યંદન (ત્વરાથી ગતિ કરનારા) એવા પારથ(અર્જુન)ના રથને તમે સારનારા (સજ કરનારા—અર્થાત્ સારથિ)છો. હે મંડિત (અલંકૃત) માધવ! તમે મન્મથ(કામદેવ)ના મદનું ખંડન કર્યું છે. મદકલ-(મસ્તીમાં આવેલા હાથી)ની શુંડ જેવા તમારા કરમાં તમે કંદુક (દડો) ધારણ કરનારા છો. તમે સ્ત્રીઓના (મંજુલ) સુંદર કચ(કેશ)-ના સારક (સમારનારા) છો, તથા તેમાં વંજુલ નામના પુષ્પનો વચ-

**સુરસભાસદો**—( માથું ધૂણાવી આંખ મચમચાવી ) આંહાહા ! ઉર્વશી તે ઉર્વશીજ ! ! શા એના હાવભાવ ! શું એના અભિનય !

---

( પોપટ ) બનાવીને ધારનારા છો. ( સ્ત્રીનો ચોટલો ગુંથી તેમાં ફૂલ ગુંથનારા છો ). અથવા વંજુલ પુષ્પ સરખાં કોમળ વચ ( વચન ) બોલનારા છો; અથવા વંજુલ ( અશોક વૃક્ષ ) ઉપરથી વચ( પોપટ )ને ધારક ( પકડનારા ) છો;—( રાધાને રમવા માટે ). તમે સ્ત્રીઓની રતિપતિપીડ( કામપીડા)નું વિડારણ કરનારા છો. તમે દધિ(દહીં)ના વંચક (ઠગારા) છો તમે મંચક ( પલંગ ) ઉપર રાજિત ( શોભાયમાન ) છો; અને સાજિત આભૂષણ ( સજેલાં આભૂષણવાળી ) સ્ત્રીઓના તમે ભારી ભૂષણરૂપ છો. રસભોગી ભમરાઓમાં તમે એક અનુપમ મધુપ( ભ્રમર )છો. હે અખિલેશ્વર ! હે ઈશ્વર ! તમે મધુવન ( મથુરા પાસેનું એક વન ) રૂપી પુષ્કર( કમળ )માં વિપુલ ( અત્યંત વિહાર કરનારા છો; અથવા મધુવનના પુષ્કર( ભાગ )માં વિપુલ( નૃત્યકળા )નો વિહાર કરનારા છો; અથવા મધુવનના પુષ્કર( જળ )માં—યમુના નદીમાં વિપુલ ( મોટો ) વિહાર કરનારા છો ( કાલિય નાગ નાથવા વગેરેનો ). તમે સ્ત્રીઓનાં ચંચળ એવાં દૃગ( નેત્ર )રૂપી ખંજન( દીવાળીઘોડા )ને મંજન ( સ્વચ્છ કરનાર ) અને અંજન કરનાર છો. સ્વાશ્રયનારી( તમારે પોતાને આશ્રયે આવેલી સ્ત્રી )ઓના ભયનું તમો ભંજન કરનાર છો. પરિમળ( સુગંધ )વાળા અમલ ( નિર્મળ ) કમળ સરખા સુખકર મુખવડે ચુંબન દેઇ દેઇને તમે ( વ્રજની ) વનિતાઓને તારી છે. આ પદની પેહેલી લીટીમાં કૃષ્ણનું દેવથી અધિકપણું તથા દયાળુપણું વર્ણ્યું છે; બીજી લીટીમાં શૂરત્વ અને ભક્તપ્રિયત્વ વર્ણ્યું છે; ત્રીજી લીટીમાં, જીતેંદ્રિયત્વ અને વિલાસીત્વ વર્ણ્યું છે; ચોથી લીટીમાં ભક્તાધિનત્વ વર્ણ્યુ છે. પાંચમી લીટીમાં સુંદરત્વ વર્ણ્યું છે; છઠ્ઠી લીટીમાં ઈશ્વરત્વ વર્ણ્યું છે; સાતમી લીટીમાં કળાનૈપુણ્ય વર્ણ્યું છે; અને આઠમી લીટીમાં અખંડ પ્રેમીપણું વર્ણ્યું છે. આ ગાયન દેવસભાનું છે એમ જણાવવાને ભારતીવૃત્તિ રાખી છે તથા અર્થગાંભીર્ય પણ યોજ્યું છે. સ્ત્રીઓની પ્રીતિ સંપાદન કરનારા છો, એમ વર્ણવવાવડે તમે સત્યભામાનો મનોરથ પૂરશો, એવા નિર્વહણસંધિના કાર્યની સૂચના કરી બીજનું ફરીથી કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું સંધિ નામે અંગ પણ વર્ણાયું છે.

નેત્રકટાક્ષની વાત તો કોણજ કહી શકે ! ! તાલમાનનો તાલ તો એજ જમાવી જાણે છે ! કિંકિણીનો રણત્કાર ! પાદનો ઠણત્કાર અને ઝલેનો ઝણત્કાર એ તો વિદ્યુત્‌નેય હરાવી નાખે તેવો છે ! ! તુંબરૂ જેવો વાદ્ય વગાડનાર પણ એને પહોચી શકતો નથી ! માનવલોક જો સ્વર્ગમાં સુખ માનતા હોય તો તે આ ઉર્વશીનૃત્યરૂપીજ સુખ છે ! ( એવે નંદનવનપાલિકા પ્રવેશ કરેછે ). ( ण )

**નંદનવનપાલિકા**—( ઇંદ્રાદિને નમન કરી ) દેવાધિદેવ ! સુરશિરમણિનો જય જયકાર હો ! પ્રભુ શક્રસ્વામિ ! આપની આજ્ઞાનુસાર નંદનવનમાં સર્વ પ્રકારની સજાઇ સજઇ રહી છે. સ્થળનાં અને જળનાં વિહારસ્થાન પ્રભુના આગમનું અવલોકન કરી રહ્યાં છે. ( त )

**ઈંદ્ર**—નંદનવનપાલિકે ! કલ્પદ્રુમ અને પારિજાતકાદિ અલૌકિક દ્રુમો નીચે વિશ્રામસ્થાન થઇ ચૂક્યાં છેને ? ( थ )

**નંદનવનપાલિકા**—પ્રભુ યામદેવે કહ્યું છે કે આવેલા અતિથિને લઇ શક્રસ્વામી પધારે એટલીજ વાર છે. ( द )

**ઈંદ્ર**—એમ ? સર્વ સાજ સજઇ રહ્યા છે ! જા તું જઇ કહે કે કૃષ્ણાદિ સહવર્તમાન અમે ત્યાં સત્વર આવીએ છીએ.

**નંદનવનપાલિકા**—( નમન કરી ) વારૂ દેવાધિદેવ ! ( કહી ચાલી જાય છે ).

---

( ण ) કિંકિણી—ઘુઘરી. રણત્કાર—રણકારો. ઠણત્કાર—ઠમકારો. ઝલેનો—કાંતિનો. ઝણત્કાર—ઝણકારો. અહીં ઉર્વશીના ગુણનું વખાણ કર્યું છે માટે **ગુણકીર્તન** નામે નાટ્યાલંકાર.

( त ) નંદનવનપાલિકા—નંદનવનનું રક્ષણ કરનારી સ્ત્રી. ( थ ) વિશ્રામસ્થાન—બેઠકો. ( द ) યામદેવ—નંદનવનનો રક્ષક એક દેવ.

**સુરસભાસદો**—( માથું ધૂણાવી આંખ મચમચાવી ) આહાહા ! ઉર્વશી તે ઉર્વશીજ ! ! શા એના હાવભાવ ! શું એના અભિનય !

---

( પોપટ ) બનાવીને ધારનારા છો. ( સ્ત્રીનો ચોટલો ગુંથી તેમાં ફૂલ ગુંથનારા છો ). અથવા વંજુલ પુષ્પ સરખાં કોમળ વચ ( વચન ) બોલનારા છો; અથવા વંજુલ ( અશોક વૃક્ષ ) ઉપરથી વચ( પોપટ )ને ધારક ( પકડનારા ) છો;—( રાધાને રમવા માટે ). તમે સ્ત્રીઓની રતિપતિપીડ( કામપીડા )નું વિડારણ કરનારા છો. તમે દધિ(દહીં)ના વંચક (ઠગારા) છો તમે મંચક ( પલંગ ) ઉપર રાજિત ( શોભાયમાન ) છો; અને સાજિત આભૂષણ ( સજેલાં આભૂષણવાળી ) સ્ત્રીઓના તમે ભારી ભૂષણરૂપ છો. રસભોગી ભમરાઓમાં તમે એક અનુપમ મધુપ( ભ્રમર )છો. હે અખિલેશ્વર ! હે ઈશ્વર ! તમે મધુવન ( મથુરા પાસેનું એક વન ) રૂપી પુષ્કર( કમળ )માં વિપુલ ( અત્યંત વિહાર કરનારા છો; અથવા મધુવનના પુષ્કર( ભાગ )માં વિપુલ( નૃત્યકળા )નો વિહાર કરનારા છો; અથવા મધુવનના પુષ્કર( જળ )માં—યમુના નદીમાં વિપુલ ( મોટો ) વિહાર કરનારા છો ( કાલિય નાગ નાથવા વગેરેનો ). તમે સ્ત્રીઓનાં ચંચળ એવાં દૃગ( નેત્ર )રૂપી ખંજન( દીવાળીઘોડા )ને મંજન ( સ્વચ્છ કરનાર ) અને અંજન કરનાર છો. સ્વાશ્રયનારી( તમારે પોતાને આશ્રયે આવેલી સ્ત્રી )ઓના ભયનું તમો ભંજન કરનાર છો. પરિમળ( સુગંધ )વાળા અમલ ( નિર્મળ ) કમળ સરખા સુખકર મુખવડે ચુંબન દેઇ દેઇને તમે ( વ્રજની ) વનિતાઓને તારી છે. આ પદની પેહેલી લીટીમાં કૃષ્ણનું દેવથી અધિકપણું તથા દયાળુપણું વર્ણ્યું છે; બીજી લીટીમાં શૂરત્વ અને ભક્તપ્રિયત્વ વર્ણ્યું છે; ત્રીજી લીટીમાં, જીતેંદ્રિયત્વ અને વિલાસીત્વ વર્ણ્યું છે; ચોથી લીટીમાં ભક્તાધિનત્વ વર્ણ્યું છે. પાંચમી લીટીમાં સુંદરત્વ વર્ણ્યું છે; છઠ્ઠી લીટીમાં ઈશ્વરત્વ વર્ણ્યું છે; સાતમી લીટીમાં કળાનૈપુણ્ય વર્ણ્યું છે; અને આઠમી લીટીમાં અખંડ પ્રેમીપણું વર્ણ્યું છે. આ ગાયન દેવસભાનું છે એમ જણાવવાને ભારતીવૃત્તિ રાખી છે તથા અર્થગાંભીર્ય પણ યોજ્યું છે. સ્ત્રીઓની પ્રીતિ સંપાદન કરનારા છો, એમ વર્ણવવાવડે તમે સત્યભામાનો મનોરથ પૂરશો, એવા નિર્વહણસંધિના કાર્યની સૂચના કરી બીજાનું ફરીથી કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું સંધિ નામે અંગ પણ વર્ણાયું છે.

નેત્રકટાક્ષની વાત તો કોણજ કહી શકે ! ! તાલમાનનો તાલ તો એજ જમાવી જાણે છે ! કિંકિણીનો રણત્કાર ! પાદનો ઠણત્કાર અને ઝલેનો ઝણત્કાર એ તો વિદ્યુત્‌નેય હરાવી નાખે તેવો છે ! ! તુંબરૂ જેવો વાદ્ય વગાડનાર પણ એને પહોચી શકતો નથી ! માનવલોક જો સ્વર્ગમાં સુખ માનતા હોય તો તે આ ઉર્વશીનૃત્યરૂપીજ સુખ છે ! ( એવે નંદનવનપાલિકા પ્રવેશ કરેછે ). ( ण )

**નંદનવનપાલિકા**—( ઇંદ્રાદિને નમન કરી ) દેવાધિદેવ ! સુરશિરમણિનો જય જયકાર હો ! પ્રભુ શક્રસ્વામિ ! આપની આજ્ઞાનુસાર નંદનવનમાં સર્વ પ્રકારની સજાઇ સજઇ રહી છે. સ્થળનાં અને જળનાં વિહારસ્થાન પ્રભુના આગમનું અવલોકન કરી રહ્યાં છે. ( त )

**ઈંદ્ર**—નંદનવનપાલિકે ! કલ્પદ્રુમ અને પારિજાતકાદિ અલૌકિક દ્રુમો નીચે વિશ્રામસ્થાન થઇ ચૂક્યાં છેને ? ( थ )

**નંદનવનપાલિકા**—પ્રભુ યામદેવે કહ્યું છે કે આવેલા અતિથિને લઇ શક્રસ્વામી પધારે એટલીજ વાર છે. ( द )

**ઈંદ્ર**—એમ ? સર્વ સાજ સજઇ રહ્યા છે ! જા તું જઇ કહે કે કૃષ્ણાદિ સહવર્તમાન અમે ત્યાં સત્વર આવીએ છીએ.

**નંદનવનપાલિકા**—( નમન કરી ) વારૂ દેવાધિદેવ ! ( કહી ચાલી જાય છે ).

---

( ण ) કિંકિણી—ઘુઘરી. રણત્કાર—રણકારો. ઠણત્કાર—ઠમકારો. ઝલેનો—કાંતિનો. ઝણત્કાર—ઝણકારો. અહીં ઉર્વશીના ગુણનું વખાણ કર્યું છે માટે **ગુણકીર્તન** નામે નાટ્યાલંકાર.

( त ) નંદનવનપાલિકા—નંદનવનનું રક્ષણ કરનારી સ્ત્રી. ( थ ) વિશ્રામસ્થાન—બેઠકો. ( द ) યામદેવ—નંદનવનનો રક્ષક એક દેવ.

**ઇંદ્ર**—વાસુદેવ ! ચાલો અને પ્રિયાસહ નાકનું નંદનવન નિહાળો. (ઘ)

**કૃષ્ણદેવ**—( નમન કરી ) શક્રસ્વામીએ મારા પર અપાર ઉપકાર કર્યો !

**સત્યભામા**—( બીજું કોઇ ન સાંભળે તેમ ) આર્યપુત્ર ! મારે તો ગેલા ફૂલનું ઝાડ જોઇએ છીએ. તે સાથે ન લેતાં મને આવું તેવું દેખાડી ઠગશો નહિ હો ! (ન)

**કૃષ્ણદેવ**—પ્રિયા ! તે દ્રુમ નીચેજ આપણે વિહાર કરવાનો છે. (પ)

**સત્યભામા**—જોને ! આડી આડી વાતો કરેછે; પણ એમ કહેતા નથી કે તે સાથે લેવાનું છે !

**કૃષ્ણદેવ**—પ્રિયા ! તું ઉતાવળી થઇશ મા; તે દ્રુમ નિહાળ્ય પછે હું તારા મનના મનોર્થ પૂર્ણ થાય તેમ કરીશ. (ફ)

**શચી**—કયમ સત્રાજિત્સુતા તમારા તહીંના જેવું અહીં કંઇ છે કે નહિં ? અહીં રે'વાનું હોય તો તમને ગમે કે નહિ ? ચાલો ઊઠો હવે નંદનવનમાં જઇ વિહાર કરીએ !

**સત્યભામા**—( નમન કરી ) ભગવતિ ! અહીં ન ગમે તો ક્યાં ગમે ? અમારે ત્યાં તો આવું સુખ ક્યાંથી ? તમે તો દેવ અને અમે તો માનવ ! તમારી વાત તે તો તમારીસ્તો ! !

---

(ઘ) નાકનું—સ્વર્ગનું. (ન) અહીં પારિજાતકરૂપી બીજનું ફરી કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું **સંધિ** નામે અંગ.

(પ) વિહાર કરવાનો છે—ક્રીડા કે રમતગમત કરવાની છે. (ફ) કૃષ્ણ તથા સત્યભામાનો પરસ્પર સંવાદ વર્ણાંયો છે માટે નિર્વહણસંધિનું **પરિભાષણ** નામે અંગ.

**ઈંદ્ર**—( ઊઠી ઊભા થઈ ) વાસુદેવ ! કેમ હવે ચાલીશું ને? ( શક્રસ્વામી ઊભા થયા જોઇ સર્વ સુરસભા ઊભી થાય છે. અને શક્ર ચક્રપાણીનો હસ્ત ઝાલી તથા શચી સત્યભામાનો હાથ ઝાલી સર્વે ચાલ્યાં જાય છે. તેમ સુરસભા પણ દેવાચાર્ય અને ધનદ વિના વાતો કરતી કરતી વિસર્જન થઇ જાય છે. ) ( ब )

**દેવાચાર્ય**—કેમ ધનદ ! કંઇ પશ્ચાત્ પડી ગયા ? ( भ )

**ધનદ**—જેમ તમે તેમ અમે !

**દેવાચાર્ય**—અમારે તો આ કૃષ્ણને આપવા કાજે દિવ્ય વસનાદિક લઇ નંદનવનમાં જવાનું છે માટે વાર થઇ; તમેય કંઇ તેવાજ કાર્યને માટે રોકાયા છો કે શું ? ( म )

**ધનદ**—મને કંઇ કલ્પના થઇ આવી તે ભગવંતને કહેવા માટેજ હું ઊભો રહ્યો છું.

**દેવાચાર્ય**—કહો તમને શી કલ્પના થઇ આવી છે? તમને સફળ કલ્પનાવાળા જોઇનેજ ધૂર્જટિએ કોશાધ્યક્ષ નીમ્યા છે. ( य )

**ધનદ**—ના ના, ભગવંત ! એવું કંઇ નથી; તથાપિ મારા મનમાં એક એવી આશંકા થઇ આવી કે શક્રસ્વામીએ જે કલ્પદ્રુમ તથા પારિજાતક માટે અલૌકિક પદની યોજના કરી એ સુખાવહ નથી ! ( र )

---

( ब ) ચક્રપાણિનો—કૃષ્ણનો. દેવાચાર્ય—બૃહસ્પતિ. ધનદ–કુબેર. ( भ ) પશ્ચાત્—પાછળ. ( म ) વસનાદિક—વસ્ત્ર અલંકાર વગેરે.

( य ) તમને ઇ૦—તમારી કલ્પના હમેશા સફળ ( સાચી પડે એવી ) હોય છે માટેજ તમને ધૂર્જટિએ ( મહાદેવે ) કોશાધ્યક્ષ( ભંડારી ) નીમ્યા છે.

( र ) 'અલૌકિક' એવા પદની ( શબ્દની ). અર્થાત્ તેમને અલૌકિક કહીને વર્ણ્યા, તેથી કદાચ કૃષ્ણ લોભાઇને તે લેઇ જાય, એમ મને શંકા થાય છે. દેવની કલ્પના સત્ય હોય છે માટે આ જગોએ કવિએ થવાના કાર્યનું આગળથી કથન કર્યું છે.

**દેવાચાર્ય**—સત્યં સત્યં; મને પણ એ પદ ઘટિત લાગ્યું નહોતું ( એવે પુરજનનો મોટો પોકાર સાંભળી બંને જણ ચકિત થાય છે ). (લ)

**ધનદ**—ભગવંત આ શું ? અચાંનક ભયનો પોકાર ક્યાંથી ? ( એવે કંજારિ શિથિલ વિથિલ વેશે આવી અભેદ્ય અમરસભામાં સંતાઇ જવા જેવા અભિનય કરતો પ્રવેશ કરેછે ).

**દેવાચાર્ય**—અભય અભય ! આમ સભય કેમ દર્શોછે ?

**ધનદ**—( કંજારિને હૃદય સરસ્યો ચાંપી ) ભ્રાત ! આ શું આ શું ? શો ભય ? આ ભય શો ?

**કંજારિ**—( સભય ) તાર્ક્ષ્ય ! તાર્ક્ષ્ય ! ! ખગેશ ખગેશ —

**દેવાચાર્ય**—અરે ગરૂડ તો ગોવિંદની સાથે આવ્યો છે, તો પછે તેનાથી આમ ભયભીત થવાનું શું પ્રયોજન છે !

**કંજારિ**—( ધ્રુજતે વેશે ) પારિજાતક ! પારિજાતક ! દ્રુમ ! દ્રુમ ! લઇ તે જતો રહ્યો જતો રહ્યો ! !

**ધનદ**—કિન્તુ તમારે તેમાં ભયગ્રસ્ત થવાનું શું પ્રયોજન છે ? શાંતપણે વીતી વાત કહો; દેવાચાર્ય નિકટ સતે તમારે હવે શો ભય છે ? (વ)

---

(લ) ચકિત—આશ્ચર્ય સાથે ભયભીત. (વ) ભયગ્રસ્ત—ભયમાં ડૂબેલા. ગરૂડ પારિજાતને ઉપાડીને લેઇ ગયો એ વાત અહીં અદ્‌ભુતપણે વર્ણીને કવિએ નાટ્યશાસ્ત્રનો નિયમ સાચવ્યો છે. સાહિત્યદર્પણમાં કહેછે કે " कार्योनिर्वहणेद्भुतः — નિર્વહણસંધિમાં અદ્‌ભુતરસ કરવો. " તે પ્રમાણે અહીં થયું છે. યદ્યપિ કંજારિ ( ચંદ્ર )નો ભય વર્ણવાથી અહીં ભયાનક થાય છે તથાપિ ભૂલોકનો ગરૂડ ઇંદ્રના વનનું પારિજાત ઉપાડી જાય, એ કાર્ય અલૌકિક હોવાથી અદ્‌ભુતજ અહીં મુખ્ય છે. વળી સત્યભામાને પારિજાત વૃક્ષ આપી પ્રસન્ન કરવા રૂપ કાર્યસિદ્ધિનું અહીં કથન કર્યું છે માટે નિર્વહણસંધિનું ગ્રથન નામે અંગ વર્ણાયું છે.

**કંજારિ**—( આમ તેમ જોઇ ) ભગવંત ! શ્રવણ કરો; નંદનવનમાં જઇ પારિજાતક દ્રુમ નીચે સર્વેએ વિશ્રામ કર્યો. પછે તે દ્રુમ જોઈ સત્રાજિતસુતાએ કહ્યું કે આર્યપુત્ર ! આ સાથે લ્યો. તે શ્રવણ કરી શક્રસ્વામીએ કહ્યું કે આ તો સુરદ્રુમ છે, એ પૃથ્વીમાં લઇ જવાય નહિ; તમારે એનાં પુષ્પ જેટલાં જોઇતાં હોય તેટલાં લ્યો. પ્રભુ ! એટલામાં ( સકંપ ) તો તાર્ક્ષ્ય વજ્રથી સહસ્ર ઘણી ગર્જના કરતો આવી પહોચ્યો અને પારિજાતકને ચંચુમાં ગ્રહણ કરી તથા કૃષ્ણ સત્યભામાને પક્ષપર ચઢાવી લઇ ઉડવા મંડ્યો !! ( श )

**દેવાચાર્ય**—શું તે પારિજાતક દ્રુમ લઇ ચાલ્યો ગયો અને શક્રે કંઇ પણ ન કર્યું ?

**કંજારિ**—ભગવંત ! આવો અવિનય જોઇ શક્રસ્વામીએ ક્રોધાવેશમાં આવી તાર્ક્ષ્યપર સત્વર વજ્ર ફેંક્યું; કિંતુ કૃષ્ણના પ્રતાપબલે વા ગરૂડના ગતિપ્રભાવે તે કંઇ પણ કરી શક્યું નહિ ! ( ष )

**દેવાચાર્ય**—શું વજ્રનું પડવું નિષ્ફળ થયું ?

**કંજારિ**—નિષ્ફળ નહિ તો શું ! માત્ર તાર્ક્ષ્યના એક પીંછાનો તેણે નાશ કર્યો. અને તે પીંછું અમરાવતીમાં આવી પડ્યું તેણે કરી અમરના અવાસાદિકનો કચ્ચરઘાણ નીકળી ગયો, અને આખા પુરમાં નાસાનાસ થઇ રહી. ( स )

**ધનદ**—ભગવંત ! કયમ શ્રવણ કર્યું કની ? કિંતુ કૃપાળુ ! ચાલો-ચાલો સત્વર જઇ પુરજનને સાંત્વન દઇ શક્રસ્વામીને મળીએ. ( ह )

---

( श ) કંજારિના કંપ વગેરે અનુભાવ વર્ણ્યા છે માટે **ભયાનક.** ( ष ) ગરૂડનું અલૌકિક કાર્ય વર્ણ્યું છે માટે **અદ્ભુત.** ( स ) અવાસાદિક—મેહેલ વગેરે. ( ह ) ધનદ ઇ૦—ધનદની સફળ કલ્પના બતાવી ચાલતા પ્રકરણનો ઉપસંહાર કર્યો છે.

**દેવાચાર્ય—**વત્સ કંજારિ ! ગરૂડ તો ઉડી ગયોકની ? ( का )

**ધનદ—**કયમ ભ્રાત ! એ યુદ્ધ કરવા તો પાછો વળ્યો નહોતો ?

**કંજારિ—**ભગવંત દેવાચાર્ય ! એની કેટલી ત્વરિત ગતિ કે અમે તો આમ જોતાજ રહ્યા અને તે તો કાંચનપુરમાં કુશલક્ષેમ જઇ પહોચ્યો. તથાપિ તે દ્રુમ મૂકી પાછો યુધ્ધ કરવા આવશે એમ માની સર્વેનાં અંતર ઉછળી રહ્યાં છે અને મોટા મોટા વીર પુરૂષો નાસાનાસ કરી રહ્યા છે !

**દેવાચાર્ય—**ધનદ ! ચાલો ચાલો જઇ પુરજનનો પોકાર શાંત કરીએ અને શક્રને મળી ખગેશનું સામર્થ્ય તેને વિદિત કરીએ. ( એમ-કહી બે જણ એક માર્ગે અને કંજારિ બીજે માર્ગે ચાલ્યા જાય છે ).

( શ્રીદામો પ્રવેશ કરેછે )

**શ્રીદામો—**આપણી બુદ્ધિનો ગર્વ તે ગોવિંદજી આગળ ઝાકળના જળ જેવો છે; એક સત્યભામાનો સંબંધ જોડતાં મને મહામહા-મેહેનત પડી. અને કહાનજીએ સોળસહસ્ર સુંદરીઓ આંખ્યના મીચકારામાં આણી આખું સુવર્ણપુર શ્યામાઓના રાજ્યજેવું કરી મૂક્યું ! અરે વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે પ્રાગ્જ્યોતિષપુરથી પ્રભુ પ્રિયાસહ અમરાવતી ગયાછે. જો ત્યાંથી દેવાંગનાઓ, ગંધર્વકન્યાઓ, કિન્નરીઓ, અપ્સરાઓ, ઇત્યાદિ લેતા આવશે તો તેને વસવાનો ઠામ પણ ક્યાં અપાશે ? અને મને ગોવાળિયાને તે ગણશેય શેનીઓ ? હશે, જે થવાનું હશે તે થશે; પણ હવે તો પ્રભુ વેહેલા વેહેલા આવી દર્શન દે તો આ હૃદે રૂપી પદ્મ પ્રભાકરને જોતાંજ પ્રફુલ્લિત થાય. ( એવે અંતઃપુરપાલિકા પ્રવેશ કરેછે ). ( खा )

---

( का )ગરૂડનું ભય દેવાચાર્યના મનમાં પણ છે એમ સૂચવે છે: ગરૂડ પં. ( खा ) સુવર્ણપુર—દ્વારકા. પ્રાગ્જ્યોતિષપુર—નરકાસુરનું નગર.

**અંતપુરપાલિકા**—ગોપબંધુ ચાલ્ય ચાલ્ય વેહેલો ચાલ્ય. સાંભળતોય નથી કે શું ? આવે છે કે નહિ ?

**શ્રીદામો**—અલિ ! શું છે ? કોણ બોલાવે છે ! દેવની અંતઃપુરપાલિકાને બીજાનાં વૈતરાં કરવાનાં કર્મે લખાયાં કે ? "ધણીવિના ધરાળ બેઠું." જા અમે તો બીજા ભૂપજીએ બોલાવ્યા હશે તોય આવનાર નથી ! ( गा )

**અંતપુરપાલિકા**—અરે જા જા, ગોપબંધુ ! અમે તે બીજાનું કામ કરતાં હૈશું ?

**શ્રીદામો**—શું ત્યારે કહાનજી આવ્યા કહાનજી ! ચાલ્ય ત્યારે હું તારી સાથેજ આવુંછું ! !

**અંતઃપુરપાલિકા**—કહાનજી કિયા ? એ તો કંઇએ આવ્યા નથી ! અને હું તેમની મોકલી તને બોલાવાય આવી નથી.

**શ્રીદામો**—( નિઃશ્વાસ નાખી ) " જા ભેંશ પાણીમાં ! " મને આશ આપી નિરાશ કરનારનું કિયે ભવ સારૂં થવાનું છે ? કહેતી હોય તો કહી નાખ્ય ત્યારે મને કોણ બોલાવે છે ? લોકનાં વૈતરાં કરવાં અને ડહાપણમાંથી તો હાથ કાઢવો નહિ ! ( घा )

---

અમરાવતી—દેવની રાજધાની. પદ્મ—કમળ. પ્રભાકરને—કૃષ્ણ રૂપી સૂર્યને. અહીં પૂર્વે સિધ્ધ થઈ ગયેલા સત્યભામા પરિણય વગેરે અર્થનું ફરીથી કથન કર્યુંછે માટે **નિરૂક્તિ** નામે નાટચલક્ષણ.

( गा ) અંતઃપુરપાલિકા બીજાનાં વૈતરાં કરે છે, એમ કહીને તેના કામને નિંદિત ગણી તિરસ્કાર બતાવ્યો છે માટે **નિવેદન** નામે નાટચાલંકાર.

( घा ) અંતઃપુરપાલિકાના કામમાં દોષ આરોપણ કરીને તેની નિંદા કરી છે માટે **પરિવાદ** નામે નાટચાલંકાર.

**અંતઃપુરપાલિકા**—( સસ્મિત ) મહારાજા કૃષ્ણદેવ સ્વર્ગમાંથી પારિજાતક દ્રુમ લઇ આવ્યા છે અને તે દેવી સત્યભામાના ચોકમાં રોપ્યું છે તે જોવા જવા તને બોલાવેછે.

**શ્રીદામો**—( સહર્ષ ) હેં હેં ખરીવાત ત્યારે તેં કાહાનજી આવ્યાનું ના કેમ કહ્યું ? ( જ્ઞ )

**અંતઃપુરપાલિકા**—હું તો હજીએ કહું છું કે કહાનજી આવ્યા નથી અને તે તને બોલાવતાય નથી. પણ અમારા આર્યપુત્ર આવ્યા છે અને તે તને બોલાવે છે.

**શ્રીદામો**—અરેરે ! ચરણાર્વિંદ અને ટાંટિયા એ બે એકના એકજ, એટલુંય તું જાણતો નથી કે ? વારૂ ચાલ્ય ચાલ્ય; પછે તારી વાત છે. ( એમ વાતો કરતાં બંને જણ ચાલ્યાં જાયછે ).

( પારિજાતક દ્રુમનાં કુસુમ જોતાં નાગરિકા તથા
સત્યભામા પ્રવેશ કરેછે ).

**નાગરિકા**—વયસ્યા ! કેવું અવનવું કે આવડા મોટા ઝાડને એક જગાએથી ઉખેડી લાવી બીજી જગાએ રોપ્યું તોય જરાએ કરમાયું નથી ! આહા ! શી એની શોભા છે ! ! આવું ઝાડ ત્યાં એકજ હશે ? અરેરે ! એ જગ્યા તો આના વગર ખાવા ધાતી હશે ! !

**સત્યભામા**—સખિ ! આવું એક તો શું પણ જ્યાં દેવનું નંદનવન છે ત્યાં આવાં ને આવાં અનેક છે. વનનાં અનેક હરણાંમાંથી જેમ વખુટું પડેલું એક હરણું દીપે નહિ તેમ આ ઝાડની દશા જોઇ મને બહુ લાગે છે, પણ મારો હાથ ઉપર રહેવા મેં એ બિચારાને દુઃખી કર્યું છે ! અરેરે ! એ પાપમાંથી હું ક્યારે છૂટીશ ! ( ચા )

---

( જ્ઞ ) અહીં શ્રીદામાના ઇષ્ટ અર્થની પ્રાપ્તિ વર્ણાઇ છે માટે **આનંદ** નામે નિર્વહણસંધિનું અંગ.

( ચા ) સત્યભામાએ સ્વર્ગમાં અનુભવેલા અર્થનું કથન કર્યું છે માટે નિર્ણય નામે નિર્વહણસંધિનું અંગ

**નાગરિકા**—એમાં તે શાનું પાપ? પણ જ્યારે આવાં ત્યાં ઘણાં ઝાડ હતાં ત્યારે એક બે વધારે કેમ ન આણ્યાં? બળ્યું બેન! તું ત્યાં જે જે જોઇ આવી તે કહે તો ખરી!!

**સત્યભામા**—પાપ તો ખરૂં સ્તો! સખિ! આના જેવું તો ત્યાં આ એકજ ઝાડ હતું પણ બીજાં એનાથીએ સારાં ઝાડ ઘણાં હતાં ખરાં. સખિ! તહીં કોઇ ઘઇડું તો મળેજ નહિ! જેનાં તેનાં લૂગડાં સૂરજ જેવાં ચળકતાં. અલિ! હું તો આર્યપુત્ર સાથે ઇંદ્રાસનપર બેઠી'તી; એવું આસન મેં તો શમણામાંય દીઠું નથી. કોઇની આંખ્યો મચમચતી જણાય નહિ, અને જ્યાં ત્યાં સુગંધીનો તો પારજ નહિ. આપણા બાપા કને જે એક મણિ હતો એવા મણિ તો ત્યાં ભોંય ઉપર પાથરેલા! એવું એવું તો હું તને કેટલું કહું, પણ મને તો તહીં વળી એક બીજુંજ થઇ આવ્યું! (छा)

**નાગરિકા**—સખિ! તે કે' કે'; વારૂ બેન! તું જોઇ આવી અને અમે સાંભળીએ તો ખરાં. (जा)

**સત્યભામા**—(ખભે હાથ મૂકી) સખિ! એમાં શું કહેવાનું છે. તહીંની અપછરાઓ જોઇ મને તો એમ થયું કે હું આર્યપુત્રને અહીં શું કરવા લાવી? પણ હુંય ક્યાં કાચી છું! એય પણ તરતજ આ ઝાડ કાજે આર્યપુત્ર સાથે ઝઘડો કરવા માંડ્યો. (એવે સાંભરી આવ્યાથી) સખિ! તું જા જા, જઇ ગમે તેમ કહી અહીં રૂક્મિણીને બોલાવી લાવ્ય. (झा)

---

(छा) **નિર્ણય** નામે નિર્વહણસંધિનું અંગ. (जा) સાંભળવાની વસ્તુ રમણિક હોવાથી તે વિષે નાગરિકાની આકાંક્ષા વર્ણી છે માટે **સ્પૃહા** નામે નાટ્યાલંકાર.

(झा) સત્યભામા તથા નાગરિકાનું કાર્યને ઉદ્દેશીને પરસ્પર ભાષણ વર્ણાયું છે માટે નિર્વહણસંધિનું **પરિભાષણ** નામે અંગ.

**નાગરિકા**—વાહરે સખિ, વાહ! વાત કરતાં વળી એ કંઇ સાંભરી આવ્યું! હું તો કંઇએ જતી નથી; મને જોયું હોય તે જરેજર કહે તો હું હવડાં જતીક ગમે તેમ કરી બોલાવી લાવું.

**સત્યભામા**—( સરોષ ) અલિ વાહ રે! નથો જતી એટલે શું? મારે કે'વું હશે તો કહીશ હું તે કંઇ તારા બાપની વેચાણ છું. બોલાવી આવેછે કે નહિ? જતી હોય તો જા નીકર તું નહિ ને તારો કાકો બીજો; કંઇ મારૂં કામ અડચ્યું રે'વાનું છે? એક કરતાં અનેક! હું જ્યારે વાત કહું, ત્યારે તું બોલાવા જનારી, ખરીકની?

**નાગરિકા**—( ખિન્ન પડી જવા જેવે વેશે ) વયસ્યા! તું નવું જોઇ આવી અને તે અમે પૂછ્યું તેમાં તે આટલી બધી છેલ્લે પાટલે જઇ શું બેસે છે? તું કહીશ તો અમારે સાંભળવાનું છે! લે બઇ! હું તો મારે આ જઈ અહીંનો સંદેશો તહીં કહી આવું છું. ( એટલું કહી આંસુ ટપકાવવા માંડે છે ).

**સત્યભામા**—પીટ્યું પાણી આવતાંય ક્યાં વાર છે? મેકું' હું તને પછે જરેજર કહીશ, ત્યારે કે' હવડાં ને હવડાંજ કહે. ( હૃદયસરશી ચાંપી છાની રાખી ) સખિ! જા જા, હું તને પછે કહીશ; પણ જોજે, બોલાવીને આવજે હો! (ञा)

**નાગરિકા**—એ તો અમે જાણીએજ છીએ તો કે જ્યાં સુધી ગાયું ગવાશે ત્યાં સુધી નભાશે; બાકી તારે તો બીજી ઘણીઓ છે! ( એમ કહેતી કહેતી ચાલી જાય છે ).

**સત્યભામા**—જો એને ધધડાવીને કાઢી નહોત તો એ કદીએ જનારી નો'તી. પણ વારૂ જો એ આવશે તો મારે એને શું કે'વું!

---

(ञा) સત્યભામાનો સખી પ્રતિ સ્નેહ વર્ણ્યો છે માટે વાત્સલ્ય. સત્યભામાએ સ્નેહ ભરેલાં વાક્યથી અર્થ સાધ્યો છે માટે અનુનય નામે નાટ્યલક્ષણ.

(વિચાર કરી) હાં હાં, પેહેલી તો હું એની સાથે જાણે લઢીજ નથી એમ બતાવી બોલાવી પછે આ ઝાડ બતાવીશ. એટલુંય કર્યા છતાં જો નહિ સમજે તો કહીશ કે હવે તમારે જેટલાં આનાં ફૂલ જોઇતાં હોય તેટલાં કરારે લઇજજો; આ ઝાડ તમારૂંજ છે. એમ કહ્યા છતાંય જ્યારે નહિ સમજે ત્યારે હું તો મોડામોડ કહી નાખીશ કે તમને આર્યપુત્રે એક ફૂલ આપ્યું અને મારે કાજે આખું ઝાડ લાવ્યા! (ટા)

(એવે આગળ નાગરિકા અને પાછળ રૂકિમણી, કનકમાલિકા અને પદ્મપ્રભાને આવતાં જોઇ હરખાઇ ઠીકઠાક કરી બેસેછે).

**રૂક્મિણી**—કેમ બેન! સ્વર્ગના વૈભવ એકલાં એકલાંજ માણી આવ્યાં કે?

**સત્યભામા**—આર્યપુત્ર સાથે હતા એટલે એકલાં શાનાં? બેન, આ—(એટલું કે'તામાં રૂકિમણી સમજી જઈ બીજું પૂછેછે).

**રૂક્મિણી**—પણ અમને સાથે તેડી જવાને મો'નિયું કર્યું નહિને! આર્યપુત્ર સાથે હતા તેમાં તે એકલાં શેનાં?

**સત્યભામા**—"મારૂં તારૂં સહિયારૂં અને મારૂં મારા બાપનું" એવું કરવાનું મને મોટાંએજ શીખવ્યું છે! પણ બેન! આ ઝાડ—(રૂકિમણી બોલતાં અટકાવી જવાબ દેછે).

**રૂક્મિણી**—મોટાં તે તો ખોટાં મનાયાં છે; તો પછે તે કરે તેમ કરતાં કોનાથી નાનાં માબાપનાં ન થવાય? મોટાંનું એવું કંઇકે કરેલું કોણ બતાવનારૂં છે? (ઠા)

---

(ટા) સત્યભામાના વિચારદ્વારા તેના મનનું સમાધાન થવા રૂપ કાર્યસિદ્ધિનું કથન કર્યું છે માટે **ગ્રથન** નામે નિર્વહણસંધિનું અંગ.

(ઠા) મોટાં તે તો ખોટાં મનાયાં છે, માટે તે ખોટાંનું અનુકરણ કરનાર પણ ખોટુંજ કહેવાય. અહીં રૂકિમણીએ હેતુપૂર્વક સત્યભામાએ દીધેલું મેહેણું પાછું સત્યભામાનેજ લાગુ પાડવા રૂપી ઇષ્ટાર્થદર્શક વાક્ય કહ્યું છે માટે હેતુ નામે નાટયલક્ષણ.

**સત્યભામા**—બેન ! મેં તમને એટલા માટે બોલાવ્યાં નથી. આ ઝાડ ( આંગળીવડે બતાવી ) હું સ્વર્ગમાંથી લેતી આવી છું તે જોવા તમને બોલાવ્યાં છે !

**રૂક્મિણી**—( ઝાડ તળે જઇ જોઇ ) અલિ બેન સત્યભામા ! આ ઝાડમાં તો કંઈ વીણામણ નથી !! પણ એને આ ફૂલ આવ્યાં છે તે બરાબર સોળ હજાર છે !!! અલિ બેન ! જો જો, પેલો ભમરો આ ફૂલ ખોટું છે એમ સમજી પેલે ફૂલે બેસેછે, અને પેલું ખોટું માની ઓલ્યા ભણી ઉડી જાયછે ! હું તો ક્યારનીએ ઊભી ઊભી જોયા કરૂંછું તો જૂનાં થઇ ગયેલાં ફૂલાં ભણી ભમરો જરાકે જતો નથી. ( ઙ )

**સત્યભામા**—( ખિન્ન થઈ જઇ ) ભમરો જૂનાં ફૂલ ભણી જોવાનો હોય તો જુએ અને ન જોવાનો હોય તો ન જુએ, પણ કોકને એક ફૂલ તો મારે કાજે આખું ઝાડ તો આવ્યું !

**રૂક્મિણી**—હા હા બેન ! નાક કપાય તો કપાય પણ અપશુકન તો જેને કરવા હોય તેને કરાય !! વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો, એમ કરતાં તને બરાબર આવડેછે !! ( ઢ )

---

( ઙ ) એ ઝાડ લેવા જવાના નિમિત્તથી તેં સોળહજાર શોક્યો ઊભી કરી છે, એમ ઝાડના વર્ણનને બાહાને રૂક્મિણી સત્યભામાને મેહેણું મારેછે: પણ ઇ૦. ઝાડ—તારા સ્વર્ગગમનકાર્યરૂપી. ફૂલ—નરકાસુરને ઘેરથી આણેલી સોળહજાર સ્ત્રીઓ રૂપી. ભમરો—કૃષ્ણરૂપી. જૂનાં થઇ ગયેલાં ફૂલાં—સત્યભામા વગેરે.

( ઢ ) અહીં રૂક્મિણીએ સમાન અર્થવાળા વાક્યથી દૃષ્ટાંત આપી પોતાને કહેવા રૂપ અર્થ સાધ્યો છે માટે ઉદાહરણ નામે નાટ્યલક્ષણ.

**સત્યભામા**—( સખેદ ) પેટનાં બળ્યાંને કંઇ બોલવાનું જો-ઇએને ! બેન ! મેં તમને લઢવા બોલાવ્યાં નથી ! !

**રૂક્મિણી**—મારાય ગ્રહ ગામ ગયા નથી કે એક વાર વઢવા આવી સોળસહસ્ર સાલ વો'રાવ્યાં અને બીજી વાર લડવા આવી કંઇનું કંઇ કરાવું ! આ તો તું જ્યારે ઝાડ દેખાડવાને એકે પગે થઇ રહી'તી ત્યારે જે બે ખરા બોલ હતા તે કહેવા પડ્યા ! ( એવે આઘે ઘ-ણી સ્ત્રીઓને આવતી જોઇ ) લે બેન ! આ તારાં આણેલાં ફૂલાં ફાલ્યાં ! હવે સુંઘાય તેટલાં સુંઘ્ય. ( એવે કૃષ્ણદેવે નવીન આણેલી સોળસહસ્ર સ્ત્રી-ઓ એક પછી એક પારિજાતક દ્રુમ જોવા આવે છે ).( ણા )

**સત્યભામા**—( તે સ્ત્રીઓને આવતી જોઇ ) આવો બેનો ! આવો. બેસો, અહીં બેસો, આ અહીં જગા છે. અલિ નાગરિકા ! જા જઇ પણે ઠીક કરય. આવો આવો ! ( એમને એમ બોલાવ્યા કરતી જોઇ ).

**રૂક્મિણી**—બેન ! તારો ઘાંટો બેશી જશે ! ! તું બેશ; આ કનકમાલિકા, મધ્મભા અને નાગરિકા એમને સહુને બેસાડશે.

**સત્યભામા**—( ભમર ચઢાવી રૂકિમણી સામું જોઇ બીજું કોઇ ન સાંભળે તેમ ) તમે મને અતિશે કરશો તો તમારી અને મારી બધાં વચ્ચે ફજેતી થશે !

**રૂક્મિણી**—ફજેતીના ફાળકા તો આ ચારે પાસે ફરી રહ્યા છે ! જે બાકી હોય તે કરારે બોલો. ( એવે કૃષ્ણદેવ તથા શ્રીદામો સ્વર્ગની વાતો કરતા પ્રવેશ કરેછે ).

**કૃષ્ણદેવ**—( રૂકિમણી આદિક સ્ત્રીઓને સત્યભામા કને જોઇ ) વ-યસ્ય ! આજ તો કંઇ અવનવું જોવામાં આવેછે ! ! જો જો,

---

( ણા ) સત્યભામા તથા રૂકિમણીનું પરસ્પર ભાષણ વર્ણાયું છે માટે પરિભાષણ નામે નિર્વહણસંધિનું અંગ.

**શ્લોક.**

માધવ રતિધવ યોગે, વનરાજી આ પ્રફુલ્લ પેખાયે;
મદકલ વિણ નવ શોભે, લોભે શુક શા કદાપિ લેખાયે. ૪

**શ્રીદામો**—પણ વયસ્ય ! મદકલનું મદ જોઇ ભૃંગીઓ ભણભણ કરી ઉઠશે તો કેમ કરશો ? (તા)

**કૃષ્ણદેવ**—અરે જા, શું ભૃંગીઓના ભણભણાટથી મદકલ મદનો ત્યાગ કરશે કે ?—

**શ્લોક.**

સાગરની ગંભીરતા, તજાવવાને તરંગ અફળાયે;
અબ્ધિ ન લેખવતો કંઇ, મર્યાદામાં સદાય સુહાયે. ૫

---

શ્લોક—ગીતિ. માધવ ઇ૦—માધવ ( વસંતઋતુ ) અને રતિધવ-( કામદેવ )ના યોગથી જેમ આ વનરાજી ( વનની વેલીઓ વગેરે વનસ્પતિ ) પ્રફુલ્લ થયેલી જોવામાં આવે છે, તેમ અહીં રૂકિમણી અને સત્યભામાના યોગથી ( બન્ને એક જગોએ હોવાથી ) આ વનરાજી રૂપી સોળહજાર સ્ત્રીઓ પ્રફુલ્લ થયેલી જણાય છે ! એ વનરાજીને જોઇને શુક ( પોપટ ) સરખા પ્રાણીઓ કદાચ લોભાતા લેખાય છે તથાપિ તે મદકલ ( મસ્તાન હાથી ) વગર શોભતી નથી, તેમ આ સ્ત્રીમંડળને જોઈને શુકમુનિ સરખા ત્યાગી મહાત્મા પણ લોભાય, તેમ છતાં મારા સરખા પતિ વિના તેઓ શોભતી નથી ! રૂકિમણી આદિમાં માધવ વગેરેનો આરોપ કરી વર્ણન કર્યું છે માટે **અભેદતાદ્રુપ્યરૂપકાલંકાર.** વ્યંજન સમુદાયની આવૃત્તિ છે માટે **છેકાનુપ્રાસ.** કઠોર વર્ણ નથી માટે **સાહુર્ય** નામે ગુણ. ઘણા અર્થનો ટુંકામાં સમાવેશ કર્યો છે માટે **સમતા** નામે ગુણ. અર્થની સ્પષ્ટતા છે માટે **પ્રસાદ** નામે ગુણ. એ રીતે અલંકાર તથા ગુણનો યોગ હોવાથી ભૂષણ નામે નાટ્યલક્ષણ. શૃંગાર સંબંધી કથન છે માટે **કૈશિકિવૃત્તિ.** ( તા ) મદકલનું—હાથીનું. ભૃંગીઓ—ભમરીઓ(અનેક સ્ત્રીઓરૂપી).

૫ શ્લોક—ગીતિ. ગંભીરતા—ઊંડાપણું. અબ્ધિ—સમુદ્ર. જેમ અનેક તરંગ છતાં સમુદ્ર મર્યાદા અને ગંભીરતા તજતો નથી, તેમ અનેક

( એવે કૃષ્ણદેવને આવતા જોઇ રૂકિમણી આદિક સર્વે સ્ત્રીઓ ઊઠી ઊભી થાય છે ).

**શ્રીદાસો**—કાહાનજી ! જેમ કાળિયારને જોઇ કાનનની હરણીઓ ઉંચાં ડોકાં કરી કરી જુએ એવું પણ શું જણાય છે? ( થા )

**કૃષ્ણદેવ**—જે તને જોવા આણ્યો છે તે એજ સ્વર્ગદ્રુમ છે એટલુંય જાણતો નથી કે પૂછે છે ? ( દા )

**શ્રીદાસો**—સ્વર્ગનું ઝાડ એવુંજ હોય કે ?

( એવે રૂકિમણી કને આવેલા કૃષ્ણને જોઇ ).

**રૂકિમણી**—આર્યપુત્રનાં દર્શન સ્વર્ગના દ્રુમ નીચે થયેલાં જોઇ હૃદયકમળ ખીલી જઇ ખરી પડવાનું કરેછે ! ( ધા )

**શ્રીદાસો**—( કેડે બાંધેલો પટકો છોડી ) દેવિ ! હું આનાથી ચપશીને બાંધી લેઉંછું; પછે ક્યાં ખરી પડવાનું છે ? ( ના )

**કૃષ્ણદેવ**—પ્રિયાએ આ અવસર એવો આણેલો છે કે જો કમળ ખરી પડશે તો કુમુદને વિકાસતાં વાર થવાની નથી. ( પા

---

સ્ત્રીઓ છતાં હું પણ ગંભીરતા અને મર્યાદા તજીશ નહિ. **અન્યોકિત** અલંકાર.

( થા ) કાળિઆર—કાળો હરણ. કાનનની—જંગલની. ( દા ) તું મારો કામસાહાય છે માટે તને પારિજાતક દેખાડવા નથી તેડી આણ્યો પણ સોળ હજાર સ્ત્રીઓ જોવા તેડી આણ્યોછે.

( ધા ) કૃષ્ણનો મેળાપ થયો માટે હૃદયકમળને ખીલેલું વર્ણ્યું છે અને પણ તે મેળાપ સ્વર્ગના દ્રુમ ( ઝાડ ) તળે થયો—સોળ હજાર સ્ત્રીઓ પરણી લાવ્યા તે સાથે થયો માટે અંતઃકરણનો શોક જણાવવાને તેને ખરી પડતું વર્ણવ્યું છે.

( ના ) સ્નેહ રૂપી બંધનથી બધાયલું તમારૂં હૃદયકમળ ખરી પડવાનું નથી, એ વ્યંગ્ય છે.

( પા ) તું આ વખતે અહીં આવીને ઊભી રહીછું માટે તેંજ આ આનંદનો પ્રસંગ આણ્યો છે તેથી પ્રતાપી કૃષ્ણને જોઇને વિકાસ પામનારૂં

શ્લોક.

શરદ વરદ ચંદ્રી, સુખ આ આપનારો,
મરદદરદપીડા, યોગ આ કાપનારો;
ગરદ ગરદ તારા, જાપ ના જાપનારો,
હરદ હરદ હંસિ, વેણીમાં વ્યાપનારો. ૬

**રૂક્મિણી**—આર્યપુત્ર આવી વેળાએ આટલુંય અંતરમાં રાખે એ કંઇ ઓછી વાત છે !

**સત્યભામા**—( સરોષ ) કોઇના પર ન રાખે તોય કંઇ કહેવાય તેવું છે ? ( ફા )

**રૂક્મિણી**—બેન તારે એમ બોલવાનું આર્યપુત્રે બાકી ક્યાં રાખ્યું છે ? ( વા )

---

હૃદયકમળ ખરી પડશે—યુધ્ધમાં જય મેળવીને આણેલી સ્ત્રીઓને જોઇને તારૂં હૃદય ખિન્ન થશે, તો હું શીતળ કૃષ્ણચંદ્ર થઇ તારા હૃદયને કુમુદ ( ચંદ્રવિકાસી કમળ ) કરી નાખી તેને ખીલાવીશ. મતલબ કે તું શોક્યપણાનો દ્વેષ તજી સત્યભામાને ઘેર આવવા જેટલી ઉદાર થઇ છે, તો પછી એવા તારા ઉદાર મનને હું સારી રીતે પ્રસન્ન કરી શકીશ.

૬ શ્લોક—માલિની. આ અવસર તેં કેવો આણ્યો છે તે સાંભળ, એમ સૂચવતાં કૃષ્ણ રૂકિમણીને કહેછેઃ શરદ ઇ૦—આ અવસર શરદને ( શરદ્ ઋતુ જેવી નિર્મળ અને શીતળ સત્યભામાને ) અને વરદ ( વરદાન આપનારી—અર્થાત્ ઉદાર મનવાળી ) ચંદ્રીને ( ચંદ્રિકા જેવી શીતળ અને તેજસ્વી રૂકિમણીને ) સુખ આપનારો છે. તેમજ મરદની ( મારી ) દરદ પીડા( કામના દરદની પીડા )ના યોગને કાપનારો છે. અથવા આ યોગ ( કર્તા ) મરદદરદપીડા—મરદના દરદ ( કામભયની પીડાને કાપનારો છે. આ યોગ ગરદ ગરદ( ધૂળ જેવા તુચ્છ )તારાઓનો જાપ જાપનારો નથી—તમને છોડીને સોળહજાર સ્ત્રીઓમાં આસક્ત થનારો નથી. હરદ ઇ૦—(?)

( ફા ) એકલી રૂકિમણી પ્રતિ કૃષ્ણનાં આ પ્રેમવચન છે—એમ જાણીને સત્યભામાએ આ વક્રોક્તિ કરી છે.

( વા ) કૃષ્ણે સત્યભામાને પ્રસન્ન કરવા રૂપ અર્થ પ્રાપ્ત કર્યો તેને રૂ-

( એવે, "વ્રજની રાસલીલા, કાંચનપુરમાં, કરો કરો દેવ)! કરે સુરીનર સેવ; વ્રજની૦" ઇત્યાદિક ગાન કરતા અને નૃત્ય કરતા નારદમુનિ પ્રવેશ કરે છે ). ( મા )

**કૃષ્ણદેવ**—( નમન કરી ) અહો ભગવંત મારા પર પ્રભુની પૂર્ણ કૃપા છે કે આવા મહોત્સવમાં દર્શન દઇ મારા સરખાને પાવન કરોછો ( એવે રૂક્મિણી સત્યભામા અને સર્વે સ્ત્રીઓ પૂજનસાહિત્ય લઇ નારદમુનિનું પૂજન કરવા કને આવેછે ). ( મા )

**નારદ**—અહો આજ મારાંય ધન્ય ભાગ્ય છે કે,—

**શ્લોક.**

ધંતર મંતર આ ફળવા થકી, અંતર ઇંદ્રિય બાહ્યર આવી,
મુખ્ય પ્રમુખ અસુખ લહી વળી દુઃખ ધરી દય બા'ર સુહાવી;
આત્મ અખંડિત મંડિત માધવ, બાહ્યર આવી પૂજે તનુ ભાવિ,
નારદ ધન્ય તું પારદ પૂરણ, શારદ આ શુચિ મધ્ય ન ફાવી. ૭

---

ક્મિણીના વચનથી કવિએ સ્થિર કરી બતાવ્યો છે માટે નિર્વહણસંધિનું કૃતિ નામે અંગ.

( મા ) નારદના વચનથી, સત્યભામાનું દુઃખ નાશ થયું, એમ સૂચવ્યું છે માટે **સમય** નામે નિર્વહણસંધિનું અંગ.

( મા ) કૃષ્ણે નારદની આરાધના કરી બતાવી છે માટે **પ્રસાદ** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે.

૭ શ્લોક—ઇંદ્રવિજય છંદ. ધંતર ઇ૦—આ ( મારા કરેલા ) ધંતર મંતર ( યુક્તિ પ્રયુક્તિ ) ફળવાથકી ( સિદ્ધ થવાથી ) મારી અંતરની ઈંદ્રિયો ( અંતરિંદ્રિયોની અનેક વૃત્તિઓ રૂપ સોળહજાર સ્ત્રીઓ ) બાહ્યર આવી ( કૃષ્ણને વરીને અહીં આવી હાજર થઈછે ). તે વૃત્તિઓમાંની મુખ્ય અને પ્રમુખ ( મન અને બુદ્ધિ રૂપી ) દ્વય ( બે ) અંતર્વૃત્તિઓમાંની એક અસુખ લહીને અને બીજી દુઃખ ધરીને જાણે બાહાર આવી હોય તેમ સત્યભામા તથા રૂક્મિણી પણ અહીં આવી શોભે છે. વળી જેમ મારો અખંડિત આત્મા બાહાર આવીને તેના ભાવિ ( પ્રારબ્ધનિર્મિત ) તનુને

**કૃષ્ણદેવ**—( અર્ઘપાદ્યાદિ અર્પી નમન કરી ) ભગવંતો મહત્પુરૂષો એમજ માનેછે.

શ્લોક.

નિરમળ જળ અરપીને, મેઘ સુશોભિત કરે જુઓ અબ્ધિ;
ક્ષારપણું ધારીને, મિષ્ટપણું દે ઉદારતા લબ્ધિ. ૮

**નારદ**—વાસુદેવે એમ કહેવું એજ ભૂષણ છે. કિન્તુ આ શું,—

શ્લોક.

આ ગોપિકા નયનથકી હું, દ્વારકા મધ્ય દેખું,
સંખ્યા એની સમ થઇ રહી, આ કદંબાર્ક પેખું;

---

પૂજતો હોય તેમ મંડિત ( અલંકૃત ) માધવ આવીને મારી તનુને ( દેહને ) પૂજેછે, એ પણ ભાવિ( બનવાકાળ )જ હું જાણું છું—( અધ્યાહાર ); અથવા પોતાને ભાવી ( ગમી ) એવી મારી તનુને પૂજેછે. માટે પોતે પોતાને વખાણે છે કે, હે નારદ ! તું ધન્ય છે ! ! તું પૂરણ પારદ ( સંસારસમુદ્રની પાર પોહોચાડનારો અથવા ધારેલા અર્થની સિદ્ધિ આપનારો ) છે ! આ શુચિ ( પવિત્ર ) મંડળની મધ્યે ( તેનું વર્ણન કરવાને ) શારદ ( શારદા—સરસ્વતી ) પણ ફાવી શકી નહિ, કોની પેઠે ? જેમ શારદ ( શરદ ઋતુ )શુચિ( આશાઢ માસ )માં ફાવતી નથી—શોભતી નથી તેમ. આ છંદમાં નારદે પોતાના અનુભવેલા અર્થનું કથન કર્યું છે માટે નિર્ણય નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે. વળી કૃષ્ણને મળેલા અર્થની સ્થિરતા વર્ણી છે માટે કૃતિ નામે અંગ પણ વર્ણાયું છે. અંતરિંદ્રિયો વગેરેનો સ્ત્રીઓ વગેરેમાં આરોપ કર્યો છે માટે રૂપક.

૮ શ્લોક—ગીતિ. ઉદારતા ગુણની લબ્ધિ ( પ્રાપ્તિ )વાળો અબ્ધિ ( સમુદ્ર ) મેઘને નિર્મળ જળ આપીને તેને સુશોભિત કરે છે; તથા પોતે ક્ષારપણું ધારીને મેઘને મિષ્ટપણું આપે છે ! તેજ પ્રમાણે તમે પણ અમારાં વખાણ કરોછો તે તમારીજ મહત્તા છે ! અહીં સમાન કાર્યવડે નારદઆરાધના રૂપ પ્રસ્તુતમાં મેઘાદિ અપ્રસ્તુત વ્યવહારનો સમારોપ કર્યો છે માટે સમાસોક્તિ અલંકાર. મીઠાં વચનવડે કૃષ્ણે નારદની આરાધના કરી છે માટે નિર્વહણસંધિનું પ્રસાદ નામે અંગ.

રાધા ચંદ્રી તડિત તરૂણી, ચંદ્રભાગા ઉવેખું,
આ શ્રીદામો મનમુદ કરે, શ્રેષ્ઠ ના શક્ર લેખું. ૯

**કૃષ્ણદેવ**—જેનાપર નારદમહર્ષિની કૃપાદષ્ટિ હોય તેને શું પ્રાપ્ત ન થાય?

**નારદ**—વાસુદેવ ! કહો શું તમારૂં એથી અધિક પ્રિય કરૂં ? (યા)

**કૃષ્ણદેવ**—હવે આથી અધિક શું પ્રિય કરવાનું છે તથાપિ ભરતવાક્ય સપ્રમાણ થવા આટલું થાવ— (रा)

---

૯ શ્લોક—મંદાક્રાંતા. આ ૬૦— જે ગોપિકા તમને વ્રજમાં મળી હતી તેજ આ ગોપિકાઓ હું મારાં નેત્રથી દ્વારકામાં દેખું છું. કેમકે એક તો તેઓની સંખ્યા અને આ સ્ત્રીઓની સંખ્યા બરોબર છે; વળી ત્યાં જેવું કદંબનું ઝાડ હતું તેવું અહીં પણ કદંબના સૂર્ય જેવું પારિજાતક વૃક્ષ પેખું છું. ત્યાં રાધા હતી, તેમ અહીં આ ચંદ્રી ( ચંદ્રિકા જેવી રૂક્મિણી ) છે; અને અહીં આ તડિતતરૂણી ( વીજળી જેવી સ્ત્રી—સત્યભામા ) છે, તેના આગળ ત્યાં જે ચંદ્રભાગા હતી તેને હું ઉવેખું છું—તેની અવગણના કરૂં છું. આ શ્રીદામો જે ત્યાં હતો તે અહીં પણ રહીને મનને આનંદ આપે છે; વળી ત્યાં તમે ગોવર્ધનોત્સવ કરીને ઇંદ્રનો ગર્વ હર્યો હતો, તેમ અહીં પારિજાતકનું હરણ કરીને ઇંદ્રનો ગર્વ હર્યો છે. માટે એકકે જગોએ મારા કરતાં ઇંદ્ર પણ શ્રેષ્ઠ નથી! **સમાસોક્તિ** તથા **રૂપક.** કૃષ્ણને પ્રાપ્ત થયેલાં સત્યભામા, સોળહજાર સ્ત્રીઓ, તથા પારિજાતક દ્રુમ, એ સર્વનું કથન કરી તેને સ્થિર કરી બતાવ્યાં છે માટે નિર્વહણસંધિનું કૃતિ નામે અંગ. કૃષ્ણને સ્ત્રી તથા પારિજાતક વગેરેની પ્રાપ્તિ વર્ણવી છે, માટે **ભાષણ** નામે નિર્વહણનું અંગ. વ્રજમાં રહેલી ગોપિકાઓ વગેરેની દ્વારિકામાં પ્રાપ્તિ કરી બતાવવા રૂપ અદ્ભુતકાર્યનું કથન કર્યું છે માટે **ઉપગૂહન** નામે નિર્વહણસંધિનું અંગ. કૃષ્ણના મનને મુદ ( હર્ષ ) કરવાનું વર્ણી દુઃખની નિવૃત્તિ વર્ણી છે માટે **સમય** નામે નિર્વહણનું અંગ.

( યા ) કાવ્યની અંતે વર આપવાનું સૂચન કર્યું છે માટે **કાવ્યસંહાર** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે.

( रा ) ભરતવાક્ય—નટવાક્ય. નાટ્યશાસ્ત્રના આદિ પ્રવર્તાવનારા મુનિ ભરત હતા માટે તેમના નામથી તે પછીના તમામ નાટકાચાર્યોને ભરત

## શ્લોક.

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખિ ઉપરી;
જે ગિર્વાણગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખિજનથકી, એ આશ પૂરો હરિ !

---

## સપ્તમાંક સમાપ્ત.

---

કહે છે. પ્રસ્તાવના પછી આખા નાટકમાં નટની ઉક્તિ હોતી નથી તેથી છેવટે પ્રેક્ષકોને નટ આ નિમિત્તે આશિર્વાદ આપે છે, અને તે પછી નાટક સંપૂર્ણ થયેલું મનાય છે.

૧૦ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. સાંગોપાંગ ઈ૦—ગુર્જરીગિરા (ગૂજરાતી ભાષા) અંગ સહિત અને ઉપાંગ સહિત અતિશય વ્યંગ્ય ધારો. શબ્દના વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, અને વ્યંગ્યાર્થ, એવા ત્રણ પ્રકારના અર્થ હોય છે, તેમાંથી વ્યંગ્યાર્થમાં અતિ ગૂઢ અને પ્રૌઢ અર્થ રહેલા હોય છે તે રસજ્ઞના હૃદયને વેધે છે. એ વ્યંગ્યાર્થનાં અંગ તથા ઉપાંગ સાહિત્યગ્રંથોમાં વર્ણેલાં હોય છે, તે સઘળાં અંગ તથા ઉપાંગ સહિત સુરંગ (સારી રીતે રંજન કરનારાં) વ્યંગ્ય ગૂજરાતી ભાષામાં પુષ્કળ થાઓ, એમ કવિની ઈચ્છા બતાવનારૂં આ વાક્ય છે! પાદેપાદ ઈ૦—વ્યંગ્યાર્થવાળી થાઓ એટલુંજ નહિ, પણ તે પાદેપાદ (શબ્દેશબ્દ) રસાળ (રસવાળી) અને ભૂષણવતી (અલંકૃત) થાઓ. અને એ સઘળા સાહિત્યવડે તે પોતાની સખીઓ (હિંદી, મરાઠી, મારવાડી, વગેરે)થી ઉપરી (ચઢિયાતી) થાઓ. કેટલે સુધી ચઢિયાતી થાઓ તે કહે છેઃ જે ઈ૦—ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન ગણતાં જે સ્થાન ગિર્વાણગિરા (સંસ્કૃતભાષા) એ પ્રાપ્ત કર્યું છે તે સ્થાન એ (ગૂજરાતી ભાષા) વરી (પસંદ કરી) લ્યો. ગૂજરાતી ભાષાની ઉત્તમતા થવા માટે કવિ ઈશ્વરની પ્રાર્થના કરે છેઃ થાયે ઈ૦—હે હરિ ! આ ભાષા પોતાની સહુ સખીજન (અન્ય સમાન પ્રાકૃત ભાષાઓ) શ્રેષ્ઠ થ[illegible] [illegible]ારી આ[illegible] [illegible]જરાતી ભાષાની શ્રેષ્ઠ થવાનું

એ આ શ્લોકમાં બે વાર કહ્યું છે તેથી કવિની તે વિષેની અતિશય ઉત્કંઠા ધ્વનિત થાય છે.

ગૂજરાતીનો ઉત્કર્ષ કરવા માટે કવિએ પણ લીધું હતું એ વાત તેમના ચરિત્રમાં સૂચવી છે. ભાષાનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્કર્ષ થતા સુધી પાઘડી ન પહેરવાની તેમણે બાધા રાખી હતી અને ભાષા ખીલવવા યત્ન મરણ પર્યંત જારી રાખ્યો હતો. તેમની ઇચ્છા કેવી હતી તે આ શ્લોક બતાવી આપેછે. કેવી ઇચ્છા, કેવો ઉદ્યમ, ને કેવું દેશાભિમાન ! અને તે પણ વળી ૧૭ મી સદીમાં કે જ્યારે દેશાભિમાન ને સ્વદેશપ્રીતિનાં ભાષણો નહોતાં થતાં, સુધારાનો ઝુંડો નહોતો ઉડયો અને ભાષા ખીલવવાના તો શું તથાપિ તે શીખવાના પણ ઉપાય નહોતા લેવાયા ! શ્લોકમાં વ્યંગ્ય. રસ અને અલંકારનું કથન કર્યું છે માટે આ ગ્રંથમાં તથા પોતાના અન્ય ગ્રંથોમાં પણ કવિએ તેવી ઉત્તમતા આણવાનો યત્ન કર્યોછે એ ધ્વનિ છે.

ગૂજરાતી ભાષારૂપી વાણીદેવીની પ્રશંસા કરી છે માટે **પ્રશસ્તિ** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે. તેનું લક્ષણ આદિભરતે કહ્યું છે કે—

" देवद्विजनृपादीनां प्रशस्तिः स्यात्प्रशंसनम् ॥ " દેવ, બ્રાહ્મણ, રાજા, વગેરેનાં વખાણ કરવાં તેને પ્રશસ્તિ નામે અંગ કહેછે. "

29685